# શ્રીમાન્ પૂજ્યપાદ આચાર્ય વિજયનીતિસૂરિજી.



જન્મ સં. ૧૯૩૦ પોષ શુકલ ૧૧ દીક્ષા સં. ૧૯૪૯ અષાડ શુકલ ૧૧



સ્વર્ગસ્થ શેઠ જીવરાજ ધનજી.

કોચીન.

M Vadilal & Co., Ahd

# નિવેદન

આ કર્મગ્રન્થ ભાગ પહેલો જેમાં કર્મવિપાક, કર્મસ્તવ અને બન્ધસ્વામિત્વ એ ત્રણ કર્મગ્રન્થ આવેલા છે તે મૂળ અને વિવેચન સહિત ઘણા લાંબા સમયે પ્રકટ થાય છે. તેમાંના પ્રથમ કર્મવિપાકનું વિવેચન લખવાનો પ્રારંભ લગભગ ચાર વરસ પૂર્વે કર્યો હતો, પરન્તુ તે લખ્યા પછી બીજા અનેક વિઘ્નો આવી પડતાં આગળ લખવાનું કાર્ય બન્ધ રાખવું પડ્યું હતું. ત્યાર પછી હવણાં સાત આઠ માસ પહેલાં કર્મસ્તવ અને બન્ધસ્વામિત્વનું વિવેચન લખવાનુ શરૂ કર્યું અને તે જેમ બને તેમ જલદી પૂરૂં કરી પ્રકાશિત કરી વાચકને સમર્પિત કરવામાં આવે છે. આ પુસ્તકમાં મૂળ પ્રાકૃત ગાથા, સંસ્કૃત છાયા, શબ્દાર્થ અને વિવેચન એ ક્રમ રાખવામાં આવ્યો છે. વિષયની સુગમતા ખાતર વિવેચન જેમ બને તેમ સાદી અને સરલ ભાષામાં સવિસ્તરપણે કર્યું છે, અને વિષયનો સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે એક એક બાબતનું ભિન્ન ભિન્ન પ્રસંગે અનેકવાર સ્પષ્ટીકરણ કર્યું છે અને તેમ કરવા જતાં પિષ્ટપેષણનો દોષ વહોરી લેવો પડયો છે. પારિભાષિક શબ્દોની વ્યાખ્યા વધારે સ્પષ્ટ અને વિસ્તૃત આપવામાં આવી છે કે જેથી પ્રાથમિક અભ્યાસી પણ આવા ગંભીર અને દુર્ગમ વિષયમાં અનાયાસપૂર્વક પ્રવેશ કરી શકે. શાસ્ત્રીય કઠીન વિષયને ગુજરાતી ભાષામાં ઉતારવાની મુશ્કેલી અને પારિભાષિક શબ્દોની યોજનાને લીધે નિરુપાયે કોઇ કોઇ સ્થળે વિવેચનમાં કઠીનતા આવી ગઈ છે. આ સાથે કર્મ અને તેને લગતી બાબતોનો ખુલાસો કરવા માટે પ્રસ્તાવના પણ આપી છે. વિષયને સ્પષ્ટ કરવા સ્થળે સ્થળે યંત્રો, પરિશિષ્ટો અને ટિપ્પણો પણ આપેલાં છે.

બીજા ભાગમાં ષડશીતિ અને શતક પણ આજ પદ્ધતિથી

પ્રકાશિત કરવા ધારણા છે અને તે જેમ બનશે તેમ જલદીથી શરૂ કરવામાં આવશે

કર્મગ્રન્થ ૧ લા ભાગનુ વિવેચન લખવામાં નીચેના પુસ્તકોની સહાય લેવામાં આવી છે–કર્મગ્રન્થ પ્રથમખડ સટીક, પચસગ્રહ સટીક, પ્રાચીન ચાર કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ સટીક, યશ સોમસૂરિકૃત બાલાવબોધ, જ્ઞાનબિન્દુ, હિન્દી પહિલા દુસરા અને તીસરા કર્મગ્રન્થ વગેરે તે માટે તે ગ્રન્થકર્તા અને પ્રકાશકોનો આ સ્થળે આભાર માનુ છુ

આ પુસ્તકની પ્રસ્તાવના લખવામા હિંદી પ્રથમ કર્મગ્રન્થની પ્રસ્તાવના તથા 'કર્મ અને આત્માનો સયોગ' એ નિબંધનો ખાસ ઉપયોગ કર્યો છે તે માટે તેના લેખકોનો હુ ઋણી છુ. આ પુસ્તક પ્રકાશન કરવામાં કોચીનનિવાસી સદ્‌ગત શેઠ **જીવરાજ ધનજી** તરફથી તેમના ધર્મપત્ની **હિરૂબાઇએ** આર્થિક સહાય કરી છે તે માટે તેમનો પણ આ સ્થળે આભાર માનવામાં આવે છે

ચારિત્રનિષ્ઠ વિદ્યાપ્રેમી પૂજ્યપાદ આચાર્ય મહારાજ **શ્રીવિજય-નીતિસૂરિજીનુ** આ સ્થળે ખાસ સ્મરણ કરૂ છુ કે જેમની પ્રેરણા સિવાય આ વિવેચન લખવાનુ ન બની શકયુ હત

આ વિવેચન લખવામા પ્રેરક અને સહાયક મારા મિત્ર ભાઇ હીરાચદ દેવચદની સહાયે મારા ઉપરનો બોજો ઘણો હળવો કરી નાખ્યો છે

છેવટે આ વિવેચનમા અજ્ઞાનથી, દષ્ટિદોષથી કે અક્ષરયોજકના પ્રમાદથી જે ભૂલો થઇ હોય તેની ક્ષમા યાચી સુજ્ઞ વાચકને સુધારી લેવા અને સૂચિત કરવા વિજ્ઞપ્તિ કરી વિરમું છુ

જૈનવિદ્યાર્થિમંદિર
કોચરબ રોડ, અમદાવાદ } **ભગવાનદાસ હરખચંદ દોસી.**

# પ્રસ્તાવના.

કર્મવાદનુ એ મંતવ્ય છે કે સુખ–દુઃખ, જ્ઞાન–અજ્ઞાન, લાભ–અલાભ, જય–પરાજય, સંપત્તિ–વિપત્તિ–ઇત્યાદિ જીવનમાં અનેક અવસ્થાઓ દૃષ્ટિગોચર થાય છે. તે બધામાં કાળ, સ્વભાવ પુરુષાર્થ આદિ અન્યાન્ય કારણોની જેમ કર્મ પણ એક પ્રધાન કારણ છે. પરંતુ અન્ય દર્શનોની જેમ કર્મવાદને માનનાર જૈન દર્શન ઇશ્વરને ઉક્ત અવસ્થાઓના કારણ તરીકે માનતો નથી. અન્ય દર્શનોમાં અમુક સમયે સૃષ્ટિની ઉત્પત્તિ માની છે, તેથી તેમાં સૃષ્ટિની ઉત્પત્તિની સાથે હરકોઇ પ્રકારે ઈશ્વરનો સંબન્ધ જોડવામાં આવેલો છે. [1]ન્યાયદર્શનમાં કહ્યું છે કે સારા અથવા ખરાબ કર્મનું ફળ ઇશ્વરની પ્રેરણાથી મળે છે.

વૈશેષિક દર્શનમાં ઈશ્વરને સૃષ્ટિનો કર્તા માનીને તેના સ્વરૂપનું વર્ણન કર્યું છે.[2]

યોગ દર્શનમાં ઇશ્વરના આશ્રયથી પ્રકૃતિનો પરિણામ અને જડ જગતનો વિસ્તાર માન્યો છે.[3]

શકરાચાર્યે પણ પોતાના બ્રહ્મસૂત્ર ભાષ્યમાં ઉપનિષદને આધારે ઠેકાણે ઠેકાણે બ્રહ્મને સૃષ્ટિના ઉપાદાન કારણ તરીકે માન્યું છે.[4]

---

१ तत्कारितत्वादहेतुः । गौतम सूत्र अ० ४, आ ०१, सू० २१ ).

૨ જુઓ પ્રશસ્તપાદ ભાષ્ય પૃ. ૪૮

૩ જુઓ સમાધિપાદ મૂ. ૨૪ નુ ભાષ્ય અને ટીકા.

४ चेतनमेकमद्वितीय ब्रह्म क्षीरादिवद् देवादिवच्चानपेक्ष्य बाह्यसाधन स्वयं परिणममानं जगतः कारणमिति स्थितम् । ब्रह्मसूत्रभाष्य २. १. २६.

तस्मादशेषवस्तुविषयमेवेद सर्वविज्ञान सर्वस्य ब्रह्मकार्यतापेक्षयोपन्यस्यते इति द्रष्टव्यम् । ब्रह्मसूत्रभाष्य अ०२ पा०३ सू० ६.

પરન્તુ જીવો પાસે ફળ ભોગવાવવાને માટે જૈન દર્શન ઈશ્વરને કર્મના પ્રેરક તરીકે માનતું નથી. કર્મવાદનું માનવું છે કે જેમ જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે તેમ તેના ફળનો ઉપભોગ કરવામાં પણ સ્વતંત્ર છે. એ પ્રમાણે જૈન દર્શન ઈશ્વરને સૃષ્ટિના અધિષ્ઠાતા તરીકે માનતું નથી. કારણ કે તેમના મતે સૃષ્ટિ અનાદિ અનંત હોવાથી કોઈપણ વખતે અપૂર્વ ઉત્પન્ન થઈ નથી, તથા સૃષ્ટિ પોતેજ પરિણમનસ્વભાવવાળી છે માટે તે ઈશ્વરના અધિષ્ઠાનની અપેક્ષા રાખતી નથી.

**કર્મવાદ ઉપર થતાં મુખ્ય આક્ષેપો અને તેનું સમાધાન—**

જેઓ ઈશ્વરને કર્તા માને છે તેઓ કર્મવાદ ઉપર નીચેના ત્રણ આક્ષેપો કરે છે.

(૧) ઘટ, પટ, મકાન આદિ નાની મોટી ચીજો કોઈને કોઈ વ્યક્તિ દ્વારા જ બનાવેલી હોય છે, તો પછી આ સંપૂર્ણ જગત જે કાર્યરૂપે દેખાય છે તેને પણ ઉત્પન્ન કરનાર કોઈ અવશ્ય હોવો જોઈએ.

(૨) સર્વ પ્રાણીઓ સારાં કે નરસાં કર્મ કરે છે, પણ કોઈ ખરાબ કર્મનું ફળ ચાહતું નથી. કર્મ સ્વયં જડ હોવાથી કોઈ પણ ચેતનની પ્રેરણા શિવાય ફળ આપવામાં અસમર્થ છે. એ માટે કર્મવાદીઓએ પણ પ્રાણીઓને કર્મનું ફળ આપનાર ઈશ્વરને સ્વીકારવો જોઈએ.

(૩) ઈશ્વર જ એક એવી વ્યક્તિ છે જે સદા મુક્ત છે અને મુક્ત જીવોની અપેક્ષાએ પણ તેમનામાં ઐશ્વર્યાદિ ગુણોની વિશેષતા હોય છે, માટે કર્મવાદને માનનાર જૈનોનું આ માનવું ઠીક નથી કે કર્મ છૂટી જવાથી સર્વ જીવ સમાન રીતે ઈશ્વર તુલ્ય થઈ શકે છે.

**પહેલા આક્ષેપનું સમાધાન**—જૈન દર્શન એમ માને છે કે આ જગત્ કોઈપણ સમયે તદ્દન નવું બન્યું નથી, પણ અનાદિ અનંત છે. તેમાં પ્રતિસમયે પરિવર્તન થયા કરે છે. કેટલાંએક પરિવર્તનો એવાં હોય છે કે જેમાં મનુષ્ય આદિ પ્રાણીઓના પ્રયત્નની અપેક્ષા

રહે છે અને કેટલાં એક પરિવર્તનો એવા હોય છે કે જેમાં કોઈના પણ પ્રયત્નની અપેક્ષા રહેતી નથી, કાળ સ્વભાવાદિ કારણોથી તેવા પરિવર્તનો થયાં કરે છે, માટે તેમાં ઈશ્વરના કર્તૃત્વને માનવાની જરૂર નથી.

**બીજા આક્ષેપનું સમાધાન**—પ્રાણી જેવાં કર્મ કરે છે તેનું ફળ તેને તેવાં કર્મ દ્વારા મળે છે. 'કર્મ જડ છે અને કોઇ પણ પ્રાણી પોતે કરેલાં ખરાબ કર્મોનું ફળ ઇચ્છતો નથી' એ ઠીક છે, પરન્તુ અહિં આ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ કે કર્મ જડ હોવા છતાં પણ ચેતનના સંસર્ગથી તેનામાં એક એવી શક્તિ પેદા થાય છે કે તે સારાં કે માઠાં કર્મનો વિપાક નિયત સમયે જીવને વિષે પ્રકટ કરે છે. ચેતનના સંબન્ધ સિવાય જડ કર્મ વિપાક આપવામાં સમર્થ થતું નથી. જેમ એક મનુષ્ય વિષનું ભક્ષણ કરે અને તે વિષ પોતાની શક્તિ પ્રમાણે તેને અસર કરે છે; પરન્તુ તે જડ પદાર્થને કાંઈ પણ અસર કરી શકતુ નથી, તેમ કર્મવાદનુ મન્તવ્ય છે કે ફળ આપવામાં કર્મને ઈશ્વરની પ્રેરણાની જરૂર નથી; સર્વ જીવો ચેતન છે અને તે સારા કે માઠા અધ્યવસાયના અનુસારે કર્મબંધ કરે છે; ચેતનના સંસર્ગથી તેનામાં નિયત સમયે ફળ આપવાની શક્તિ ઉત્પન્ન થાય છે અને કર્મનાં ફળની ઈચ્છા ન હોવા છતાં સારાં અથવા ખરાબ કર્મનું ફળ તેને મળે છે. કેવળ ઇચ્છા નહિ હોવાથી તે તેના ફળને રોકી શકતો નથી. જેમ, કોઇ મનુષ્ય સ્વાદની લાલચથી વિષ મિશ્રિત સ્વાદિષ્ટ ભોજન કરે છે અને ફળની અનિચ્છા છતાં પણ તેની અસર તેને અવશ્ય થાય છે. અહિં ઈશ્વરકર્તૃત્વવાદી એટલુ કહે છે કે ઈશ્વરની ઇચ્છાથી કર્મ પ્રેરિત થઈને તે પોતપોતાનો વિપાક જીવને વિષે પ્રકટ કરે છે. તે સંબન્ધે કર્મવાદી જૈન દર્શન એમ કહે છે કે જીવમાં પોતાના પરિણામને અનુસારે કર્મબંધદ્વારા એવા સંસ્કાર પડે છે અને તે ફલાભિમુખ થતાં તેથી પ્રેરિત થઇને જીવ કર્મનાં ફળને સ્વયમેવ ભોગવે છે.

પરન્તુ જીવો પાસે ફળ ભોગવાવવાને માટે જૈન દર્શન ઈશ્વરને કર્મના પ્રેરક તરીકે માનતુ નથી. કર્મવાદનુ માનવું છે કે જેમ જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે તેમ તેના ફળનો ઉપભોગ કરવામાં પણ સ્વતંત્ર છે. એ પ્રમાણે જૈન દર્શન ઇશ્વરને સૃષ્ટિના અધિષ્ઠાતા તરીકે માનતુ નથી. કારણ કે તેમના મતે સૃષ્ટિ અનાદિ અનંત હોવાથી કોઈપણ વખતે અપૂર્વ ઉત્પન્ન થઈ નથી, તથા સૃષ્ટિ પોતેજ પરિણમનસ્વભાવવાળી છે માટે તે ઇશ્વરના અધિષ્ઠાનની અપેક્ષા રાખતી નથી.

**કર્મવાદ ઉપર થતાં મુખ્ય આક્ષેપો અને તેનુ સમાધાન--**

જેઓ ઇશ્વરને કર્તા માને છે તેઓ કર્મવાદ ઉપર નીચેના ત્રણ આક્ષેપો કરે છે.

(૧) ઘટ, પટ, મકાન આદિ નાની મોટી ચીજો કોઇને કોઈ વ્યક્તિ દ્વારા જ બનાવેલી હોય છે, તો પછી આ સંપૂર્ણ જગત જે કાર્યરૂપે દેખાય છે તેને પણ ઉત્પન્ન કરનાર કોઇ અવશ્ય હોવો જોઇએ.

(૨) સર્વ પ્રાણીઓ સારાં કે નરમાં કર્મ કરે છે, પણ કોઇ ખરાબ કર્મનું ફળ ચાહતુ નથી. કર્મ સ્વયં જડ હોવાથી કોઈ પણ ચેતનની પ્રેરણા શિવાય ફળ આપવામાં અસમર્થ છે. એ માટે કર્મવાદીઓએ પણ પ્રાણીઓને કર્મનુ ફળ આપનાર ઈશ્વરને સ્વીકારવો જોઇએ.

(૩) ઇશ્વર જ એક એવી વ્યક્તિ છે જે સદા મુક્ત છે અને મુક્ત જીવોની અપેક્ષાએ પણ તેમનામાં ઐશ્વર્યાદિ ગુણોની વિશેષતા હોય છે, માટે કર્મવાદને માનનાર જૈનોનું આ માનવું ઠીક નથી કે કર્મ છૂટી જવાથી સર્વ જીવ સમાન રીતે ઇશ્વર તુલ્ય થઈ શકે છે.

**પહેલા આક્ષેપનુ સમાધાન**—જૈન દર્શન એમ માને છે કે આ જગત્ કોઈપણ સમયે તદ્દન નવુ બન્યુ નથી, પણ અનાદિ અનંત છે. તેમાં પ્રતિસમયે પરિવર્તન થયા કરે છે. કેટલાંએક પરિવર્તનો એવાં હોય છે કે જેમાં મનુષ્ય આદિ પ્રાણીઓના પ્રયત્નની અપેક્ષા

રહે છે અને કેટલાં એક પરિવર્તનો એવાં હોય છે કે જેમાં કોઈના પણ પ્રયત્નની અપેક્ષા રહેતી નથી, કાળ સ્વભાવાદિ કારણોથી તેવા પરિવર્તનો થયાં કરે છે, માટે તેમાં ઈશ્વરના કર્તૃત્વને માનવાની જરૂર નથી.

**બીજા આક્ષેપનું સમાધાન**–પ્રાણી જેવાં કર્મ કરે છે તેનું ફળ તેને તેવાં કર્મ દ્વારા મળે છે. 'કર્મ જડ છે અને કોઇ પણ પ્રાણી પોતે કરેલાં ખરાબ કર્મોનું ફળ ઇચ્છતો નથી' એ ઠીક છે, પરન્તુ અહિં આ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ કે કર્મ જડ હોવા છતાં પણ ચેતનના સંસર્ગથી તેનામાં એક એવી શક્તિ પેદા થાય છે કે તે સારાં કે માઠાં કર્મનો વિપાક નિયત સમયે જીવને વિષે પ્રકટ કરે છે. ચેતનના સંબન્ધ સિવાય જડ કર્મ વિપાક આપવામાં સમર્થ થતું નથી. જેમ એક મનુષ્ય વિષનું ભક્ષણ કરે અને તે વિષ પોતાની શક્તિ પ્રમાણે તેને અસર કરે છે; પરન્તુ તે જડ પદાર્થને કાંઈ પણ અસર કરી શકતું નથી, તેમ કર્મવાદનું મન્તવ્ય છે કે ફળ આપવામાં કર્મને ઈશ્વરની પ્રેરણાની જરૂર નથી; સર્વ જીવો ચેતન છે અને તે સારા કે માઠા અધ્યવસાયના અનુસારે કર્મબંધ કરે છે; ચેતનના સંસર્ગથી તેનામાં નિયત સમયે ફળ આપવાની શકિત ઉત્પન્ન થાય છે અને કર્મનાં ફળની ઈચ્છા ન હોવા છતાં સારાં અથવા ખરાબ કર્મનું ફળ તેને મળે છે. કેવળ ઇચ્છા નહિ હોવાથી તે તેના ફળને રોકી શકતો નથી. જેમ, કોઇ મનુષ્ય સ્વાદની લાલચથી વિષ મિશ્રિત સ્વાદિષ્ટ ભોજન કરે છે અને ફળની અનિચ્છા છતાં પણ તેની અસર તેને અવશ્ય થાય છે. અહિં ઈશ્વરકર્તૃત્વવાદી એટલું કહે છે કે ઈશ્વરની ઇચ્છાથી કર્મ પ્રેરિત થઈને તે પોતપોતાનો વિપાક જીવને વિષે પ્રકટ કરે છે. તે સંબન્ધે કર્મવાદી જૈન દર્શન એમ કહે છે કે જીવમાં પોતાના પરિણામને અનુસારે કર્મબંધદ્વારા એવા સંસ્કાર પડે છે અને તે ફલાભિમુખ થતાં તેથી પ્રેરિત થઇને જીવ કર્મનાં ફળને સ્વયમેવ ભોગવે છે.

**ત્રીજા આક્ષેપનું સમાધાન**—ઇશ્વર ચેતન છે અને જીવ પણ ચેતન છે. માત્ર તેમનામાં એટલું અન્તર છે કે જીવની સર્વ શક્તિઓ કર્મોનાં આવરણોથી ઢંકાયેલી છે અને ઇશ્વરની સર્વ શક્તિઓ આવરણથી રહિત છે. પરન્તુ જ્યારે જીવ પોતાના આવરણોને દૂર કરે છે ત્યારે તેની સર્વ શક્તિઓ પૂર્ણ રૂપમાં પ્રકાશિત થઈ જાય છે; પછી જીવ અને ઇશ્વરમાં કોઇ પણ પ્રકારનું અન્તર રહેતું નથી. માત્ર વિષમતાનું કારણ ઔપાધિક કર્મ છે, અને તે જ્યાં સુધી હોય ત્યાં સુધી જ જીવ અને ઇશ્વરનો ભેદ રહે છે. કર્મ મુક્ત થયા પછી જીવ ઇશ્વરરૂપ થાય છે. સર્વ આત્માઓ તાત્ત્વિક દૃષ્ટિથી ઇશ્વર જ છે, કેવળ કર્મ બંધનના કારણથી વિવિધ રૂપે દેખાય છે.

**કર્મવાદની ઉપયોગિતા**—જ્યારે મનુષ્ય ઇહલૌકિક કે પારલૌકિક કામમાં પ્રવૃત્ત થાય છે ત્યારે તેને કોઈ ને કોઈ વિઘ્નોની સામા અવશ્ય થવું પડે છે. એવી સ્થિતિમાં ઘણા મનુષ્યો ચચલ થઇ જાય છે અને ગભરાઇને અન્યને દૂષિત ઠરાવવાનો પ્રયત્ન કરે છે. તે વખતે બીજા તેના અનેક બાહ્ય શત્રુઓ પણ ઉભા થાય છે, અને તેનો પ્રતિકાર કરવા તે પણ તૈયાર થઈ જાય છે, તેથી ચપલતા વધતી જાય છે, બુદ્ધિ અસ્થિર થઇ જાય છે અને તેનામાં ઉત્તરોત્તર વૈરભાવ વૃદ્ધિગત થાય છે. તેવા સમયે વિચારક મનુષ્યને કર્મનો સિદ્ધાન્ત અત્યંત આશ્વાસન અને બોધ આપનાર થાય છે. તે વિચારે છે કે "આ વિઘ્નોનાં બાહ્ય કારણો ભલે ગમે તે હોય પણ તેનું અંતરંગ કારણ બીજું જ છે, અને તે મેં જ પૂર્વે વાવેલું અને અનુકૂળ વૃત્તિઓ દ્વારા અંકુરિત અને ફળવાળું થયેલું કર્મ બીજ છે, ભલે તેનું ફળ મળવામાં ગમે તે વ્યકિત નિમિત્ત થાય." આ રીતે તે પોતાના સ્વદોષને તપાસવા તરફ વળે છે અને બીજા તરફ તેનો વૈરભાવ નાશ પામે છે. તથા તેની વૃત્તિ સ્વસ્થ થવાથી તેનામાં આત્મિક બળ પ્રકટ થાય છે. એ

રીતે કર્મનો સિદ્ધાન્ત સ્વદોષની ગવેષણા, પોતાની જવાબદારી અને આત્મશુદ્ધિ તરફ મનુષ્યને લઈ જાય છે, તેથી તે જીવનમાં ઉપયોગી છે. કર્મના સિદ્ધાન્તની શ્રેષ્ટતાના સંબન્ધમાં ડૉ. મેક્સમુલરનો વિચાર જાણવા યોગ્ય છે.

" આ તો નિશ્ચિત છે કે કર્મના સિદ્ધાન્તની અસર મનુષ્ય જીવન ઉપર ઘણી થઇ છે. જો કોઇ પણ મનુષ્યને માલુમ પડે કે વર્તમાન અપરાધ સિવાય મારે કષ્ટ ભોગવવું પડે છે અને તે મારા પૂર્વજન્મના કર્મનુ ફ્લ છે તો તે જૂનુ કરજ ચુકવનાર મનુષ્યની જેમ શાન્ત ભાવથી તે કષ્ટને સહન કરી લેશે. વળી તે મનુષ્ય એટલું પણ જાણે કે સહનશીલતાથી જૂનુ દેવું ચુકવાય છે અને ભવિષ્યને માટે નીતિની સમૃદ્ધિ એકઠી કરી શકાય છે, તો તેને ભલાઇના માર્ગ પર ચાલવાની પ્રેરણા સ્વતઃ થશે. 'સારૂ કે ખરાબ કોઇ પણ કર્મ નષ્ટ થતુ નથી' આ નીતિનો મત અને પદાર્થશાસ્ત્રનો બલસંરક્ષણ સંબન્ધી મત સમાન છે. બન્ને મતનો આશય એટલો છે કે કોઇ પણ સદ્વસ્તુનો નાશ થતો નથી. કોઇ પણ નીતિશિક્ષાના અસ્તિત્વના સબન્ધમા ભલે કેટલીય શંકા હોય પણ નિર્વિવાદ સિદ્ધ તો એ છે કે કર્મમત સર્વથી અધિક સ્થળે માન્ય થયો છે, તેથી લાખો મનુષ્યોનુ કષ્ટ ઓછુ થયુ છે, અને તે મતથી મનુષ્યોની વર્તમાન સંકટ સહન કરવાની શક્તિ પેદા કરવામાં અને ભવિષ્ય જીવન સુધારવામાં ઉત્તેજન મળ્યુ છે."

જૈન દર્શનમા કર્મવાદના આવિર્ભાવ સંબન્ધે પરપરા અને ઐતિહાસિક દૃષ્ટિથી બે રીતે ઉત્તર આપી શકાય છે. પરપરાથી તો જૈન ધર્મ અને કર્મવાદનો અવિનાભાવ–નિયત સંબન્ધ કહી શકાય. એટલે કે જૈન ધર્મ અને કર્મવાદ બન્ને અનાદિ કહી શકાય, માટે કર્મવાદનો સંબન્ધ પ્રવાહરૂપથી જૈન ધર્મની સાથે અનાદિ છે.

ઐતિહાસિક દૃષ્ટિએ કર્મવાદના મૂળભૂત ભગવાન્ પાર્શ્વનાથ

અને ભગવાન્ મહાવીર કહી શકાય. આધુનિક ઇતિહાસવેત્તાઓ ભગવાન્ પાર્શ્વનાથથી જૈન ધર્મના ઇતિહાસની શરૂઆત કરે છે. તેથી તેમના મતે પણ કર્મનો સિદ્ધાન્ત ભગવાન્ પાર્શ્વનાથ જેટલો પ્રાચીન ગણવો જોઇએ. ભગવાન્ પાર્શ્વનાથ અને ભગવાન્ મહાવીરનો સિદ્ધાન્ત દેશ કાળની દૃષ્ટિએ અમુક આચારની બાબતો સિવાય ભિન્ન નહોતો. ભગવાન મહાવીરના સમયમાં ભારતવર્ષમાં જૈનધર્મ સિવાય વૈદિક અને બૌદ્ધ એ બન્ને ધર્મો પણ વિદ્યમાન હતા, પણ બન્નેના સિદ્ધાન્તો મુખ્ય વિષયમાં તદ્દન જુદા હતા. મૂળ [1]વેદો, [2]ઉપનિષદો, [3]સ્મૃતિ અને વેદાનુયાયી દર્શનોમાં ઇશ્વર સંબન્ધે એવી કલ્પના હતી કે, જગતનો ઉત્પાદક એક ઇશ્વર છે અને તે સારા અથવા બુરા કર્મોનું ફળ જીવો પાસે ભોગવાવે છે. કર્મ જડ હોવાથી ઈશ્વરની પ્રેરણા સિવાય ફળ આપી શકતુ નથી. જીવ પોતાનો વિકાસ ગમે તેટલો કરે, અને ગમે તેટલી ઉચ્ચ કોટિનો હોય પણ તે ઇશ્વર થઈ શકતો નથી."

આ માન્યતાની સામે ભગવાન મહાવીરના કર્મનો સિદ્ધાન્ત હતો. તેમના સિદ્ધાન્તને અનુસરી નીચેની બાબતો વિશેષરૂપે ફલિત થાય છે.

(૧) ઇશ્વર કૃતકૃત્ય હોવાથી સૃષ્ટિમાં હસ્તક્ષેપ કરતો નથી.
(૨) કર્મ ચેતનના સંસર્ગથી સ્વયંફલ આપવા સમર્થ છે.

---

१ सूर्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् ।
दिव च पृथिवीं चान्तरिक्षमथो स्वः......
(ऋ० मं० १० सू० १९)

२ यतो वा इमानि भूतानि जायन्ते,येन जातानि जीवन्ति,
यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद् ब्रह्मेति ।
(तैत्ति० ३-१)

૩ જુઓ મનુસ્મૃતિ અ. ૧ શ્લો. ૫-૯.

(૩) જીવ કર્મનો નાશ કરી ઇશ્વર થઈ શકે છે. જીવ અને ઇશ્વરનો ભેદ કર્મકૃત છે.

(૪) આત્મા પોતાના કર્મનો કર્તા છે અને સ્વયં ભોક્તા છે, તેમજ બધાં પ્રકારનાં કર્મનો નાશ કરી નિર્વાણ પામે છે. તેમ કરવામાં તેને ઇશ્વરના અનુગ્રહની જરૂર નથી, પણ પોતે સ્વતંત્ર છે.

ભગવાન મહાવીરના સમયમાં બુદ્ધમત પણ પ્રચલિત હતો, તે પણ કર્મવાદનો સ્વીકાર [1]કરે છે. પરન્તુ તેના સિદ્ધાન્તમાં ક્ષણિકવાદને સ્થાન હતું. જો આત્માને ક્ષણિક માનવામાં આવે તો કોઈપણ રીતે કર્મવાદની ઉપપત્તિ થઇ શકતી નથી, કારણ કે આત્મતત્ત્વને ક્ષણિક માનવાથી સ્વકૃત કર્મનો ભોગ નહિ થાય અને પરકૃત કર્મના ભોગનો પ્રસંગ આવશે, તેથી કૃતનાશ અને અકૃતાગમ નામક દૂષણ પ્રાપ્ત થશે. માટે આત્માને પરિણામી નિત્ય માનવાથી ઉક્ત દૂષણનો અભાવ થાય છે.

વૈદિક સાહિત્ય તથા બૌદ્ધ સાહિત્યમાં કર્મનો વિચાર છે, પણ તે એટલો અલ્પ છે તે માટે તેનો કોઇ ખાસ ગ્રન્થ દૃષ્ટિગોચર થતો નથી. પરન્તુ તેથી ઉલટું જૈનદર્શનમાં કર્મસંબન્ધી વિચાર સૂક્ષ્મ, વ્યવસ્થિત અને અતિ વિસ્તૃત છે, અને એ વિચારનું પ્રતિપાદક કર્મશાસ્ત્ર જેણે જૈનસાહિત્યનો મોટો ભાગ રોકયો છે. જો કે ઘણા ગ્રન્થોમાં થોડે ઘણે અંશે કર્મસંબન્ધી ચર્ચા મળે છે, પરન્તુ તે વિષયના સ્વતંત્ર ગ્રન્થો પણ અનેક છે.

ભગવાન મહાવીરે કર્મવાદનો ઉપદેશ કર્યો તેની પરંપરા

---

१ कम्मना वत्तति लोको कम्मना वत्तति पजा ।
कम्मनिबंधना सत्ता रथस्साणीव यायतो ॥
(सुत्तनिपात वासेट्ठसुत्त ६१)

અત્યાર સુધી ચાલી આવે છે, તેની સંકલનાના ત્રણ વિભાગ પાડી શકાય છે.

**૧ પૂર્વાત્મક કર્મશાસ્ત્રઃ**—ચૌદ પૂર્વોમાં આ વિભાગ સૌથી પહેલો છે. ભગવાન્ મહાવીરના પછી નવસો કે હજાર વર્ષ સુધી ક્રમશઃ ઘટતા ઘટતા પૂર્વવિદ્યા વિદ્યમાન હતી. ચૌદ પૂર્વમાં આઠમું કર્મપ્રવાદ પૂર્વ મુખ્યપણે કર્મવિષયક હતું, પરંતુ તે સિવાય બીજું અગ્રાયણીય પૂર્વ હતુ. તેમાં પણ કર્મસંબન્ધી વિચાર માટે કર્મપ્રાભૃત નામે એક વિભાગ હતો. અત્યારના શ્વેતાંબર અને દિગંબર કર્મવિષયક સાહિત્યમાં પૂર્વાત્મક કર્મ શાસ્ત્રના મૂલ અંશો વિદ્યમાન નથી.

**(૨) પૂર્વથી ઉદ્ધૃત કર્મશાસ્ત્રઃ**—આ વિભાગ પૂર્વાત્મક કર્મશાસ્ત્રથી ઘણોજ નાનો છે, પરન્તુ વર્તમાન અભ્યાસીઓ માટે એટલો મોટો છે કે તે બધાનું અવલોકન, અધ્યયન અને મનન અસાધ્ય તો નહિ પણ દુઃસાધ્ય તો છે. આ વિભાગ ખાસ પૂર્વથી ઉદ્ધૃત છે. પૂર્વથી ઉદ્ધૃત કર્મશાસ્ત્રના અંશ બન્ને સંપ્રદાયમાં હજી સુધી વર્તમાન છે. એવા ઉલ્લેખો શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયમાં મળી આવે છે. તે ઉદ્ધૃત અંશો બન્ને સંપ્રદાયમાં કંઇ કંઈ ભિન્ન નામથી પ્રસિદ્ધ છે. શ્વેતાંબર સંપ્રદાયમાં કર્મપ્રકૃતિ, શતક, પંચસંગ્રહ અને સપ્તતિકા, અને દિગંબર સંપ્રદાયમાં મહાકર્મપ્રકૃતિપ્રાભૃત. એ બન્ને ગ્રન્થો પૂર્વોદ્ધૃત કહેવાય છે.

**(૩) પ્રાકરણિક કર્મશાસ્ત્રઃ**—આ વિભાગ ત્રીજી સંકલનામાં આવે છે. આમાં કર્મવિષયક નાના મોટા અનેક પ્રકરણ ગ્રન્થો છે. અત્યારે આ પ્રકરણ ગ્રન્થોનોજ અધ્યયન અને અધ્યાપનમાં વિશેષ પ્રચાર છે. આનું અધ્યયન કર્યા બાદ પૂર્વોદ્ધૃત કર્મવિષયક ગ્રન્થોમાં પ્રવેશ થઇ શકે છે. આ પ્રાકરણિક કર્મશાસ્ત્ર વિક્રમની આઠમી નવમી શતાબ્દીથી માંડી સોલમી શતાબ્દી સુધીમાં નિર્મિત થયું છે.

**ભાષાઃ**—ભાષા દૃષ્ટિથી કર્મશાસ્ત્ર ત્રણ ભાગમાં વહેંચી શકાય

છે.–(૧) પ્રાકૃત, (૨) સંસ્કૃત અને (૩) પ્રાદેશિક ભાષાઓમાં.

**(૧) પ્રાકૃતઃ**—પૂર્વાત્મક અને પૂર્વોદ્ધૃત કર્મશાસ્ત્ર આજ ભાષામાં રચાયું છે. પ્રાકરણિક કર્મશાસ્ત્રનો ઘણો મોટો ભાગ પ્રાકૃત ભાષામાં રચાયો માલૂમ પડે છે. મૂલ ગ્રન્થ સિવાય તેના ઉપર કેટલીક જૂની ટીકા પણ પ્રાકૃત ભાષામાં રચાઇ છે જેને ચૂર્ણિ કહેવામાં આવે છે.

**(૨) સંસ્કૃતઃ**—પ્રાચીન સમયમાં જે કર્મશાસ્ત્ર બન્યું છે તે બધું પ્રાકૃત ભાષામાં છે, પરન્તુ ત્યારપછી તેની ટીકા વગેરેની રચના સંસ્કૃત ભાષામાં છે, તથા મૂલ પ્રાકરણિક કર્મશાસ્ત્રની કોઇ કોઇ રચના પણ બન્ને સંપ્રદાયમાં સંસ્કૃત ભાષામાં થઇ છે.

**(૩) પ્રાદેશિક ભાષાઃ**—આમાં મુખ્યપણે જૂની ગૂજરાતી કર્ણાટકી અને હીન્દી એ ત્રણ ભાષાઓનો સમાવેશ થાય છે. આ ભાષાઓમાં મૌલિક ગ્રન્થ જૂજ છે, પરન્તુ મુખ્યપણે તેનો ઉપયોગ મૂળ તથા ટીકાનો અનુવાદ કરવામાં થયેલો છે. વિશેષ કરીને આ પ્રાદેશિક ભાષાઓમાં પ્રાકરણિક કર્મશાસ્ત્ર ઉપર લખાયેલ ટીકા ટિપ્પન અનુવાદ વગેરે છે. કર્ણાટકી અને હીન્દી ભાષાનો દિગમ્બરીય સાહિત્યમાં અને શ્વેતામ્બરીય સાહિત્યમાં ગુજરાતી ભાષાનો ઉપયોગ થયેલો છે.

**કર્મશાસ્ત્ર એ આધ્યાત્મિક શાસ્ત્ર છે:**—અધ્યાત્મશાસ્ત્રનો ઉદ્દેશ્ય આત્માનાં પારમાર્થિક અને વૈભાવિક સ્વરૂપનું સત્યજ્ઞાન પ્રાપ્ત કરાવવું એ છે. કર્મશાસ્ત્રમાં આત્માના વૈભાવિક સ્વરૂપની મુખ્યપણે ચર્ચા છે અને વૈભાવિક સ્વરૂપના અભાવ થવાથી પારમાર્થિક સ્વરૂપ પ્રાપ્ત થાય છે તેની ચર્ચા ગૌણપણે છે. અધ્યાત્મશાસ્ત્રમાં મુખ્યપણે આત્માનું પારમાર્થિક સ્વરૂપ વર્ણવ્યુ છે, અને વૈભાવિક સ્વરૂપનુ વર્ણન ગૌણપણે છે. અધ્યાત્મ શાસ્ત્રમાં

પ્રવેશ કરવા માટે પ્રથમ આત્માના વૈભાવિક સ્વરૂપનું જ્ઞાન આવશ્યક છે, કારણ કે જ્યાં સુધી પ્રાણીઓની વર્તમાન કર્મજન્ય વૈભાવિક અવસ્થાઓનું જ્ઞાન ન થાય ત્યાં સુધી પારમાર્થિક સ્વરૂપનું જ્ઞાન શી રીતે થઇ શકે? માટે પ્રથમ કર્મશાસ્ત્ર આત્માની બધી કર્મજન્ય વૈભાવિક દશા વર્ણવી અને શુદ્ધ આત્મ સ્વભાવથી તેની ભિન્નતા બતાવી તેનું હેયપણું બતાવે છે. ત્યાર પછી અધ્યાત્મશાસ્ત્ર અનેક દૃષ્ટિથી આત્માનાં શુદ્ધસ્વરૂપનું વર્ણન કરે છે. માટે કર્મશાસ્ત્ર એ અધ્યાત્મશાસ્ત્ર અથવા તો અધ્યાત્મશાસ્ત્રનું એક અંગ છે. અધ્યાત્મશાસ્ત્ર ધન શરીર આદિ બાહ્ય વસ્તુમાં આત્મબુદ્ધિને બહિરાત્મભાવ જણાવે છે અને કર્મશાસ્ત્ર મિથ્યાત્વમોહનું કાર્ય જણાવે છે. બન્ને શાસ્ત્રમાં બહિરાત્મભાવનો ત્યાગ કરવાનો કહેલો છે.

શરીરાદિ અને આત્માનો અભેદભ્રમ દૂર થાય છે ત્યારે વિવેક ખ્યાતિ (ભેદજ્ઞાન) પ્રકટ થાય છે અને તેજ અંતરાત્મભાવ છે. તેમાં સ્થિર થઇ આત્મા પરમાત્મભાવને પ્રાપ્ત થાય છે તે વાત બન્ને શાસ્ત્રને ઉદ્દિષ્ટ છે. માત્ર ભેદ એટલોજ છે કે કર્મશાસ્ત્રમાં પ્રામુખ્યે પૌદ્ગલિક કર્મની અનેક અવસ્થાઓનું બારીક અને વિગતવાર વર્ણન છે, ત્યારે અધ્યાત્મ શાસ્ત્રમાં મુખ્યત્વે આત્માના સ્વરૂપનું વર્ણન અને તેની પ્રાપ્તિના ઉપાયો વર્ણવ્યા હોય છે. પ્રથમ શાસ્ત્ર કર્મની સત્તાનું વર્ણન કરી તેથી આત્માનો ભેદ દેખાડે છે ત્યારે બીજું શાસ્ત્ર આત્માની સત્તાનું વર્ણન કરી આત્માની સત્તા પુદ્ગલની સત્તાથી ભિન્ન છે તેમ દેખાડેછે.

## વિષયપ્રવેશ.

કર્મશબ્દ લોકવ્યવહાર અને શાસ્ત્રમાં અનેક અર્થમાં પ્રવર્તે છે, પરન્તુ અહિં તે રાગદ્વેષાદિ આત્માના વિભાવપરિણામ અને તે દ્વારા આકર્ષિત થયેલા કાર્મણ જાતિના પુદ્ગલો એ બન્ને અર્થમાં

વપરાયેલો છે. પ્રથમ પ્રકારના કર્મને ભાવકર્મ અને બીજા પ્રકારના કર્મને દ્રવ્યકર્મ કહે છે. રાગદ્વેષાદિની ઉત્પત્તિ પણ પૂર્વના ઉદિત થયેલા દ્રવ્ય કર્મના નિમિત્તથીજ થાય છે, માટે તે વિભાવ પરિણામ કહેવાય છે. જે અવસ્થાની ઉત્પત્તિમાં ઈતર વસ્તુ નિમિત્તભૂત કે સહાયરૂપ હોય તે વિભાવ પરિણામ કહેવાય છે અને જેની ઉત્પત્તિમાં ઈતર વસ્તુ નિમિત્તભૂત ન હોય તે સ્વભાવ પરિણામ કહેવાય છે દ્રવ્યકર્મની ઉત્પત્તિમાં રાગાદિ વિભાવ પરિણામ હેતુ છે, અને રાગાદિ વિભાવ પરિણતિમાં દ્રવ્યકર્મ હેતુ છે જો એમ ન હોય તો રાગાદિ પરિણામ સ્વભાવભૂત થઈ જાય અને મુક્તિ અસભવિત થઇ જાય દ્રવ્યકર્મ અને ભાવકર્મનો પરસ્પર કાર્યકારણ-ભાવ છે, અને એ બન્ને પ્રવાહરૂપે અનાદિ છે. દ્રવ્યકર્મના ઉદય વડે રાગાદિ પરિણતિરૂપ ભાવકર્મ થાય છે અને ભાવકર્મવડે પુન: દ્રવ્યકર્મ બંધાય છે આ પ્રમાણે દ્રવ્યકર્મ અને ભાવકર્મની પરંપરા અમુક કાળે શરૂ થઇ એમ નથી પણ અનાદિ કાળથી ચાલી આવે છે, માટે આત્માની સાથે કર્મનો અનાદિ સબન્ધ કહી શકાય છે. જો આ પરપરાની અમુક કાળે શરૂઆત માનીએ તો તે પહેલા બધા જીવો મુક્ત હોવા જોઇએ અને તેને પણ આ પરપરાની પ્રથમ શરૂઆત થઇ એમ માનવુ જોઇએ અને જો એમ માનીએ તો મુક્ત જીવો પણ અમુક્ત થાય.

હવે એ પરપરા ચાલુ રહેવી તે બંધ અને તેનો સર્વથા અભાવ થવો તે મોક્ષ કહેવાય છે તેજ પરમશ્રેય અથવા પરમપુરુષાર્થરૂપ છે, અને તે મનુષ્યજીવનનો પ્રધાન ઉદ્દેશ છે. બન્ધ અને મોક્ષ એ બન્ને આત્માની અવસ્થાઓ છે બંધ એ આત્માની વિભાવપરિણતિ અને મોક્ષ એ આત્માની સ્વભાવ પરિણતિ છે આત્મા વિભાવપરિણામવડે દ્રવ્ય કર્મ આકર્ષી આત્મપ્રદેશ સાથે એક પ્રદેશાવગાહી કરે છે છતાં બન્ને પરસ્પર ભિન્ન છે, કોઇ કાળે પણ એકરૂપ થતા નથી સોના અને ત્રાંબાને સાથે ગાળી ઢાળ પાડયો હોય તો બન્ને અરસપરસ મળવા

છતાં સોનું અને ત્રાંબુ જુદાં જ છે, એકરૂપ થતાં નથી, કારણ કે તેજાબદ્વારા બન્ને જુદાં કરી શકાય છે. તેમ આત્મા અને દ્રવ્ય કર્મ સાથે રહેવા છતાં ભિન્ન છે, કારણ કે તેને સમ્યગ્દર્શનાદિ સ્વભાવ પરિણમનથી જુદાં કરી શકાય છે.

જૈન શાસ્ત્રકારે કર્મના અસંખ્ય ભેદ હોવા છતાં પણ સંક્ષેપથી ખ્યાલમાં આવે એટલા માટે અમુક વિશેષતાઓને લીધે તેના આઠ વિભાગ પાડ્યા છે અને બધા ભેદોનો આ આઠ ભેદમાં સમાવેશ કર્યો છે. આ આઠ પ્રકારના કર્મમાં પ્રથમના ચાર કર્મ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અન્તરાય 'ઘાતી' કહેવાય છે. અર્થાત્ આ ચાર આવરણોથી આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યાદિ ગુણો ઢંકાયેલા છે. જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મથી આત્માની જ્ઞાન ચેતના અને દર્શન ચેતના અવરાયેલી છે અને તે કર્મનો જે અંશમાં ક્ષયોપશમ હોય તે અનુસાર કિંચિત્ જ્ઞાન અને દર્શન ચેતના વ્યક્ત થાય છે. આત્માની અત્યારની જ્ઞાન દર્શનશક્તિ કર્મજન્ય નહિ પણ ક્ષયોપશમથી પ્રગટ થયેલી છે. સાંસારિક વૈભવ સુખ દુઃખ આદિતો કર્મજન્ય છે. ત્રીજા મોહનીય કર્મના ઉદયથી રાગદ્વેષ અને મોહાદિને અધીન થઇ વિવેકરહિત આત્મા સમ્યગ્દર્શન અને સ્વભાવરમણરૂપ ચારિત્રથી ચ્યુત થાય છે. ચોથા અન્તરાય કર્મના ઉદયથી આત્માનું અનન્ત વીર્ય તથા દાનાદિ શક્તિઓ અપ્રગટ રહે છે. તેમાં જ્ઞાનાવરણમાં મતિજ્ઞાનાવરણ તથા શ્રુતજ્ઞાનાવરણનો તથા દર્શનાવરણમાં અચક્ષુદર્શનાવરણનો ક્ષયોપશમ સર્વ જીવોને હોય છે, કારણ કે તે ઉદયમાં હંમેશાં દેશઘાતી જ હોય છે સમ્યગ્દર્શન અને ચારિત્રસંપન્ન આત્માઓને મોહનીય કર્મનો ક્ષયોપશમ હોય છે, અને બીજાને હોતો નથી. અન્તરાય કર્મનો ક્ષયોપશમ તો સર્વ જીવોને હોય છે. જેટલે જેટલે અંશે ક્ષયોપશમ હોય છે તેટલે તેટલે અંશે આત્મા તે તે શકિતસંપન્ન હોય છે. તે ચારે આવરણોનો સર્વથા ક્ષય થવાથી અનન્ત દર્શન, અનંત

દર્શન, અનંતજ્ઞાન, અનન્ત ચારિત્ર તથા અનન્ત વીર્ય પ્રગટ થાય છે ત્યાં સુધી તે અવ્યક્તપણે હોય છે

બાકીના ચાર કર્મો 'અઘાતી' છે એટલે તે આત્માના સ્વાભાવિક સ્વરૂપનો પ્રતિરોધ કરતા નથી. તેનો સંબન્ધ માત્ર બાહ્ય સામગ્રી સાથે છે, તેના ઉદયથી બાહ્ય સામગ્રીની પ્રાપ્તિ થાય છે. જ્યારે ઘાતી કર્મે આત્માનું સ્વરૂપ પ્રગટ થવા દેતા નથી અને આત્માના વિકાસમાં બાધા નાખે છે ત્યારે અઘાતી કર્મની તેવી કશી સત્તા નથી.

અઘાતી કર્મના ચાર પ્રકાર છે—૧ વેદનીય, ૨ નામ, ૩ ગોત્ર અને ૪ આયુપ. વેદનીય કર્મના ઉદયથી આત્માને સુખ-દુઃખાદિનુ ભાન કરાવનાર સામગ્રીનો યોગ થાય છે, એ સિવાય બીજી વેદનીય કર્મની સત્તા નથી. તે સામગ્રીમાં સુખદુઃખાદિનુ ભાન કરાવનાર તો મોહનીય કર્મ છે. વેદનીય તો સુખદુઃખાદિ સામગ્રીનો યોગ કરી આપી ખસી જાય છે. જેટલે અંશે મોહનીય કર્મ સહકારી હોય તેટલે અંશે સુખદુઃખાદિ સામગ્રીમાં આત્મા અનુરંજિત થાય છે, તન્મય થાય છે. અનુરંજિતપણાનું તારતમ્ય મોહનીય કર્મને આભારી છે. જો મોહનીય કર્મ ન હોય તો વેદનીય કર્મ સાવ સામર્થ્યહીન છે, દગ્ધરજ્જુ સમાન છે. તેનામાં સામગ્રી પૂરી પાડવા ઉપરાંત બીજો કશો ગુણ નથી. નામકર્મના ઉદયથી ગતિજાતિ આદિ બાહ્ય સામગ્રી પ્રાપ્ત થાય છે. ગોત્રકર્મ ઉચ્ચ કુળ અને નીચ કુળમાં ઉપજવામાં સાધનરૂપ છે, અને આયુપ કર્મના ઉદયથી આત્માનો દેહ સાથેનો સબન્ધ અમુક કાળ સુધી ટકી શકે છે.

**બંધ અને તેના હેતુ**—કર્મ અને આત્માનો સબન્ધ હેતુપૂર્વક છે, જ્યારે જ્યારે તેને હેતુઓ મળે છે ત્યારે ત્યારે આત્મા તે હેતુને અધીન થઈ વિભાવ પરિણામમાં જોડાય છે અને તે દ્વારા કાર્મણવર્ગણાના પુદ્ગલને આકર્ષી આત્મા તેની સાથે તાદાત્મ્ય સંબન્ધ કરે છે તે દ્રવ્ય કર્મબંધ છે અને ભાવકર્મ એ દ્રવ્યકર્મ બન્ધનો

હેતુ છે. ઉદિત થયેલા બધા કર્મ એ ભાવકર્મરૂપ નથી, પરન્તુ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ભાવકર્મ છે, કારણ કે તે આત્મપરિણામને રંજિત કરે છે. ખરી રીતે તો મોહનીય કર્મ એજ ભાવકર્મ છે, કારણ કે તે જ્યારે ઉદયમાન થાય છે ત્યારે તે જીવને પરભાવમાં રંજિત કરે છે. યદ્યપિ બીજા કર્મો પણ જીવને રંજિત કરે છે પણ તે મોહદ્વારાજ રંજિત કરી શકે છે. અર્થાત્ મોહનીય કર્મમાંજ જીવને પરભાવમાં રંજિત કરવાની શક્તિ છે. માટે મોહનીય કર્મ એ ભાવકર્મરૂપ છે. યદ્યપિ કર્મબંધના સામાન્યરીતે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર હેતુઓ કહ્યા છ, તેમાં મિથ્યાત્વ, અવિરતિ અને કષાય તો મોહરૂપજ છે, અને તેજ કર્મ બધનો હેતુ છે. યદ્યપિ કેવળ યોગ પણ કર્મબંધનો જનક છે, પણ તે શુષ્ક ભીંત ઉપર પડેલી રજની પેઠે કર્મ અને આત્માના સંબન્ધરૂપ છે, તેનામાં અનુભાગ નહિ હોવાથી બન્ધન શક્તિ નથી. કષાયવડે રંજિત થયેલો યોગજ કર્મ બંધનું કારણ છે; ત્યાં પ્રભાવ માત્ર કષાયના સામર્થ્યનો છે.

**હેતુઓનું સામર્થ્ય**—જ્યારે આત્મા હેતુઓની સત્તાને અધીન થઇ વિભાવ પરિણામને ભજે છે ત્યારે તે દ્રવ્યકર્મનો બંધ કરે છે. આત્માએ હેતુઓની સત્તાને અધીન થવું જ જોઇએ તેવું કાંઇ નથી. જે બળવાન આત્માઓ છે તે હેતુઓની સત્તાને વશ થતા નથી. તેથી વિભાવપરિણામદ્વારા દ્રવ્ય કર્મનો બંધ કરતા નથી. અને તેથી દ્રવ્યભાવકર્મની સાંકળને લંબાવતા નથી, પણ પોતાના પુરુષાર્થથી હેતુઓએ ઉપસ્થિત કરેલા વિભાવ પરિણામના નિમિત્તને અધીન ન થતાં સમભાવે વેદીને તેનો ક્ષય કરે છે. મોહનીય કર્મના ઉદયકાળે જ્ઞાની પુરૂષો અત્યંત આત્મજાગૃત થઇ તેણે ઉપસ્થિત કરેલા કષાયભાવમાં ન જોડાતાં તટસ્થપણે સમભાવે ભોગવી લે તો તે કર્મ ક્ષય પામે છે અને તે નવીન કર્મ બંધનું કારણ થતું નથી. હેતુઓની સત્તા નિર્બળ આત્મા ઉપર

વિશેષ ચાલે છે, તે સુકાન વિનાના વહાણુની પેઠે નિમિત્તોને અધીન થઇને ડામાડોળપણે ગતિ કર્યા કરે છે. હેતુઓએ ઉપસ્થિત કરેલા કષાયભાવમા જોડાઇ રાગદ્વેષપણે તે કર્મને વેદે છે અને દ્રવ્ય ભાવકર્મની પરપરાને લબાવે છે. એ પ્રમાણે હેતુઓનો પ્રભાવ આત્માની યોગ્યતા ઉપર અવલબિત છે જેમ રોગના જતુઓ પ્રબળ આરોગ્યસપન્ન મનુષ્યને અસર કરી શકતા નથી, પણ નિર્બળ આત્માને જલ્દી અસર કરે છે, તેમ હેતુઓની સત્તા વીર્યવાન આત્માને રજિત કરી શકતી નથી વીર્યવાન્ આત્મા તો અરજિતભાવે હેતુઓની સત્તાનો પરાભવ કરે છે ઉદયકાળ બાળ અને જ્ઞાની પુરુષોને સમાન જ હોય છે પરન્તુ જ્ઞાની પુરુષો ઉદયકાળે અત્યત સાવધાન હોય છે તેથી વિભાવ પરિણુતિને ભજતા નથી અને અજ્ઞાની જીવો અસાવધાનપણાથી વિભાવપરિણામને અધીન થઇ જાય છે

**કર્મનો કર્તા**—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અતરાય કર્મના ઉદયથી ઉપસ્થિત થતા ભાવકર્મવડે જીવ દ્રવ્યકર્મ બાંધે છે મોહનીયકર્મના ઉદયવડે થતા મિથ્યાત્વ અને કષાયભાવ જીવથી ભિન્ન નથી, જીવનાજ પરિણામરૂપ છે અને તે પરિણામનો કર્તા પણ જીવ પોતેજ છે. કર્તા અને કર્મ એ બન્ને જીવમાજ સમાયેલાં છે. પરન્તુ તે વિભાવપરિણામરૂપ હોવાથી અને વિભાવપરિણામ મોહનીયકર્મના નિમિત્તથી થતુ હોવાથી જીવના સ્વભાવરૂપ ગણુવા યોગ્ય નથી તેથી કર્મગ્રહણ ઔપાધિક છે, સ્વાભાવિક નથી શુદ્ધ ચૈતન્યસ્વરૂપ પ્રાપ્ત થયા પછી આત્મા કર્મનો કર્તા નથી, પરન્તુ સ્વભાવનો જ કર્તા છે વેદાન્ત અને સાખ્ય દર્શન આત્માને શુદ્ધ, અકર્તા અને અભોક્તા માને છે તે સર્વાશે સત્ય નથી, પણ નિશ્ચય નયની દષ્ટિથી સત્ય છે જો આત્મા કર્મનો કર્તા નજ હોય તો દુખની પરપરા ક્યાંથી પ્રાપ્ત થાય અને દુખની અત્યત નિવૃત્તિ માટે જે શાસ્ત્રકારોએ ઉપાયો બતાવેલા છે તેની સફળતા શી રીતે થઇ શકે? જો કર્મનો કર્તા નજ હોય તો ભોક્તા પણ શી રીતે

હોઇ શકે, અને ભોક્તૃત્વ તો પ્રત્યક્ષ જોઇએ છીએ. તે કર્મના કર્તૃત્વથી નિવૃત્ત થવું એ સર્વ શાસ્ત્રનું પ્રયોજન છે, તેથી આત્મા કર્મનો કર્તા છે, અને દુઃખ એ કર્મનું ફળ છે. આત્મા નિમિત્તની સત્તાવડે કર્મ કરે છે તેથી કર્મ કરવાનો તેનો સ્વભાવ છે એમ ઠરતું નથી, કારણ કે તે ઔપાધિકભાવે કરે છે સ્વાભાવિક નહિ. નિમિત્તનો ત્યાગ થતા કર્મબંધનો પણ ત્યાગ થાય છે.

આ ઉપરથી એટલું નિશ્ચિત થાય છે કે કર્મ આવવાનું મૂળ કારણ રાગદ્વેષાદિ અંતરગ પરિણામ છે અને તેજ સંસાર પરિભ્રમણનો હેતુ છે. શરીરવસ્ત્રાદિ બાહ્ય સામગ્રી કર્મ આવવાનું કારણ નથી. જો બાહ્ય સામગ્રી બધની નિયામક હોત તો આત્મા કદિ સંસારમુક્ત થઇ શકત નહિ. કર્મબંધનું નિયામક તો તે સામગ્રીમાં રહેલી મમત્વભાવના છે. જ્યાં સુધી મમત્વભાવ વર્તે છે ત્યાં સુધી બાહ્યસામગ્રીનો યોગ હોય કે ન હોય તો પણ કર્મનું આગમન સમાન રીતે ચાલુજ હોય છે, જો મમત્વભાવના ન હોય તો બાહ્ય સામગ્રી હોવા છતાં તેથી નિર્બંધ રહેવાને લીધે તે કર્મબધક થતો નથી.

**પ્રકૃતિબન્ધ અને પ્રદેશબન્ધ**—મન, વચન અને શરીરદ્વારા થતા આત્મપ્રદેશના પરિસ્પંદને યોગ કહે છે અને તે યોગવડે કાર્મણવર્ગણા આત્મા પ્રતિ આકર્ષાય છે. યોગની અલ્પતા હોય છે તો થોડી કાર્મણવર્ગણા ગૃહિત થાય છે અને જો યોગની અધિકતા હોય તો અધિક વર્ગણાઓનું ગ્રહણ થાય છે. એક સમયે ગ્રહણ કરેલી કાર્મણવર્ગણા આયુષ સિવાય બાકીના સાત કર્મ અને તેની ઉત્તર પ્રકૃતિઓ રૂપે વહેંચાઈ જાય છે. જયારે આયુષ બંધાતુ હોય ત્યારે આઠ કર્મરૂપે વહેંચાય છે. જેમ આહારરૂપે ગ્રહણ કરેલા પુદ્ગલો રસ, રક્ત, માંસ, મજ્જાદિ ધાતુઓરૂપે વહેંચાય છે તેમ યોગદ્વારા આકર્ષિત થયેલી કાર્મણવર્ગણા મૂળ અને ઉત્તર પ્રકૃતિઓ રૂપે વહેંચાઇ જાય છે. અહિં જે કર્મ વહેંચાય છે તે બધું સરખે ભાગે

વહેંચાતુ નથી, પણ તેમાં પ્રત્યેક કર્મનો વત્તો ઓછો ભાગ હોય છે. સૌ કરતાં આયુષ કર્મનો ઓછો હિસ્સો છે, તેથી નામ અને ગોત્રકર્મનો અધિક ભાગ છે અને પરસ્પર સરખો છે. તેથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયનો ભાગ અધિક છે, અને પરસ્પર સમ છે, અને સૌથી અધિક વેદનીય કર્મનો ભાગ છે. અહિં એટલો વિશેષ છે કે જે પ્રકૃતિઓ બંધમાં પરસ્પર વિરોધી છે તેમાં જે પ્રકૃતિ જે સમયે બધાતી હોય તેનો હિસ્સો તેને મળે છે બીજી પ્રકૃતિને મળતો નથી. હવે યોગવડે ગૃહિત થતા કર્મમાં બે ઘટનાઓ ફલિત થાય છે. પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ. તેમાં પ્રદેશબન્ધનું કર્તવ્ય કાર્મણવર્ગણાને ગ્રહણ કરવાનુ અને પ્રકૃતિબધનુ કર્તવ્ય મૂળ અને ઉત્તર પ્રકૃતિરૂપે વહેંચવાનું છે. બાકી તે કર્મ કેટલા કાળ સુધી રહેવાનું છે તથા ફલદાયી શક્તિનુ તારતમ્ય કેટલું છે તે સબન્ધે યોગને કશો સંબન્ધ નથી. તેથી શાસ્ત્રકારે 'યોગમાત્રથી પ્રકૃતિબધ અને પ્રદેશબંધ થાય છે' એમ કહ્યુ છે. તેમાં શુભયોગ પુણ્યપ્રકૃતિ બધનો અને અશુભયોગ પાપપ્રકૃતિનો હેતુ છે.

**સ્થિતિબંધ અને અનુભાગબંધ**—યોગની પ્રવૃત્તિથી પ્રકૃતિબન્ધ અને પ્રદેશબંધ થાય છે. પણ તે કર્મ કેટલા કાળ સુધી અને કેવુ તીવ્ર અથવા મન્દ ફળ આપશે તેનો આધાર આત્માના કષાયભાવ ઉપર રહેલો છે. પ્રકૃતિબંધનો કાર્યપ્રદેશ કાર્મણવર્ગણામાં જ્ઞાનાવરણાદિ સ્વભાવ પેદા કરવાનો અથવા આત્મા સાથે સબંધ યોજવાનો છે અને અનુભાગબંધનુ કાર્ય કાર્મણ સ્કંધોમા રહેલી ફળપ્રદાન શક્તિના તારતમ્યનો નિયમ કરવાનુ અથવા તે મુજબ શુભાશુભ રસાસ્વાદ કરાવવાનુ છે. જ્યારે આત્મા કષાયરહિત હોય ત્યારે યોગમાત્રથી સાતાવેદનીયનો પ્રકૃતિબધ અને પ્રદેશબંધ થાય છે. પણ જ્યારે યોગ કષાય વડે અનુરજિત થયેલ હોય છે ત્યારે કર્મનો વિવિધ પ્રકૃતિબધ, અનુભાગબંધ, સ્થિતિબંધ અને પ્રદેશબંધ થાય છે. આત્મા સાથે બધાયેલી કર્મ પ્રકૃતિ જ્યાંસુધી ફલોન્મુખ

થતી નથી ત્યાં સુધીના કાળને અબાધાકાળ કહે છે. અબાધાકાળ પૂરો થયા પછી કર્મ ફલોન્મુખ થાય છે.

કર્મબંધ થયા પછી એક આવલિકા કાળ ગયા બાદ બંધાયેલી કર્મપ્રકૃતિમાં આત્મપરિણામને અનુસારે ઘણા ફેરફાર થાય છે. કવચિત્ ઉદ્વર્તના (કર્મની સ્થિતિ અને રસની અધિકતા), અપવર્તના ( સ્થિતિ અને રસની અલ્પતા ), સંક્રમણ ( કર્મની પ્રકૃતિ, સ્થિતિ અને રસનુ સજાતીય અન્ય પ્રકૃતિ, સ્થિતિ અને રસરૂપે પરાવર્તન), ઉદીરણા (દીર્ઘકાળે વેદવા લાયક કર્મને ઉદયાવલિકામાં પ્રવેશ કરાવી અલ્પકાળમાં વેદવું), ઉપશમના–મોહનીય કર્મના ઉદયમાં આવવા યોગ્ય પુદ્ગલોને ઉદયને અયોગ્ય કરવા. ઉપશમના માત્ર મોહનીય કર્મની જ થાય છે અને ઉપશમના થયા પછી તેમાં અપવર્તના અને સંક્રમણ કરણ સિવાય બીજા કોઈપણ કરણની અસર થઇ શકતી નથી), નિધત્તિ (ગાઢબધ, જેમાં ઉદ્વર્તના અપવર્તના સિવાય બીજા કોઇપણ કરણની અસર થતી નથી), અને નિકાચના (તીવ્ર ગાઢબંધ, બાંધેલું કર્મ કંઇપણ ફેરફાર થયા સિવાય ફળ પર્યંત એવું જ રહે તે) થાય છે.

આ બધા ફેરફારો કર્મબંધ થયા બાદ ઉદિત કે અનુદિત અવસ્થામાં શુભાશુભ પરિણામને અનુસરી થયા કરે છે.

આત્મા પ્રતિસમય કાષાયિક ભાવવડે સાત કર્મનો બધ કરે છે અને આયુષનો બંધ તો આખા ભવમાં એક જ વાર થાય છે. જ્યારે તે બધાય છે ત્યારે આઠ કર્મનો બંધ કરે છે અને તે આખા જીવનમાં સેવેલા શુભાશુભ ભાવોના તારતમ્યવડે બંધાય છે.

ઉપર એમ કહેવામાં આવ્યું છે કે યોગથી પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ થાય છે અને કષાયથી સ્થિતિબંધ અને અનુભાગબંધ થાય છે. પરન્તુ આયુષ સિવાય સર્વકર્મની જ્યેષ્ઠ સ્થિતિ કષાયના બાહુલ્યથી થાય છે. માત્ર શુભ આયુષની જ્યેષ્ઠ સ્થિતિ વિશુદ્ધિથી–કષાયની અલ્પતાથી બંધાય છે. તથા પાપ પ્રકૃતિઓનો અનુભાગ સંક્લેશથી

કષાયની અધિકતાથી વધે છે અને સર્વ પુણ્યપ્રકૃતિનો અનુભાગ વિશુદ્ધિથી–કષાયની અલ્પતાથી વધે છે તથા સંક્લેશથી ઘટે છે.

અહિં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કર્મવર્ગણા જડ છે તો તે આત્માને કેવી રીતે ફળ આપી શકે? તેમાં વળી કેવું, કેટલું અને ક્યારે ફળ આપવું એવું જ્ઞાન પણ જડ કર્મપ્રકૃતિને કેવી રીતે હોય? આ શંકાનું સમાધાન આ પ્રમાણે થઇ શકે છે. યદ્યપિ કેવળ જડ વર્ગણામાં ફળ આપવાનું સામર્થ્ય નથી, પણ આત્માની શક્તિથી તેનામાં ફળ આપવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે. જેમ જડ વિષની ફળપ્રદાન શક્તિ આત્માના સામર્થ્યને લીધે જ છે, તે ચૈતન્ય-શક્તિરહિત જડ વસ્તુને કંઇપણ અસર કરી શકતું નથી, તેમ પુદ્‌ગલને કર્મરૂપે પરિણત કરનાર આત્મા સિવાય બીજા કોઇ દ્રવ્યની શક્તિ નથી, પણ આત્મદ્રવ્યનીજ શક્તિ છે. જ્યારે આત્મા સાથે કર્મ જોડાય છે, ત્યારે આત્માના રાગદ્વેષાદિ વિભાવ પરિણામને અનુસારે ક્યારે, કેવું અને કેવી રીતે ફળ આપવું તેનો નિશ્ચય થયેલો હોય છે. જેમ, ખોરાક લીધા પછી પ્રકૃતિના અનુસારે સ્વયં રસ–રુધિરાદિ વિવિધ પરિણામ થાય છે, તેમાં બીજા કોઈ પ્રેરકની જરૂર પડતી નથી.

હવે કર્મ જ્યારે ઉદિત થાય છે ત્યારે તે સાક્ષાત્ કંઈ પણ નીપજાવી શકતું નથી, પણ પ્રકૃતિ અનુસાર જે કાર્ય થવાનું છે તેમાં નિમિત્ત રચી આપે છે, બાકીનું કર્તવ્ય આત્માને અધીન છે. બલવાન્ આત્મા પુરુષાર્થથી તે નિમિત્તથી છૂટી જાય છે અને નિર્બળ આત્મા બંધાઈ કર્મપરંપરા ઉત્પન્ન કરે છે. જો કર્મનું કામ એક સરખી રીતે બાંધવાનું હત તો કોઈપણ આત્માને પુરુષાર્થનો અવકાશજ ન રહેત અને ત્રણે કાળમાં મોક્ષનો અસંભવ થાત. જેમ કોઈ આત્માને લોભ મોહનીયનો ઉદય થાય, અને તેથી તેનામાં લુબ્ધવૃત્તિ ઉત્પન્ન થાય અને તે દ્વારા ધનાદિ પદાર્થ ઉપર પોતાનો અધિકાર જમાવે, પણ તે આત્મા શુદ્ધ વૃત્તિવડે લુબ્ધ-

વૃત્તિને આધીન નહિ થતાં ધનાદિ ઉપરનો પોતાનો અધિકાર છોડી દે તો તે લુબ્ધવૃત્તિ ઉત્પન્ન કરનાર કર્મ ઉદિત થઈ ખલાસ થઈ જાય અને તેથી નવીન દ્રવ્ય કર્મ ન બંધાય.

જ્ઞાની અને અજ્ઞાની પુરુષોમાં એટલો તફાવત છે કે જ્યારે જ્ઞાની જનો ઉદયમાન થયેલા કર્મ વિપાકથી ઉત્પન્ન થયેલા નિમિત્તને આધીન ન વર્તતા નવી ભૂલ કરતા નથી અને કદાચ અનુભાગના બાહુલ્યથી તેવી ભૂલ કરે તો તે તુરત સુધારી લે છે ત્યારે અજ્ઞાની મનુષ્યો ઉદિત થયેલા વિપાકના નિમિત્તને આધીન થઈ રાગદ્વેષદ્વારા નવીન કર્મગ્રહણરૂપ ભૂલ કરે છે અને તે ભૂલને સુધારી શકતા નથી. અહિં મેતાર્યમુનિ અને પ્રસન્નચંદ્ર રાજર્ષિનુ દૃષ્ટાંત જાણી લેવુ. સોનીએ મેતાર્યમુનિને ભ્રાન્તિથી સુવર્ણયવના ચોર ગણી તેના શરીરને ચામડાની વાધરીથી બાંધી તેને તડકે રાખી મૂકયા અને એ રીતે ક્રોધનુ નિમિત્ત રચી આપ્યુ. પરન્તુ મેતાર્યમુનિ સમભાવ વડે કર્મપરિણામને સમજતા સોનીને નિર્દોષ જાણી ક્રોધના નિમિત્તને અધીન ન થયા અને એ કર્મને નિષ્ફળ કર્યું, નવી ભૂલ ન કરી. પ્રસન્નચદ્ર રાજર્ષિ ધ્યાનનિમગ્ન હતા અને કોઇ સૈનિકની વાતથી પોતાના બાલપુત્ર ઉપર દુશ્મનોએ ચઢાઇ કરેલી જાણી ક્રોધને અધીન થયા, શુભ ધ્યાન ચૂકી રૌદ્ર ધ્યાનને વશ થઇ સપ્તમ નરક ગતિનુ કર્મ બાંધ્યુ, પણ ક્ષણવારમાં પોતાની ભૂલ જણાઇ અને તુરતજ સુધારી ધ્યાનારૂઢ થઇ નરકગતિના કર્મને વિખેરી નાખ્યુ અને સર્વ કર્મનો ક્ષય કરી કૈવલ્ય પ્રાપ્ત કર્યું. અહિં મેતાર્યમુનિએ તો ઉદયમાન કર્મના નિમિત્તને અધીનજ ન થયા, અને પ્રસન્નચદ્ર રાજર્ષિએ નિમિત્તને અધીન થઇ ભૂલ કરી પણ તુરત સુધારી એ અહિં વિચારણીય છે.

જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ સામાન્ય અને વિશેષ બોધનો ઘાત કરે છે અને તેના ઉદયથી જીવ અણસમજુ કે અલ્પજ્ઞ થાય છે. અન્તરાય કર્મ આત્માની વીર્યશક્તિનો

ઘાત કરે છે, અને સમજવા છતાં સત્કાર્યમાં પ્રવૃત્તિ કરી શકતો નથી. તથા મોહનીય કર્મ ભ્રાન્તિ, અથવા મિથ્યાજ્ઞાન અને ક્રોધાદિ કષાયો ઉત્પન્ન કરે છે. એટલે આ ચારે કર્મની સત્તા થોડે ઘણે અંશે આત્મા ઉપર છે. તેમાં મોહનીય કર્મ સિવાયના બાકીના કર્મની સત્તા આત્મા ઉપર અલ્પ છે અને તે ભાવ કર્મની રચનામાં અલ્પાંશે ઉપયોગી થાય છે. મોટો ફાળો મોહનીય કર્મનો છે, કેમકે તેનીજ ભાવકર્મની રચનામાં મોટી મદદ છે. બાકીના વેદનીયાદિ કર્મોની તો માત્ર બાહ્ય નિમિત્તો રચવામાંજ કૃતાર્થતા છે, તે સિવાય એ કશુ કરી શકતા નથી.

**બન્ધ**—અહિં કર્મનો આત્માની સાથે ત્રિવિધપ્રકારે બંધ થાય છે—(૧) આત્માની સાથે અશુદ્ધ પરિણમનરૂપ ભાવબંધ. આ બન્ધ અરૂપી સાથે અરૂપીનો છે. અહિં આત્મા અને તેના અશુદ્ધ પરિણામનો તાદાત્મ્ય સમ્બન્ધ છે. (૨) જીવની સાથે લાગેલાં પૂર્વબદ્ધ કર્મ સાથે નવીન કર્મનો બંધ. આ બંધ રૂપી સાથે રૂપીનો છે. (૩) આત્મા સાથે દ્રવ્યકર્મનો બંધ. આ અરૂપી આત્મા સાથે રૂપી કર્મનો બંધ છે.

**નિશ્ચય અને વ્યવહાર દૃષ્ટિ**—અહિં પ્રથમ પ્રકારના બંધને નિશ્ચય દૃષ્ટિવડે અશુદ્ધ અથવા વિભાવબંધ કહે છે. આત્મા જો ખાસ કર્મનો કર્તા હોય તો વિભાવ પરિણામરૂપ બંધનો કર્તા છે, અને વિભાવ પરિણામરૂપ નિમિત્ત મેળવી દ્રવ્યકર્મ તેમાં પ્રવેશે છે. આત્મા નિશ્ચય દૃષ્ટિથી પુદ્‌ગલને ગ્રહણ કરતોજ નથી, પણ કર્મપ્રકૃતિ તેવું અનુરૂપ નિમિત્ત પામી સ્વયમેવ તે રૂપે પરિણમે છે. માટે દ્રવ્યકર્મનો કર્તા વ્યવહાર દૃષ્ટિથી કહેવાય છે. આ બન્ને દૃષ્ટિઓ પોતપોતાના પ્રદેશમાં જુદા જુદા દૃષ્ટિબિંદુથી સાચી છે, પરન્તુ નિશ્ચયદૃષ્ટિ એ તાત્ત્વિક દૃષ્ટિ છે. નિશ્ચય દૃષ્ટિથી આત્મા સ્વભાવનો જ કર્તા છે. પણ પરભાવનો કર્તા નથી. તેમાં શુદ્ધ નિશ્ચય નયથી આત્મા શુદ્ધ સ્વભાવનો જ કર્તા છે, પણ વિભાવનો કર્તા નથી, વિભાવનો કર્તા તો અશુદ્ધ નિશ્ચય નયથી જ છે.

જ્યાંસુધી આત્મા પોતાના સ્વભાવ અને વિભાવ ધર્મનું કર્તૃત્વ સમજતો નથી ત્યાં સુધી તે કર્મનુજ કર્તૃત્વ સ્વીકારે છે, તેનીજ અધીનતા સ્વીકારી લે છે. એમ નથી સમજતો કે કર્મબંધ વિભાવરૂપ નિમિત્તના વશથી આનુષગિક જ પ્રવર્તે છે. તાત્વિક દષ્ટિથી પોતે પોતાનોજ કર્તા છે. જ્યારે નિશ્ચય દષ્ટિથી આત્મા વિભાવ પરિણામનુ કર્તૃત્વ સ્વીકારે છે ત્યારે તે કર્મના ઉપર જવાબદારી ન ઢોળતાં પોતે પોતાનીજ જવાબદારી સ્વીકારે છે અને તે વિભાવ પરિણતિથી વિરમવા પ્રયત્નશીલ થાય છે. જ્યારે વ્યવહાર દષ્ટિ ચાલુ પરિસ્થિતિને ગ્રહણ કરે છે ત્યારે નિશ્ચય દષ્ટિ મૂળ સ્વભાવને ગ્રહણ કરે છે.

એ રીતે સામાન્ય રીતે કર્મનુ સ્વરૂપ અને તેના સમન્ને સક્ષેપમા કહેવામાં આવ્યુ છે.

**ગ્રન્થ પરિચય**—કર્મ સબન્ધે ૭ કર્મગ્રન્થ પ્રસિદ્ધ છે, તેના નામ–૧ કર્મવિપાક, ૨ કર્મસ્તવ, ૩ બન્ધસ્વામિત્વ, ૪ ષડશીતિક, ૫ શતક અને ૬ સપ્તતિકા પ્રથમના ત્રણ કર્મગ્રન્થ આ ભાગમાં આપવામાં આવ્યા છે, તેના વિશેષ પરિચય માટે તો તેના અધ્યયનની જરૂર છે, પણ સામાન્ય પરિચય માટે નામ, વિષય, કર્તા આદિ અનેક બાબત તરફ ધ્યાન આપવુ આવશ્યક છે.

**નામ અને વિષય**—આમાના પ્રથમ કર્મગ્રન્થનુ નામ 'કર્મવિપાક' છે અને તે પોતાના નામ માત્રથી પોતાનો વિષય સૂચિત કરે છે. તેને પ્રથમ કર્મગ્રન્થ પણ કહે છે. કારણ કે તેનુ પ્રથમ અધ્યયન કર્યા સિવાય બીજા કર્મગ્રન્થોમાં પ્રવેશ થતો નથી. તેમાં મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના ભેદો તથા તેના વિપાક–ફળનુ વિગતવાર વર્ણન કરેલું છે. બીજા કર્મગ્રન્થનુ નામ 'કર્મસ્તવ' છે, ગ્રન્થકર્તાએ તૃતીય કર્મગ્રન્થ બન્ધસ્વામિત્વને અંતે તેના નામનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે 'બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તામાં પ્રાપ્ત થયેલા કર્મનો

ગુણસ્થાનદ્વારા ક્ષય કરવાવડે સ્તુતિ કરવી ' એ કર્મસ્તવનો અર્થ છે. ગોમટ્ટસારમાં પણ ' કર્મસ્તવ ' એવું નામ છે, પણ તેનો અર્થ જુદો છે. ' કોઇપણ વિષયના સર્વ અંગોનું સંક્ષેપ યા વિસ્તારથી વર્ણન કરનાર શાસ્ત્રને સ્તવ કહે છે. ' અહિં ભગવાન્ મહાવીરની સ્તુતિના મિષથી ગુણસ્થાનકોમાં બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તાને આશ્રયી કેટલી પ્રકૃતિઓ હોય છે અને કેટલી પ્રકૃતિઓ વિચ્છિન્ન થયેલી હોય છે તે અહિં અભિધેય–વિષય છે. ત્રીજા કર્મ-ગ્રન્થનું નામ બંધસ્વામિત્વ છે. માર્ગણાસ્થાનોમાં ગુણસ્થાનોને આશ્રયી કેટલી પ્રકૃતિઓ બન્ધમાં હોય છે અને કેટલી પ્રકૃતિઓનો વિચ્છેદ થાય છે તે અહિં પ્રતિપાદ્ય વિષય છે. સ્વાભાવિક અને વૈભાવિક પર્યાયોદ્વારા જીવનું અનેક પ્રકારે પૃથક્કરણ કરવું તે માર્ગણાસ્થાનક અને મોહનીયાદિ કર્મનાં ઉદય, ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષયદ્વારા જીવવિકાસની તારતમ્યસૂચક ભૂમિકાઓને ગુણસ્થાન કહે છે. આ તૃતીય કર્મગ્રન્થમાં પ્રત્યેક માર્ગણામાં ગુણસ્થાનકને આશ્રયી બન્ધસ્વામિત્વનું કથન છે.

## ગ્રન્થકર્તાનું જીવન.

પ્રસ્તુત ગ્રન્થના કર્તા દેવેન્દ્રસૂરિ વિક્રમની તેરમી શતાબ્દીના અન્તમાં અને ચૌદમી શતાબ્દીના પ્રારંભમાં વિદ્યમાન હતા. તેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૩૩૭ માં થયો હતો. તેમનો જન્મ, દીક્ષા, સૂરિપદ આદિના સમયનો ઉલ્લેખ ક્યાંઇ મળતો નથી. વિ. સં. ૧૨૮૫ માં તેમના ગુરુ શ્રી જગચ્ચંદ્રસૂરિએ તપાગચ્છની સ્થાપના કરી ત્યારે તેમણે દીક્ષા લીધી હશે એમ સાહજિક અનુમાન થાય છે. કારણ કે ગચ્છની સ્થાપના થયા બાદ શ્રીજગચ્ચંદ્રસૂરિએ શ્રી–દેવેન્દ્રસૂરિ અને વિજયચંદ્રસૂરિને સૂરિપદ આપ્યાનો ગુર્વાવલીમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. દેવેન્દ્રસૂરિએ સંવત્ ૧૩૦૨ માં ઉજ્જયિનીમાં શ્રેષ્ઠિવર જિનચંદ્રના પુત્ર વીરધવલને દીક્ષા આપી હતી, કે જે

આગળ વિદ્યાનંદસૂરિના નામથી પ્રસિદ્ધ થયા છે. તે વખતે તેમની ઉમર લગભગ ૨૦ વરસની માનીએ તો તેમનો જન્મ વિ. સં. ૧૨૭૫ લગભગ કહી શકાય.

શ્રીદેવેન્દ્રસૂરિનો જન્મ કયા દેશ અને કયી જાતીમાં થયો હતો તેનું કાંઇ પણ પ્રમાણ હજી સુધી મળ્યું નથી. તેમણે આચાર્યપદ ગ્રહણ કર્યા પછી જે જે ઘટનાઓ બની તેનો ઉલ્લેખ મળે છે. તેમનો ગૂજરાત અને માળવામાં અધિક વિહાર હતો. કદાચ તે ગૂજરાત યા માળવામાંના કોઈ પણ દેશમાં ઉત્પન્ન થયા હોય એમ સંભવે છે

શ્રીદેવેન્દ્રસૂરિ જૈનશાસ્ત્રના સંપૂર્ણ વિદ્વાન્ હતા તેમાં તો કાંઇ પણ સંદેહ નથી. કારણ કે તેમના રચેલા ગ્રન્થોજ સાક્ષીરૂપ છે. ગુર્વાવલીમાં એમની વિદ્વત્તાના સબન્ધમાં કહ્યુ છે કે " તેઓ પડ્દર્શનના વિદ્વાન હતા, અને તેથી મંત્રીશ્વર વસ્તુપાળ તથા અન્ય અન્ય વિદ્વાન્ તેમના વ્યાખ્યાનમાં આવતા હતા " તેમણે પાંચ કર્મગ્રન્થ સટીક રચ્યા છે. તેની ટીકા સ્પષ્ટ, સરલ અને વિદ્વત્તાપૂર્ણ છે.

દેવેન્દ્રસૂરિ કેવળ વિદ્વાન્ નહોતા, પણ ચારિત્રમાં અત્યંત દૃઢ હતા, તેના સંબન્ધમાં એટલું કહેવુ બસ છે કે તે વખતે સાધુઓમાં ક્રિયા શિથિલતા જોઇને તેમના ગુરુ શ્રી જગચ્ચન્દ્રસૂરિએ પ્રબળ પુરુષાર્થ અને અત્યંત ત્યાગવડે ક્રિયોદ્ધાર કર્યો હતો અને તેનો નિર્વાહ દેવેન્દ્રસૂરિએ કર્યો હતો.

યદ્યપિ શ્રીજગચ્ચન્દ્રસૂરિએ દેવેન્દ્રસૂરિ અને વિજયચંદ્રસૂરિ અન્નેને આચાર્યપદ પર સ્થાપિત કર્યા હતા, પણ ગુરુએ આરંભેલા ક્રિયોદ્ધારના કાર્યને દેવેન્દ્રસૂરિએજ સંભાળ્યુ; અને તેથી ઉલટું વિજયચંદ્રસૂરિ વિદ્વાન્ હોવા છતાં પણ પ્રમાદાસક્ત થઈ શિથિલાચારી થયા, પોતાના ગુરુ ભાઈ વિજયચંદ્રસૂરિને શિથિલ જોઇને

સમજાવવા છતાં પણ ન સમજવાથી છેવટે દેવેન્દ્રસૂરિએ ક્રિયારુચિના કારણથી તેમનાથી અલગ થવું પસંદ કર્યું. તેથી એટલું સ્પષ્ટ જણાય છે કે તે ચારિત્રમાં અત્યંત દૃઢ અને ગુરુભક્ત હતા.

શ્રીદેવેન્દ્રસૂરિ શુદ્ધ ક્રિયાના પક્ષપાતી હોવાથી અનેક આત્મકલ્યાણના અર્થી સંવિગ્નપાક્ષિક મુમુક્ષુઓ આવીને તેમને મળ્યા.

દેવેન્દ્રસૂરિના ગુરુ જગચ્ચંદ્રસૂરિ જેઓએ શ્રીદેવભદ્ર ઉપાધ્યાયની મદદથી ક્રિયોદ્ધારના કાર્યનો આરંભ કર્યો હતો, તેમણે જીવન પર્યન્ત આયંબિલ વ્રતનો સ્વીકાર કરી પોતાની અસાધારણ ત્યાગ વૃત્તિ પ્રદર્શિત કરી હતી. તે કારણથી બૃહદ્ (વડ) ગચ્છનું 'તપાગચ્છ' એવું નામ પડયું. શ્રીજગચ્ચંદ્રસૂરિ કેવળ તપસ્વી નહોતા, પણ પ્રૌઢ વિદ્વાન્ હતા, કારણ કે ગુર્વાવલીમાં આવું વર્ણન મળે છે કે તેણે 'ચિત્તોડની રાજધાની આઘાટ નગરમાં બત્રીશ દિગંબરો સાથે વાદ કર્યો હતો' તેમાં તે હીરાની માફક વિજયી (તેજસ્વી) નીકળ્યા હતા, તે માટે ચિત્તોડ નરેશની તરફથી તેમને 'હિરલા'ની પદવી મળી હતી. તેમની કઠીન તપસ્યા, પ્રૌઢ વિદ્વત્તા અને શુદ્ધ ચારિત્રને માટે આ પ્રમાણ બસ છે.

દેવેન્દ્રસૂરિનો પરિવાર કેટલો હતો તે સંબન્ધમાં સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંઇ પણ મળતો નથી. પરન્તુ એટલું તો નિશ્ચિત છે કે અનેક સંવિગ્ન મુનિઓ તેમને આશ્રિત રહેતા હતા. ગુર્વાવલીમાં તેમના બે શિષ્ય વિદ્યાનંદ અને ધર્મકીર્તિનો તો ઉલ્લેખ મળે છે. તે બન્ને ભાઇઓ હતા. 'વિદ્યાનંદ' નામ સૂરીપદ આપ્યા પછીનું છે. તેમણે વિદ્યાનંદ નામે વ્યાકરણ બનાવ્યું છે. ધર્મકીર્તિ ઉપાધ્યાય આચાર્યપદ અપાયા બાદ 'ધર્મઘોષ' નામથી પ્રસિદ્ધ થયા. તે બન્ને શિષ્યો અન્યશાસ્ત્ર તથા જૈનશાસ્ત્રમાં નિપુણ હતા. શ્રીદેવેન્દ્રસૂરિવિરચિત કર્મગ્રન્થની ટીકાને તે બન્ને વિદ્વાનોએ શોધી છે.

ક્રમનું પ્રયોજન–'શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત' એ મતિજ્ઞાનના બે ભેદનું સ્વરૂપ–અશ્રુતનિશ્રિતના ઔત્પત્તિક્યાદિ ચાર પ્રકારનું સ્વરૂપ–શ્રુતનિશ્રિતના અવગ્રહાદિ ચાર પ્રકાર–વ્યંજનાવગ્રહ–વ્યંજનાવગ્રહ ક્ષયોપશમરૂપ કે અવ્યક્ત જ્ઞાન રૂપ શી રીતે કહેવાય આ શંકાનું સમાધાન–ચક્ષુ અને મનનું અપ્રાપ્યકારિત્વ.

**ગાથા ૫ પૃ. ૩૧—૩૭.**

અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણા–'અવિચ્યુતિ, વાસના અને સ્મૃતિ' એ ધારણાના ત્રણ પ્રકાર–અવગ્રહાદિના બહ્વાદિ ભેદો–દ્રવ્યાદિ વિષય.

**ગાથા ૬ પૃ ૩૭—૪૫.**

અક્ષરશ્રુત અને તેના ત્રણ પ્રકાર–અભિલાપ્ય ભાવોથી ભિન્ન અનભિલાપ્ય ભાવોની ઉપપત્તિ–અનક્ષરશ્રુત–સંજ્ઞિશ્રુત–સંજ્ઞાના ત્રણ પ્રકાર–અસંજ્ઞિશ્રુત–સમ્યક્શ્રુત–મિથ્યાશ્રુત––સમ્યગ્દૃષ્ટિને સમ્યક્શ્રુત અને મિથ્યાદૃષ્ટિને મિથ્યાશ્રુતની ઉપપત્તિ–સાદિ સપર્યવસિત–અનાદિ અપર્યવસિત–ગમિક–અગમિક–અંગપ્રવિષ્ટ–અંગબાહ્ય.

**ગાથા ૭ પૃ. ૪૫—૪૯.**

શ્રુતજ્ઞાનના પર્યાયાદિ વીશ ભેદની ગણના અને તેની સમજ–પર્યાયાદિ વીશ ભેદનું વર્ણન–દ્રવ્યાદિ વિષય.

**ગાથા ૮ પૃ. ૪૯—૫૯.**

અવધિજ્ઞાનના આનુગામિ આદિ ૭ ભેદનું સ્વરૂપ–અવધિજ્ઞાનનો દ્રવ્યાદિ વિષય–મનઃપર્યવજ્ઞાનના 'ઋજુમતિ અને વિપુલમતિ' એ બે ભેદનું સ્વરૂપ–મનઃપર્યવજ્ઞાનનો

દ્રવ્યાદિ વિષય-અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનનો પરસ્પર ભેદ-ઋજુમતિથી વિપુલમતિનો ભેદ-એક જીવ આશ્રયી યુગપત્ જ્ઞાનોનો સદ્ભાવ-ઉપયોગ-કેવલીને આશ્રયી જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગમાં મતભેદ.

**ગાથા ૯ પૃ. ૬૦—૬૧.**

જ્ઞાનાવરણ કર્મનું આંખના પાટાની સાથે, અને દર્શનાવરણ કર્મનું પ્રતિહાર સાથે સરખાપણું.

**ગાથા ૧૦ પૃ. ૬૧—૬૨.**

ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવલદર્શન એ ચાર દર્શનોનું સ્વરૂપ-દર્શન શબ્દનો અર્થ-કયા જ્ઞાનનું કયું દર્શન હોય તેનો ખુલાસો-મનઃપર્યવનું દર્શન કેમ ન હોય તેનો ખુલાસો-એકેન્દ્રિયાદિ જીવોમાં ચક્ષુઆદિ દર્શનનું કાર્ય.

**ગાથા ૧૧-૧૨ પૃ. ૬૨—૬૬.**

પાંચ પ્રકારની નિદ્રા અને તેનો અર્થ-કારણ વિષે કાર્યનો ઉપચાર કરી નિદ્રાહેતુભૂતકર્મને પણ નિદ્રા કહેવાય છે-સ્ત્યાનર્દ્ધિનિદ્રાનું વિશેષ સ્વરૂપ-સ્ત્યાનર્દ્ધિનિદ્રાને વિષે દૃષ્ટાન્ત-આ નિદ્રાના સમયે જીવોને કેટલું બળ પ્રાપ્ત થાય તેનો ખુલાસો-દર્શનાવરણીયચતુષ્ક અને નિદ્રાપંચકનું ભિન્ન ભિન્ન કાર્ય-વેદનીય કર્મના બે પ્રકાર અને તેની મધુલિપ્ત તલવારની ધાર સાથે સરખામણી.

**ગાથા ૧૩ પૃ. ૬૬—૬૮.**

ચાર ગતિને આશ્રયી સાતા અસાતા વેદનીયનો વિપાક-મોહનીય કર્મના બે ભેદ-મોહનીય કર્મની મદિરા

સાથે સરખામણી—દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો અર્થ.

**ગાથા ૧૪ પૃ. ૬૮—૭૨.**

દર્શન મોહનીયના ત્રણ ભેદ—સમ્યગ્દર્શનનો ઉત્પત્તિક્રમ—યથાપ્રવૃત્તકરણ—અપૂર્વકરણ—અનિવૃત્તિકરણ—અંતરકરણ—શુદ્ધપુંજ—અર્ધવિશુદ્ધપુંજ—અશુદ્ધપુંજ.

**ગાથા ૧૫ પૃ. ૭૨—૮૦.**

સમ્યગ્દર્શનનું લક્ષણ—જીવાદિ નવતત્ત્વનું સ્વરૂપ—ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક સમ્યગ્દર્શનનું સ્વરૂપ—અજીવ તત્ત્વાન્તર્ગત ધર્માસ્તિકાય આદિ પાંચ અજીવ દ્રવ્યનું સ્વરૂપ—આસ્રવતત્ત્વાન્તર્ગત કર્મબંધના ચાર હેતુઓનું સ્વરૂપ—સંવરતત્વાન્તર્ગત પાંચ સમિતિનું સ્વરૂપ, ત્રણ ગુપ્તિ, દશ યતિધર્મ, બાર ભાવના, બાવીશ પરિષહ અને પાંચ ચારિત્ર—વિભાગની દૃષ્ટિએ બે તત્ત્વમાં સમાવેશ થવા છતાં હેયોપાદેયની દૃષ્ટિથી નવતત્ત્વનું કથન—સમ્યક્ત્વના મુખ્ય ત્રણ પ્રકાર અને તેમાં સમ્યક્ત્વના બીજા પ્રકારોનો સમાવેશ.

**ગાથા ૧૬ પૃ. ૮૦—૮૧.**

મિશ્રમોહનીયનું સ્વરૂપ—મિથ્યાત્વમોહનીયનું સ્વરૂપ—મિશ્રમોહનીયનો કાળ પૂરો થયા પછી જીવને મિથ્યાત્વ કે સમ્યક્ત્વ મોહનીયનો ઉદય હોય તેનો ખુલાસો.

**ગાથા ૧૭ પૃ. ૮૧—૮૩.**

નામાન્તર અને તેના પ્રકાર-અપ્રત્યાખ્યાન કષાયનો શબ્દાર્થ અને તેના પ્રકાર-પ્રત્યાખ્યાનાવરણનો શબ્દાર્થ અને તેના પ્રકાર-સંજ્વલન શબ્દાર્થ અને તેના પ્રકાર.

**ગાથા ૧૮ પૃ. ૮૩—૮૬.**

કષાયોની સ્થૂલ વ્યવહારનયને આશ્રયી સ્થિતિ અને તેમનું નરકાદિ ગતિમાં હેતુપણું તથા સમ્યક્ત્વાદિ ગુણોનું ઘાતકપણું.

**ગાથા ૧૯—૨૦ પૃ. ૮૬—૮૯.**

જલ રેખાદિના દૃષ્ટાન્તથી ક્રોધાદિનું સ્વરૂપ

**ગાથા ૨૧-૨૨ પૃ. ૮૯—૯૨.**

હાસ્યાદિ છ નોકષાયનું સ્વરૂપ-ચાર કારણે હાસ્ય ઉત્પન્ન થાય તે બાબત ઠાણાંગસૂત્રનો પાઠ-હાસ્યના બાહ્ય અને અભ્યંતર કારણ-રતિ અને અરતિ મોહનીય સુખરૂપ અને દુઃખરૂપ હોવાથી વેદનીય કર્મમાં કેમ ન ગણાય તે સંબન્ધે શંકા અને સમાધાન-સાત પ્રકારના ભય-પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસક વેદનું સ્વરૂપ.

**ગાથા ૨૩ પૃ. ૯૩—૯૪.**

દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકના આયુષનું વર્ણન-આયુષકર્મની હેડની સાથે સરખામણી-અપવર્તનીય અને અનપવર્તનીય આયુષનું સ્વરૂપ-અનપવર્તનીય આયુષના સ્વામિ-નામકર્મનો અર્થ-નામકર્મની ચિતારા સાથે તુલના.

**ગાથા ૨૪-૨૮ પૃ. ૯૫—૧૦૧.**

નામકર્મના બેંતાળીશ ભેદનું કથન-ચૌદ પિંડપ્રકૃતિના નામો અને તેનું કાર્ય-આઠ પ્રત્યેક પ્રકૃતિનાં નામ-પિંડ-

પ્રકૃતિ અને પ્રત્યેક પ્રકૃતિનો અર્થ-ત્રસદશક-સ્થાવર દશક-નામકર્મના બેંતાળીશ ભેદ-ત્રસચતુષ્કાદિ કેટલીએક પારિભાષિક સંજ્ઞાઓ-અન્ય સંજ્ઞા ઉપજાવી કાઢવાની રીત.

**ગાથા ૨૯-૩૧ પૃ. ૧૦૧—૧૦૪.**

નામકર્મના ત્રાણું ભેદોનું કથન-ગત્યાદિક ચૌદ પિંડ-પ્રકૃતિના ઉત્તર ભેદોની ગણના-નામકર્મની ૯૩,૧૦૩, અને ૬૭ પ્રકૃતિઓની ગણનાનો પ્રકાર-નામકર્મની સડસઠ પ્રકૃતિ ક્યાં હોય-બંધ, ઉદય અને સત્તામાં કેટલી પ્રકૃતિઓ હોય તેનું કથન-સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય બંધમાં નહોવાનું કારણ.

**ગાથા ૩૨-૩૩ પૃ. ૧૦૪—૧૧૧.**

ચૌદ પિંડપ્રકૃતિની ઉત્તરપ્રકૃતિઓનું વર્ણન-ચાર ગતિનું વર્ણન-પાંચ જાતિનું વર્ણન-જાતિનામકર્મનું કાર્ય અને તેની ચર્ચા-પાંચ શરીરનું વર્ણન-ઉત્તર વૈક્રિયનું વર્ણન-આહારક શરીર કરવાનું કારણ-તૈજસ શરીરનું વર્ણન-કાર્મણ શરીરનું વર્ણન-ભવાન્તરમાં સાથે જતાં શરીરો-અંગોપાંગનું વર્ણન-તૈજસ તથા કાર્મણ અંગોપાંગ કેમ નથી તેનો ખુલાસો.

**ગાથા ૩૪-૩૬ પૃ. ૧૧૧—૧૧૭.**

બંધનનો અર્થ-પાંચ બંધનોનું વર્ણન-બંધનનું પ્રયોજન-સંઘાત નામકર્મનો અર્થ-સંઘાત નામકર્મની ચર્ચા-પાંચ સંઘાતના પંદર બંધન કરવાની રીત-પંદર બંધનનું કાર્ય-પંદરથી અધિક બંધન નહિ થવાનું કારણ.

**ગાથા ૩-૩૯ પૃ. ૧૧૭—૧૨૨.**

સંઘયણનો અર્થ-૭ સંઘયણ અને સંઘયણ નામકર્મનું કાર્ય-૭ સંસ્થાન-પાંચ વર્ણનાં નામ-વર્ણનામનું કાર્ય.

**ગાથા ૪૦-૪૭ પૃ. ૧૨૨—૧૩૩.**

સુરભિ અને દુરભિગંધનામ કર્મની વ્યાખ્યા-તિક્ત, કટુક વગેરે પાંચ રસનામકર્મ-ક્ષારરસ જુદો નહિ ગણવાનો હેતુ-ગુરુ વગેરે આઠ સ્પર્શનું વર્ણન-વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના વીશ ભેદમાં શુભાશુભનો વિભાગ-ચાર આનુપૂર્વીનું વર્ણન-આનુપૂર્વીનામકર્મનું કાર્ય-આનુપૂર્વીનો ઉદય ક્યાં હોય તેનો ખુલાસો-આનુપૂર્વીના યોગથી થતી દેવદ્વિકાદિ પારિભાષિક સંજ્ઞાઓ-શુભાશુભ વિહાયોગતિનું વર્ણન-પરાઘાત અને ઉચ્છ્વાસનામકર્મનું સ્વરૂપ-ઔદયિકી અને ક્ષાયોપશમિકી લબ્ધિનો નિર્ણય-આતપનામકર્મનું વર્ણન અને તે કોને હોય તેનો નિર્ણય-ઉદ્યોતનામકર્મનું કાર્ય-અગુરુલઘુનામકર્મનું વર્ણન-ભારે શરીરવાળા જીવને પણ અગુરુલઘુનામકર્મનો ઉદય હોય છે-તીર્થંકર નામકર્મનું વર્ણન અને તેના પ્રદેશોદય તથા રસોદય સંબંધે ખુલાસો-અંગોપાંગ નામકર્મનું કાર્ય-ઉપઘાતનામકર્મનું વર્ણન.

**ગાથા ૪૮-૫૦ પૃ. ૧૩૩-૧૪૬.**

ત્રસ અને બાદર નામકર્મનું વર્ણન અને તેની ચર્ચા-પર્યાપ્તનામકર્મનું વર્ણન-પર્યાપ્તિનું સ્વરૂપ-તત્ત્વાર્થ ભાષ્યમા આપેલી પર્યાપ્તિની વ્યાખ્યા-પર્યાપ્તિઓનો પરસ્પર સંબંધ અને તેની સ્વતંત્રતા-ક્યા જીવોને કેટલી પર્યાપ્તિ હોય તેનો ખુલાસો-પર્યાપ્તિના પ્રારંભ અને સમાપ્તિ કાળ-પર્યાપ્તિઓનો નિષ્પત્તિકાળ-લબ્ધિ અને કરણનું સ્વરૂપ-શરીર પર્યાપ્તિ અને શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ માનવાનું કારણ-પ્રત્યેક, સ્થિર, શુભ અને યશઃકીર્તિ નામકર્મનું વર્ણન-સ્થાવર નામ-સ્થાવર દશકનું સ્વરૂપ.

**ગાથા ૫૧-૫૨ પૃ. ૧૪૬-૧૪૯.**

ગોત્રકર્મનું સ્વરૂપ–અંતરાયના પ્રકાર અને તેનું વર્ણન–અંતરાય કર્મના ક્ષયોપશમથી વ્યાવહારિક દાનાદિ પ્રવૃત્તિ–અંતરાય કર્મનો સર્વથા ક્ષય થવાથી નૈશ્ચયિક દાનાદિ–અંતરાય કર્મની ભંડારી સાથે તુલ્યતા.

**ગાથા ૫૩-૬૦ પૃ. ૧૪૯-૧૬૪.**

જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મબંધના હેતુઓ–કર્મના સામાન્ય અને વિશેષ હેતુઓ સંબન્ધે સ્પષ્ટતા–જ્ઞાનાવરણના સ્થિતિબંધ અને રસબંધના વિશેષ હેતુઓ–સાતાવેદનીય અને અસાતાવેદનીય કર્મના વિશેષ હેતુઓ–દર્શનમોહનીયની સ્થિતિ અને રસબંધના હેતુઓ–ચારિત્ર મોહનીય અને નરકાયુષના વિશેષ હેતુઓ–નવ નોકષાય મોહનીયના વિશેષ હેતુઓ–તિર્યંચ અને મનુષ્યાયુષના બંધ હેતુઓ–સુરાયુષ અને શુભાશુભનામકર્મના હેતુઓ–ઉચ્ચ અને નીચ ગોત્રના બંધ હેતુઓ–અંતરાયકર્મના વિશેષ હેતુઓ.

**क પરિશિષ્ટ. પૃ. ૧૬૪-૧૮૩.**

કર્મની મૂળ પ્રકૃતિ તથા ઉત્તર પ્રકૃતિઓનો ઉપાધ્યાયજીકૃત કર્મપ્રકૃતિ ટીકાને અનુસારે વ્યાખ્યા અને ચર્ચા.

**ख પરિશિષ્ટ પૃ. ૧૮૩-૧૮૪.**

પ્રકૃતિ બંધના અર્થ સંબન્ધે ખુલાસો–દિગંબર સાહિત્ય મુજબ પ્રકૃતિ બંધનો અર્થ–મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન માટે મહાવાદી સિદ્ધસેન દિવાકરનો અભિપ્રાય–મનઃપર્યવજ્ઞાન બાબત સિદ્ધસેન દિવાકરનો સિદ્ધાંતથી મતભેદ–અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનના ક્ષયોપશમ બાબત દિગંબર ગ્રન્થોનો અભિપ્રાય.

ગ પરિશિષ્ટ પૃ. ૧૮૫-૧૮૬.

કેટલીએક પ્રકૃતિઓનો દિગંબર અને શ્વેતાંબર સાહિત્યમાં મતભેદ.

ઘ પરિશિષ્ટ પૃ. ૧૮૬-૧૯૨.

કર્મવિપાક મૂળ ગાથાઓ.

## કર્મસ્તવ વિવેચન સહિત.

ગાથા ૧-૨ પૃ. ૧-૩૦.

મંગલાચરણ—બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનું સ્વરૂપ-અબાધાકાળનું સ્વરૂપ-ચૌદ ગુણસ્થાનકનાં નામ-ગુણસ્થાનકનો અર્થ-ચૌદ ગુણસ્થાનકમાં ઉત્તરોત્તર બંધાદિની હીનતાનું કારણ-સાસ્વાદન ગુણસ્થાનકનું સ્વરૂપ-તે પ્રસંગે ત્રણ કરણપૂર્વક ઔપશમિક સમ્યક્ત્વની ઉત્પત્તિનું સ્વરૂપ-મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકનું સ્વરૂપ-અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકનું સ્વરૂપ-તે પ્રસંગે 'ન જાણે ન આદરે ન પાળે' ઈત્યાદિ અષ્ટભંગીની સમજણ-દેશવિરતિ ગુણસ્થાનકનું સ્વરૂપ-પ્રમત્ત અને અપ્રમત્તસંયત ગુણસ્થાનકનું સ્વરૂપ-અપૂર્વકરણ ગુણસ્થાનકનું વર્ણન-સ્થિતિઘાત, રસઘાતાદિનું વર્ણન-અનિવૃત્તિ અને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકનું સ્વરૂપ-ઉપશાંત કષાય અને ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનકનું સ્વરૂપ-સયોગી કેવલિગુણસ્થાનકનું વર્ણન-આયોજિકા કરણનું સ્વરૂપ-કેવલિસમુદ્ઘાતનું સ્વરૂપ અને તે કરવાનું કારણ તથા તેનું કાળમાન-અયોગી કેવલિગુણસ્થાનકનું સ્વરૂપ.

**ગાથા ૩-૧૨ પૃ. ૩૦-૪૬.**

મિથ્યાદૃષ્ટિથી આરંભી અયોગી કેવલી ગુણસ્થાનક સુધીના ચૌદ ગુણસ્થાનકમાં પ્રત્યેક ગુણસ્થાનકે બંધાતી, ન બંધાતી અને વિચ્છેદ ગયેલી ઉત્તર પ્રકૃતિઓનું વર્ણન અને તેનું કારણ–બંધયંત્ર.

**ગાથા ૧૩-૨૪ પૃ. ૪૭-૬૮.**

ઉદય અને ઉદીરણાની વ્યાખ્યા–અને તેમાં ઉત્તર પ્રકૃતિની સંખ્યા–ઉદયને આશ્રયી ચૌદ ગુણસ્થાનકે ઉદિત થયેલી અને વિચ્છિન્ન થયેલી ઉત્તર પ્રકૃતિઓની સંખ્યા અને તેનું કારણ–ઉદયયંત્ર–ઉદય અને ઉદીરણામાં અપ્રમત્તાદિ ગુણસ્થાનકે ત્રણ પ્રકૃતિનું ભિન્નતાનું કારણ–અયોગી ગુણસ્થાનકે ઉદીરણા નહિં હોવાનું કારણ–ઉદીરણા યંત્ર.

**ગાથા ૨૫-૩૪ પૃ. ૬૯-૯૪.**

સત્તાની વ્યાખ્યા–સત્તામાં વિવક્ષિત પ્રકૃતિની સંખ્યા–મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી માંડી ઉપશાંતમોહગુણસ્થાનક સુધી એકસો અડતાળીશ પ્રકૃતિઓની સંભવ સત્તા–ઉપશમ શ્રેણીને આશ્રયી અપૂર્વાદિ ગુણસ્થાનકે સદ્ભાવ સત્તા–ક્ષપકને આશ્રયી અવિરતિ ગુણસ્થાનકથી માંડી અનિવૃત્તિના પ્રથમ ભાગ સુધી ૧૪૮ પ્રકૃતિઓની સત્તા–અનિવૃત્તિના દ્વિતીયાદિ ભાગથી માંડી અયોગિગુણસ્થાનક સુધી સત્તા–અન્ત્ય મંગલાચરણ–સત્તાયંત્ર–ગુણસ્થાનકોને આશ્રયી ૧૪૮ ઉત્તરપ્રકૃતિઓનો બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાને દર્શાવનાર યંત્ર.

# બંધસ્વામિત્વ વિવેચન સહિત.

### ગાથા ૧૧-૨ પૃ. ૧-૩૨.

મંગલાચરણ અને પ્રતિપાદ્ય વિષય-ગત્યાદિ ચૌદ માર્ગણાના નામ-માર્ગણાના ઉત્તરભેદોની પરિગણના-સંકેતદ્વારા સંક્ષેપથી અનેક પ્રકૃતિઓનો બોધ થવા પંચાવન પ્રકૃતિઓનો સંગ્રહ-પ્રથમની ત્રણ નરકગતિ માર્ગણાએ ગુણસ્થાનકને આશ્રયી બંધસ્વામિત્વ-પંકપ્રભાદિ નરકગતિ માર્ગણાએ બંધસ્વામિત્વ-તમ:તમ:પ્રભાનુ બંધસ્વામિત્વ-નરકગતિ માર્ગણાને આશ્રયી ત્રણ બંધસ્વામિત્વયંત્રો-પંચેન્દ્રિય તિર્યંચોને આશ્રયી બંધસ્વામિત્વ-તિર્યંચગતિ બંધસ્વામિત્વયંત્ર-મનુષ્યગતિ માર્ગણાએ બંધસ્વામિત્વાતિદેશ-અપર્યાપ્ત તિર્યંચ અને મનુષ્યને બંધસ્વામિત્વ-મનુષ્યગતિ બંધસ્વામિત્વયંત્ર-દેવગતિ વિષે બંધસ્વામિત્વનું કથન-દેવગતિબંધસ્વામિત્વયંત્ર-એકેન્દ્રિય, પૃથિવીકાય, અપ્કાય અને વિકલેન્દ્રિય માર્ગણાએ બંધસ્વામિત્વ-ગ્રૈવેયક અને અનુત્તર વિમાને બંધસ્વામિત્વયંત્ર.

### ગાથા ૧૩-૧૮ પૃ ૩૨-૫૨.

પંચેન્દ્રિયમાર્ગણા, ત્રસમાર્ગણા અને ગતિત્રસ માર્ગણાએ બંધસ્વામિત્વ-ચાર મનોયોગ, ચાર વચનયોગ અને ઔદારિક કાયયોગ માર્ગણાએ બંધસ્વામિત્વ-ઔદારિક મિશ્રકાયયોગને આશ્રયી બંધસ્વામિત્વ, અને તે સંબંધે ચર્ચા-કાર્મણ કાયયોગ અને આહારકાદિક માર્ગણાએ બંધસ્વામિત્વ-ઔદારિકમિશ્રકાયયોગને આશ્રયી ચોથે ગુણસ્થાનકે બંધસ્વામિત્વ અને તે સંબન્ધે ચર્ચા-વૈક્રિય,

વૈક્રિયમિશ્ર, વેદ અને કષાય માર્ગણાએ બંધસ્વામિત્વ-અવિરતિમાર્ગણા, અજ્ઞાનત્રિક, ચક્ષુઅચક્ષુદર્શન અને યથાખ્યાતચારિત્ર માર્ગણાએ ગુણસ્થાનક અને બંધસ્વામિત્વ-મનઃપર્યવજ્ઞાન, સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, કેવલજ્ઞાન, કેવલદર્શન, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિદ્વિક માર્ગણાએ ગુણસ્થાનક અને બંધસ્વામિત્વ.

**ગાથા ૧૯-૨૩ પૃ. ૫૩-૬૭**

ઉપશમ સમ્યક્ત્વ, વેદક સમ્યક્ત્વ, ક્ષાયિક સમ્યક્ત્વ, મિથ્યાત્વ, સાસ્વાદન, મિશ્ર સમ્યક્ત્વ માર્ગણાએ ગુણસ્થાનક તથા બંધસ્વામિત્વ-દેશવિરતિ, સૂક્ષ્મસંપરાયચારિત્ર માર્ગણાએ ગુણસ્થાનક તથા બંધસ્વામિત્વ-આહારક માર્ગણામાં ગુણસ્થાનક તથા બંધસ્વામિત્વ-એ પ્રકારના ઉપશમ સમ્યક્ત્વની સમજણ અને તેની ગુણસ્થાનક મર્યાદા-પ્રથમ ત્રણ લેશ્યાનું બંધસ્વામિત્વ-દ્રવ્યભાવ લેશ્યાની સમજુતિ-કૃષ્ણલેશ્યાવાળા મનુષ્ય તિર્યંચને ચોથે ગુણઠાણે કયું આયુષ બંધાય તેનો ખુલાસો અને ભગવતીસૂત્રની સાક્ષી-તેજો, પદ્મ અને શુકલ લેશ્યાએ બંધસ્વામિત્વ-શુકલલેશ્યાએ ઉદ્યોત ચતુષ્કના બંધની ચર્ચા-ભવ્ય અને સંજ્ઞી માર્ગણાએ ગુણસ્થાનક અને બંધસ્વામિત્વાતિદેશ-અભવ્ય અસંજ્ઞી અને અનાહારકમાર્ગણાએ ગુણસ્થાનક વિચાર-

**ગાથા ૨૪ પૃ. ૬૭—૬૯.**

લેશ્યામાર્ગણામાં ગુણસ્થાનકનું કથન.

**ગાથા ૯ પૃ. ૨૨ નું અનુસંધાન પૃ. ૭૦.**

પર્યાપ્ત મનુષ્યબન્ધસ્વામિત્વયંત્ર.

**अ પરિશિષ્ટ. પૃ. ૭૨–૭૭.**

કર્મસ્તવ અને બંધસ્વામિત્વની મૂળ ગાથાઓ.

**व પરિશિષ્ટ પૃ ૭૮—૮૨.**

શ્વેતાંબરીય અને દિગમ્બરીય કર્મવિષયક ગ્રંથની સૂચી.

**क પરિશિષ્ટ પૃ. ૧–૨૯.**

ચૌદગુણસ્થાનકે માર્ગણાને આશ્રયી ઉદયસ્વામિત્વ, ઉદીરણાસ્વામિત્વ અને સત્તાસ્વામિત્વ.



# શુદ્ધિપત્રક.

## કર્મવિપાક વિવેચનસહિત.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૮ | ઘાત | ઘાત |
| ૪૮ | ૯ | પાભૃત પાભૃત પ્રાભૃત પ્રાભૃ | પ્રાભૃત, પ્રાભૃત પ્રાભૃત પ્રાભૃત |
| ૫૩ | ૨૨ | દિશા મા | દિશા માત્ર |
| ૬૪ | ૫ | द्विघा | द्विघा |
| ૭૮ | ૧૪ | યિથ્યાત્વમોહનીય | મિથ્યાત્વમોહનીય |
| ૯૭ | ૪ | मित्यण्टौ | मित्यष्टौ |
| ૯૭ | ૧૮ | थावरदस | थावरद्दसं |
| ૧૦૪ | ૯ | કર્મપ્રકૃતિકાર | પંચસંગ્રહકાર |
| ૧૨૯ | ૭ | આદયિકી | ઔદાયિકી |
| ૧૫૯ | ૧૩ | સરાગયમી | સરાગસંયમી |

## કર્મસ્તવ વિવેચનસહિત.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૬ | સ્થલ | સ્થૂલ |
| ૧૬ | ૭ | હીન | હીન હીન |
| ૧૮ | ૧૧ | અધિક અધિક | અધિક અધિક અને ભિન્ન ભિન્ન |
| ૨૨ | ૧૦ | શરૂ કરે છે | શરૂ થાય છે. |
| ૩૦ | ૧૪ | ओघेन | ओघेन |
| ૩૨ | ૨૩ | અડસઠ | સડસઠ |
| ૫૫ | ૧૨ | અપ્રત્યાખ્યાનાવરણ | પ્રત્યાખ્યાનાવરણ |

| | | | |
|---|---|---|---|
| ૭૬ | ૫ | ત્યાં બીજા | ત્યાં બીજા અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માન, માયા અને લોભ તથા ત્રીજા |
| ૮૪ | ૧૫ | સમયોન આ૦ ન્યૂન | સમયોન |
| ૮૪ | ૧૫ | સમયાધિક | ૦ |
| ૮૫ | ૧ | સમયોન આ૦ ન્યૂન | સમયોન |
| ૮૫ | ૧ | સમયાધિક | ૦ |

બન્ધસ્વામિત્વ વિવેચનસહિત.

| | | | |
|---|---|---|---|
| ૪ | ૧૯ | અઠયાવીસ | છવ્વીસ |
| ૮ | ૨ | વિકલેન્દ્રિય | વિકલત્રિક |
| ૬૬ | ૨ | અને અસંજ્ઞી ઔપશમિક | અને ઔપશમિક |
| ,, | ૪ | સુધીના જીવોમાં | સુધીના અસંજ્ઞી જીવોમ |
| ૫૦ | ૧૪ | ત્યાં ઓઘે ૧૨૦, તેથી આગળના | તેથી આગળના |
| ,, | ૧૫ | હોય છે. મિથ્યાત્વે | હોય છે. ત્યાં ઓઘે ૧૨૦, મિથ્યાત્વે |

# શ્રી હેમચન્દ્રાચાર્ય જૈનગ્રન્થમાલામાં પ્રકાશિત થયેલા ગ્રન્થો.

**વિક્રમચરિત્ર ખંડ ૧–૨.** શુભશીલગણિવિરચિત. આ ચરિત્ર તદ્દન સરલ સંસ્કૃત ભાષામાં લખાયેલું છે. તેમાં આવેલી કથાઓ પણ ઘણી રસોત્પાદક છે. ૨–૦–૦

**પંચસંગ્રહાદિ પ્રકરણ મૂલ્યમાત્ર.** ૦–૧૨–૦

**કર્મગ્રન્થ ભાગ ૧ લો, વિવેચનસહિત.** વિવેચક–પં. ભગવાનદાસ હરખચદ. આ પ્રથમ ભાગમાં કર્મવિપાક, કર્મસ્તવ અને બન્ધસ્વામિત્વ વિવેચનસહિત પ્રકાશિત કરવામાં આવ્યા છે. વિવેચન તદ્દન સ્પષ્ટ અને સરલ ભાષામાં સવિસ્તરપણે કરવામાં આવ્યું છે. ૧–૦–૦

**નવતત્ત્વ વિવેચનસહિત.** વિવેચક–પ. ભગવાનદાસ હરખચદ. આ વિવેચન સ્પષ્ટ અને સવિસ્તર લખાએલું છે. પારિભાષિક શબ્દોની વ્યાખ્યા વધારે વિશદ કરવામાં આવી છે. અભ્યાસકને અત્યન્ત ઉપયોગી છે. ૦–૧૨–૦

**નાભિનંદનોદ્ધાર પ્રબંધ**—ઉપકેશગચ્છીય કક્કસૂરિવિરચિત. આ પ્રબધમાં સમરસિંહ અને તેના પિતાએ વિ. ૧૩૭૨ માં કરેલા શત્રુંજયોદ્ધારનું વર્ણન છે. કક્કસૂરિના સમયમાંજ આ વૃત્તાંત બનેલો હોવાથી આ પ્રબન્ધનું ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું મહત્ત્વ છે. તે સિવાય આનુષંગિક બીજી ઐતિહાસિક વાતો પણ આવેલી છે. ૧–૦–૦

# કર્મગ્રન્થ ભાગ ૧ લો

કર્મવિપાક, કર્મસ્તવ અને બંધ સ્વામિત્વ

વિવેચનસહિત.

# કર્મવિપાક-વિવેચનસહિત.



[ 'મંગલ-વિષય, પ્રયોજન, સંબંધ અને અધિકારી' એ ચાર અનુબંધનું વર્ણન-કર્મવાદ-કર્મના ભેદો-દ્રવ્યકર્મ-ભાવકર્મ-કર્મ માનવાનું કારણ-'અરૂપી આત્મા સાથે રૂપી કર્મનો સંબંધ કેમ થઇ શકે' આ શંકાનું સમાધાન-'રૂપી કર્મ અરૂપી આત્માના ગુણને કેમ આવરે' આ શંકાનું સમાધાન-દ્રવ્યકર્મનું મૂર્તત્વ-પ્રવાહની અપેક્ષાએ કર્મનો અનાદિ સંબંધ-અનાદિ સંબન્ધ છતાં કર્મનો વિયોગ. ]

सिरिवीरजिणं वंदिय कम्मविवागं समासओ वुच्छं ।
कीरइ जिएण हेऊहिं जेणं तो भण्णए कम्म ॥१॥
श्रीवीरजिनं वन्दित्वा कर्मविपाकं समासतो वक्ष्ये ।
क्रियते जीवेन हेतुभिर्येन ततो भण्यते कर्म ॥

અર્થ:-શ્રીમહાવીર જિનને વંદન કરીને હું કર્મનો વિપાક સંક્ષેપમાં કહીશ. જે માટે જીવે હેતુઓ વડે કરાય છે તે માટે તે કર્મ કહેવાય છે.

વિવેચનઃ-કેવલ જ્ઞાનાદિ અંતરંગ શ્રી-લક્ષ્મી. અને ચોત્રીશ અતિશય પ્રમુખ બાહ્ય લક્ષ્મી વડે યુક્ત; જિન-રાગાદિ આંતર શત્રુઓને જીતનાર એવા મહાવીર પ્રભુને વિશુદ્ધ મન સહિત વચનથી સ્તુતિ, અને કાયાથી પ્રણામ કરીને જ્ઞાનાવરણાદિ આઠ કર્મના, તથા તેની ઉત્તર પ્રકૃતિઓના વિપાકનું સંક્ષિપ્ત વર્ણન કરીશ. કર્મના ફલને વિપાક કહે છે. જેમ, જ્ઞાનાવરણ કર્મનો વિપાક જ્ઞાનનું આવરવું.

આ ગાથાના પૂર્વાર્ધ વડે ગ્રંથકારે મહાવીર જિનને વન્દન કરવા રૂપ મંગલ કર્યું, વિષય બતાવ્યો, પ્રયોજન સૂચન કર્યું; તથા ગર્ભિતપણે સંબંધ અને અધિકારીને પણ જણાવ્યા. ગ્રંથકર્તા પોતાના ગ્રંથની શરૂઆતમાં ઘણું કરીને વિષય, પ્રયોજન, સંબન્ધ અને અધિકારી આ ચાર બાબતો જણાવે છે, તેને અનુબંધચતુષ્ટય કહે છે.

અનુબંધચતુષ્ટયઃ—અનુબંધ એટલે હેતુ, ગ્રંથને વિષે અધ્યનાદિક પ્રવૃત્તિમાં જે કારણ હોય તેને અનુબંધ કહે છે. જ્યાં સુધી ગ્રંથના વિષયાદિકનું જ્ઞાન ન થાય ત્યાં સુધી કોઇ મનુષ્ય તેના વાચન કે અધ્યયનમાં એકદમ પ્રવૃત્ત થતો નથી; માટે ગ્રંથના પ્રારંભમાં અનુબન્ધચતુષ્ટયનું જ્ઞાન ઉપયોગી છે.

વિષયઃ—ગ્રંથમાં જે બાબત પ્રધાનપણે પ્રતિપાદન કરેલી હોય તેને વિષય કહે છે. આ કર્મવિપાક નામના ગ્રંથમાં કર્મના વિપાકનું મુખ્યપણે વર્ણન છે, અને તેનો "કમ્મવિવાગં" એ પદથી સ્પષ્ટ નિર્દેશ કરેલો છે. ગ્રંથનો પ્રધાન વિષય શો છે તે જાણ્યા સિવાય તેના વાચનાદિમાં પ્રવૃત્તિ થતી નથી. જે ગ્રંથના પ્રારંભમાં વિષયનો સ્પષ્ટ નિર્દેશ નથી હોતો તેનો વિષય સામાન્યતઃ અવલોકનથી કે કોઈના કથનથી જાણી મનુષ્ય તેના વાચન કે અધ્યયનમાં પ્રવૃત્ત થાય છે. માટે પ્રારંભમાં વિષયનું સામાન્યતઃ જ્ઞાન શાસ્ત્ર વિષે પ્રવૃત્તિમાં ઉપયોગી છે.

પ્રયોજનઃ—જેને ઉદ્દેશીને પ્રવૃત્તિ કરાય તે પ્રયોજન. કેવળ વિષયના જ્ઞાનથી પ્રવૃત્તિ થતી નથી, પણ વિષયનું

જ્ઞાન થયા પછી પ્રયોજનની અપેક્ષા રહે છે. આ ગ્રંથનો વિષય કર્મનો વિપાક છે, તે જાણ્યા પછી તેનું જ્ઞાન મેળવવાનું પ્રયોજન હોય તો તેના વાચનાદિકમાં પ્રવૃત્તિ થાય છે. તે પ્રયોજનના અનંતર અને પરંપરા—એ બે ભેદ છે. વળી તે બન્ને પ્રકારના પ્રયોજનના ગ્રંથકર્તા સંબન્ધી તથા શ્રોતા સંબંધી એવા બબ્બે ભેદ થઇ શકે છે. અહીં ગ્રંથકર્તાનું અનંતર (તરતનું) પ્રયોજન સાંભળનાર કે ભણનારને કર્મના વિપાકનો બોધ કરવો, અને શ્રોતાનું અનન્તર પ્રયોજન કર્મના વિપાકનું જ્ઞાન મેળવવું; તે બન્નેનું પરંપરા (છેવટનું) પ્રયોજન કર્મના વિપાકને જાણી કર્મથી મુકત થવું.

સંબન્ધઃ—ગ્રંથ અને વિષયનો વાચ્યવાચકભાવ સંબન્ધ, ગ્રંથકર્તા અને ગ્રંથનો કાર્યકારણભાવ સંબંધ, ગ્રંથ અને તે વિષયના મૂળગ્રન્થ કર્તાનો ગુરુપર્વક્રમ લક્ષણ સંબંધ છે. ૧. આ ગ્રંથનો પ્રતિપાદ્ય વિષય કર્મનો વિપાક છે, અને તેનો વાચક આ કર્મવિપાક નામે ગ્રંથ છે, તેથી બન્નેનો વાચ્યવાચકભાવ સંબન્ધ છે. ૨. આ ગ્રથના કર્તા દેવેન્દ્રસૂરી કારણ છે, અને ગ્રંથ તેનું કાર્ય છે, માટે તે બન્નેનો કાર્યકારણભાવ સબન્ધ છે. ૩. કર્મવિપાકના વિષયને પ્રથમ સૂત્રરૂપે રચનાર ભગવાન્ સુધર્મસ્વામી હતા. માટે તેમની સાથે આ ગ્રંથનો ગુરુપર્વક્રમલક્ષણ સંબન્ધ છે. તે શિવાય બીજા સંબન્ધોની પણ વાચકે યથાયોગ્ય કલ્પના કરી લેવી. તેમાં પ્રથમ [૧]વાચ્યવાચકભાવ સંબન્ધની યોજના

૧ બૌદ્ધો શબ્દ અને અર્થનો ખાસ સંબંધ માનતા નથી, પણ કલ્પિત સંબંધ માને છે, માટે તર્કને અનુસરીને કથંચિત્ તાદાત્મ્યમૂલક વાચ્યવાચકભાવ સંબન્ધ બતાવ્યો છે.

તર્કની દૃષ્ટિથી છે, અને બીજા બે સંબન્ધની ઘટના ઐતિહાસિક દૃષ્ટિથી છે. કર્મવિપાક વિષયના કયા કયા ગ્રંથો છે, તેમાં પ્રથમ રચના કોણે કરી ? આ પ્રકારે સંબન્ધના જ્ઞાનની જિજ્ઞાસા વાચકને થાય છે, અને સંબન્ધનું જ્ઞાન થયા પછી વાચક તેના અધ્યયનાદિકમાં પ્રવર્તે છે.

**અધિકારી:**-હરકોઇ વાચક પ્રથમ પોતાના અધિકારનો વિચાર કરી ગ્રંથના વાચનાદિકમાં પ્રવૃત્ત થાય છે. અધિકાર જિજ્ઞાસા અને યોગ્યતાથી પ્રાપ્ત થઇ શકે છે. અહીં કર્મના વિપાકને જાણવાની ઇચ્છાવાળા અને સમજવાની યોગ્યતાવાળા સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય મુખ્ય અધિકારી છે.

આ રીતે અનુબંધચતુષ્ટયના જ્ઞાનની આવશ્યકતા હોવાથી મૂળ ગાથામાં વિષયનો ગ્રંથકારે " कम्मविवागं " એ પદથી સ્પષ્ટ નિર્દેશ કરેલો છે. પ્રયોજન ' समासओ ' પદથી સૂચિત કરેલું છે-એટલે કર્મવિપાકનો સંક્ષેપથી શ્રોતાને બોધ કરવો તે ગ્રંથકર્તાનું પ્રયોજન છે. સંબંધ અને અધિકાર એ બન્નેની કલ્પના વાચકે સ્વયમેવ કરવાની છે.

**કર્મનો [1]અન્વર્થ:**-' क्रियते तत् कर्म -કરાય તે કર્મ ' એવી કર્મશબ્દની વ્યુત્પત્તિ થાય છે. મિથ્યાત્વાદિક હેતુઓ દ્વારા જે કરાય છે-[2]કાર્મણવર્ગણા માંહેના પુદ્ગલો જ્ઞાનાદિ ગુણને આવરણ કરવાના સ્વભાવે પરિણત કરાય છે માટે તે કર્મ કહેવાય છે.

**કર્મવાદ:**-યદ્યપિ કર્મના સ્વરૂપમાં મતભેદ છે, તો પણ દરેક આસ્તિક દર્શનો સામાન્ય રીતે કર્મનો સ્વીકાર

---

૧ વ્યુત્પત્તિદ્વારા થતો અર્થ.

૨ કર્મ તરીકે ગ્રહણ કરવામાં ઉપયોગી પુદ્ગલોનો વર્ગ.

કરે છે. બૌદ્ધો તેને સંસ્કાર વાસના કે અવિદ્યા શબ્દથી સંબોધે છે. નૈયાયિકો તેને આત્માના ગુણ ધર્મા-ધર્મ સ્વરૂપે માને છે. સાંખ્યો પ્રકૃતિસ્વરૂપ કહે છે, પૂર્વ મીમાંસકો અપૂર્વ કહે છે, વેદાન્ત માયાસ્વરૂપ કહે છે. આથી કર્મનાસ્વરૂપમાં મતભેદ હોવા છતાં સામાન્ય રીતે સૌ કર્મના અસ્તિત્વનો સ્વીકાર કરે છે.

**કર્મના ભેદ:**-કર્મના બે ભેદ છે-દ્રવ્ય કર્મ અને ભાવ કર્મ. આત્માના મિથ્યાત્વ રાગદ્વેષાદિ પરિણામને ભાવ કર્મ કહે છે, અને તેથી જે પૌદ્ગલિક કર્મ બંધાય છે તેને દ્રવ્ય કર્મ કહે છે. એ રીતે દ્રવ્ય કર્મ ભાવ કર્મનુ કાર્ય થાય છે. હવે દ્રવ્ય કર્મનો ઉદય થવાથી જીવને મિથ્યાત્વ અને રાગદ્વેષાદિ ભાવ કર્મનો પરિણામ થાય છે-એ રીતે દ્રવ્ય કર્મનું કાર્ય ભાવ કર્મ થાય છે. એ પ્રમાણે દ્રવ્ય કર્મનો ઉદય થવાથી રાગદ્વેષાદિ પરિણામ રૂપ ભાવ કર્મ, અને ભાવકર્મથી નવીન દ્રવ્ય કર્મનો સંબધ થાય છે. તે બન્ને કર્મની પરમ્પરા અનાદિ કાલની છે.

**દ્રવ્ય કર્મ:**-આ જગતમાં એક જાતના (કર્મ રૂપે પરિણમી શકે એવા) અનંત પરમાણુથી બનેલા અનન્ત સૂક્ષ્મસ્કંધો ભરેલા છે, તેને કાર્મણવર્ગણા કહે છે. તેમાંથી રાગાદિ ભાવ કર્મથી પરિણત થએલો આત્મા પ્રતિસમય અનંતાનંત સ્કંધો ગ્રહણ કરે છે, તેનો ક્ષીર નીરની પેઠે કે અગ્નિ લોહની જેમ સંબંધ થાય છે, અને તે સમયે રાગાદિ પરિણામના વશથી તે કાર્મણસ્કંધોમાં જ્ઞાનાદિ ગુણને આવરવાની અને સુખ દુ:ખાદિ ઉત્પન્ન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે તેને દ્રવ્ય કર્મ કહે છે.

ભાવ કર્મ:-ઉપર જણાવ્યું કે ભાવ કર્મથી દ્રવ્ય કર્મ બંધાય છે, કેમકે ભાવ કર્મ દ્રવ્ય કર્મના બંધનું કારણ છે. તે ભાવ કર્મના ઘણા ભેદ છે, તો પણ તેમાંનાં કેટલા એક ભેદો દ્રવ્ય કર્મ બંધના ખાસ હેતુઓ છે, તેને મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ કહેવામાં આવે છે. તે શાસ્ત્રમાં કર્મ બંધના હેતુઓ તરીકે પ્રસિદ્ધ છે.

(૧) મિથ્યાત્વ-જીવાદિ તત્ત્વ ઉપર શ્રદ્ધા ન કરવી, અથવા વિપરીત શ્રદ્ધા કરવી.

(૨) અવિરતિ-હિંસા, અસત્ય, ચોરી, બ્રહ્મચર્યનો અભાવ, પરિગ્રહ વગેરે.

(૩) કષાય-ક્રોધ, માન, માયા અને લોભ.

(૪) યોગ-મન, વચન અને કાયાની પ્રવૃત્તિ.

કર્મ માનવાનું કારણ:-આ દુનિયામાં સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરનાર મનુષ્યને ઘણી વિચિત્રતા-વિવિધતા માલુમ પડે છે. કેટલાએક પ્રાણી સુખ ભોગવે છે, અને કેટલાએક દુ:ખનો અનુભવ કરે છે; કોઇ રાજા તો કોઇ રંક, કોઈ વિદ્વાન તો કોઇ મૂર્ખ, કોઇ સુંદર તો કોઈ કુરૂપ, કોઈ ધનિક તો કોઇ નિર્ધન, કોઇ બળવાન તો કોઇ નિર્બળ, કોઇ નિરોગી તો કોઈ રોગી, કોઈ પ્રીય તો કોઈ અપ્રિય-આવી અનેક વિવિધતાઓ જણાય છે, આ વિચિત્રતાનું કાંઈ પણ કારણ હોવું જોઇએ. તેનું જે કારણ તેને અમે કર્મ કહીએ છીએ. તેથીજ સર્વ પ્રાણીઓમાં આત્મા સમાન હોવા છતાં સુખદુ:ખાદિની વિચિત્રતા જોવામાં આવે છે. કોઇ કહેશે કે તે વિચિત્રતા સ્વાભાવિક છે, તેનું કાંઇપણ કારણ

નથી, પરંતુ વિચાર કરતાં તે માન્યતા યોગ્ય જણાતી નથી. તર્કશાસ્ત્રનો એક નિયમ એવો છે કે "જે વસ્તુ નિર્હેતુક છે-જેનું કંઈપણ કારણ નથી તે વસ્તુની નિત્ય સત્તા કે તેનો નિત્ય અભાવ હોવો જોઇએ." જેમ આત્મા આકાશાદિ નિત્ય વસ્તુઓનું કોઇ કારણ નથી, તેથી તેનું નિત્ય અસ્તિત્વ છે; તેમજ ખપુષ્પાદિ અસત્ પદાર્થોનું કંઇ કારણ નહિ હોવાથી તેનો નિત્ય અભાવ છે. આ વૈચિત્ર્યની નિત્ય સત્તા કે નિત્ય અભાવ નથી, માટે તર્કની દૃષ્ટિથી તેનું કોઇ પણ કારણ માનવું જોઇએ. તેનું જે કારણ છે તે પ્રાણીઓના પૂર્વકૃત કર્મ છે.

**અરૂપી આત્મા સાથે રૂપી કર્મનો સંબંધ કેમ થઇ શકે આ શંકાનું સમાધાનઃ**—આત્મા અરૂપી છે, કર્મ પુદ્ગલપરમાણુરૂપ હોવાથી રૂપી છે; તો અરૂપી અને રૂપી વસ્તુઓનો સંબંધ શી રીતે થઇ શકે? આ શંકા અયોગ્ય છે. કારણ સ્થૂલ શરીર અને આત્માનો સંબન્ધ પ્રત્યક્ષથી જણાય છે, તેમ રૂપી કર્મને અરૂપી આત્માનો સંબંધ જાણવો.

**રૂપી કર્મ અરૂપી આત્માના ગુણને કેમ આવરે આ શંકાનું સમાધાનઃ**-રૂપી કર્મ અરૂપી આત્માના ગુણને કેમ રોકી શકે? આ શંકા પણ અયુકત છે, કેમકે કેવળ દ્રવ્ય કર્મ આત્માના ગુણને આવરી શકતું નથી, પણ જ્યારે તે ફળ આપવાને સન્મુખ થાય છે ત્યારે ભાવ કર્મ ઉત્પન્ન થાય છે, અને તે ભાવ કર્મ આત્માના ગુણને ઢાંકે છે. દ્રવ્ય કર્મ જ્યાં સુધી અનુદિત હોય કે ઉપશાંત હોય ત્યાં

સુધી આત્માના ગુણને આવરી શકતું નથી, પણ તે ઉદિત થઈ ભાવ કર્મ દ્વારા આત્માના ગુણને ઢાંકે છે. જેમ, મદ્ય વગેરે કેફી પદાર્થ કેફ ઉત્પન્ન કરીને મનુષ્યની અરૂપી જ્ઞાનશક્તિનો નાશ કરે છે, તેમ દ્રવ્ય કર્મ ભાવકર્મદ્વારા આત્માના ગુણને આવૃત કરે છે. એટલે મદિરાના દૃષ્ટાંતથી રૂપી પદાર્થ પણ અરૂપી આત્મિક ગુણોનો ઘાત કરે છે.

**દ્રવ્ય કર્મનું મૂર્તત્વઃ**–દ્રવ્ય કર્મ પુદ્ગલ–પરમાણુ સ્વરૂપ હોવાથી મૂર્ત–રૂપી છે. યદ્યપિ તે અતિસૂક્ષ્મ હોવાથી ચર્મચક્ષુથી દેખાતું નથી; તો પણ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળુ હોવાથી તે મૂર્ત કે રૂપી સમજવું. જો કર્મને અરૂપી માનવામાં આવે તો આકાશની પેઠે આત્માને અનુગ્રહ કે ઉપઘાત કંઈ પણ કરી શકે [1]નહિ. ભાવ કર્મ આત્માના અશુદ્ધ પરિણામરૂપ હોવાથી અરૂપી છે.

**કર્મનો પ્રવાહની અપેક્ષાએ અનાદિ સંબંધઃ**– કર્મ અમુક કાળે બંધાય છે, અને તે બાંધેલ કર્મ અમુક કાળ સુધી ભોગવાય છે, પછી તેનો અંત થાય છે. જ્યારે તેનો બંધ થયો ત્યારે તેની આદિ થઈ, અને જ્યારે તે ઉદય પ્રાપ્ત થઇ ભોગવાઈ ગયું ત્યારે તેનો અંત થયો, તેથી કર્મની આદિ–શરૂઆત અને અંત છે, તો પણ પ્રવાહની અપેક્ષાએ કર્મ અનાદિ છે, એટલે પૂર્વના કર્મ ભોગવાઈ નાશ પામે છે, અને નવા કર્મનો બંધ થાય છે—આવી પરંપરા

---

૧ હવે કર્મને રૂપી પુદ્ગલરૂપ ન માનવામાં આવે, અર્થાત્ કેવળ વાસના રૂપ ભાવ કર્મજ માનવામાં આવે તો તે ઘટી શકશે નહિ, કેમ કે વાસના હમેશાં વાસક (વાસના ઉત્પન્ન કરનાર) દ્રવ્યની અપેક્ષા રાખે છે, અને તેથી વાસના ઉત્પન્ન કરનાર દ્રવ્ય તરીકે દ્રવ્ય કર્મ માનવાની આવશ્યકતા છે.

અનાદિ કાળની છે. જો તેમ ન માનીએ તો પૂર્વે કોઈપણ કાળે જીવો કર્મરહિત-મુક્ત હોવા જોઇએ, અને તેને કર્મનો નવો સંબંધ થયો-તેમ માનવું પડશે. તો પછી જે જીવો કર્મનો ક્ષય કરી મોક્ષને પ્રાપ્ત થયેલા છે, તેને પણ કર્મનો સંબંધ થવો જોઇએ: અને તેમ થાય તો મોક્ષ પણ અનુપાદેય થાય; માટે કર્મનો પ્રવાહની અપેક્ષાએ અનાદિ સંબંધ છે.

**કર્મનો વિયોગઃ**-જ્યારે કર્મનો સંબંધ પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે, તો તેનો અંત પણ ન થવો જોઇએ? આ શંકા અયોગ્ય છે. કેમકે ખાણમાં સુવર્ણ અને માટીનો અનાદિ સંયોગ છે, છતાં તેનો અગ્નિ વગેરે સાધનો મળવાથી વિયોગ જોવામાં આવે છે, તેવી રીતે આત્મા અને કર્મનો અનાદિ સંબંધ છતાં પણ સમ્યગ્દર્શનાદિ હેતુઓ વડે વિયોગ થઈ શકે છે. જે પદાર્થો સ્વરૂપથી જૂદા છે, તેનો કારણ મળતા વિયોગ થાય છે, સુવર્ણ અને માટી સ્વરૂપથી ભિન્ન છે, તેથી કારણ મળવાથી તેનો વિયોગ થાય છે, તેવી રીતે આત્મા અને કર્મ સ્વરૂપે ભિન્ન હોવાથી સમ્યગ્દર્શનાદિરૂપ કારણ મળવાથી તેનો વિયોગ થઈ શકે છે. કર્મનો બંધ સ્વાભાવિક નથી, પણ મિથ્યાત્વાદિ હેતુઓને લીધે છે, જો તે હેતુઓને દૂર કરવામાં આવે તો નવા કર્મનો બંધ ન થાય, અને જુના કર્મ ભોગવાઈને ક્ષીણ થાય એ રીતે કર્મનો અનાદિ સંબંધ છતાં તેનો વિયોગ થઈ શકે છે.

[ પ્રકૃતિબંધ-સ્થિતિબંધ-રસબંધ-પ્રદેશબંધ-મોદકનું દૃષ્ટાંત-ચાર પ્રકારના બંધની વિશેષતા ]

હવે કર્મબંધના ચાર પ્રકાર, તથા મૂળ પ્રકૃતિ અને ઉત્તર પ્રકૃતિના ભેદોની સંખ્યા બતાવેછેઃ-

पयइ-ठिइ-रस-पएसा तं चउहा मोयगस्य दिट्ठंता ।
मूलपगइट्ठ उत्तर-पगइ-अडवन्नसयभेयं॥ २ ॥
प्रकृति स्थिति-रस-प्रदेशात् तत् चतुर्धा मोदकस्य दृष्टान्तात् ।
मूलप्रकृत्यष्ट उत्तर-प्रकृत्यष्टपञ्चाश शतभेदम् ॥

અર્થઃ–પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશ-બંધની અપેક્ષાએ તે કર્મ ચાર પ્રકારે છે; તે મોદકના દૃષ્ટાન્તથી સમજવું. મૂળ પ્રકૃતિબંધ આઠ પ્રકારનો છે, અને ઉત્તર પ્રકૃતિબંધના એકસો અઠ્ઠાવન ભેદો છે.

વિવેચનઃ–કર્મનો બંધ ચાર પ્રકારે થાય છે–પ્રકૃતિ-બંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ.

પ્રકૃતિબંધઃ–કર્મના ભિન્ન ભિન્ન સ્વભાવને પ્રકૃતિ-બન્ધ કહે છે. જેમ, જ્ઞાનાવરણ કર્મનો જ્ઞાનને આવરવાનો સ્વભાવ, દર્શનાવરણ કર્મનો દર્શનને આવરવાનો સ્વભાવ, મોહનીય કર્મનો પારમાર્થિક વિવેકનો નાશ કરવાનો સ્વભાવ વગેરે પ્રકૃતિબંધ જાણવો. અથવા સ્થિતિ, રસ અને પ્રદેશના સમુદાયને પણ [1]પ્રકૃતિબંધ કહે છે.

---

१ ठिइबंधु दलस्स ठिइ, पएसबंधो पएसगहण ज ।
ताण रसो अणुभागो, तस्समुदाओ पगइबंधो ॥

(પંચસંગ્રહ પ્ર. બં. ગા. ૪૦)

સ્થિતિબંધઃ-સ્થિતિ એટલે કાલની મર્યાદા-આત્માની સાથે કર્મનો અમુક કાલ સુધી મર્યાદિત સંબન્ધ તે સ્થિતિબન્ધ. જેમ, જ્ઞાનાવરણ કર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ ત્રીશ કોડાકોડી સાગરોપમ, મોહનીય કર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સિત્તેર કોડાકોડી સાગરોપમ-વગેરે સ્થિતિબંધ જાણવો:

રસબન્ધઃ-રસ એટલે સામર્થ્ય; કર્મમાં જ્ઞાનાદિ ગુણને ઘાત કરવાનું કે શુભ અશુભ ફલ આપવાનું જે સામર્થ્ય છે તે રસબંધ અથવા અનુભાગબંધ કહેવાય છે. જે કર્મનો રસ આત્માના જ્ઞાનાદિ ગુણને ઘાત કરે છે તે ઘાતી રસ કહેવાય છે, જેમ, જ્ઞાનાવરણ કર્મનો રસ આત્માના જ્ઞાન ગુણનો ઘાત કરે છે, દર્શનાવરણ કર્મનો રસ દર્શનનો (સામાન્ય અવબોધનો) ઘાત કરે છે, મોહનીય કર્મનો રસ આત્માના વિવેક ગુણનો ઘાત કરે છે, અને અન્તરાય કર્મનો રસ આત્માના દાનાદિ ગુણનો ઘાત કરે છે; માટે તે કર્મનો રસ ઘાતી કહેવાય છે. કેટલાએક કર્મનો રસ આત્માના ગુણનો ઘાત કરતો નથી, પણ શુભાશુભ કે સુખ-દુઃખાદિ ફલ આપે છે તે અઘાતી રસ કહેવાય છે. જેમ વેદનીય કર્મનો રસ આત્માના ગુણનો ઘાત કરતો નથી, પણ સુખ દુઃખ આપે છે માટે તે અઘાતી રસ કહેવાય છે. ઘાતી કર્મપ્રકૃતિનો રસ આત્માના ગુણોનો નાશ કરે છે માટે તે રસ અશુભ ગણાય છે, અઘાતી કર્મપ્રકૃતિનો રસ આત્માના ગુણનો ઘાત કરતો નથી, પણ શુભાશુભ ફલ આપે છે, તેમાં જે કર્મનો રસ શુભ ફલ આપે છે, તે શુભ પ્રકૃતિ કે પુણ્ય ગણાય છે, અને જે કર્મનો રસ અશુભ

ફલ આપે છે તે અશુભ પ્રકૃતિ કે પાપ ગણાય છે. જેમ સાતાવેદનીયનો રસ સુખ આપે છે માટે તે શુભ ગણાય છે, અને અસાતાવેદનીયનો રસ દુઃખ આપે છે માટે અશુભ ગણાય છે. આ સર્વ પ્રકારના રસબંધના તીવ્ર મન્દાદિ અસંખ્ય ભેદો થાય છે, પણ તે ખ્યાલમાં ન આવી શકે, માટે તેના સામાન્ય રીતે સ્થૂલ ચાર ભેદ પાડયા છે. મન્દ, તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ. શાસ્ત્રમાં તેને અનુક્રમે એક સ્થાનક, દ્વિસ્થાનક, ત્રિસ્થાનક અને ચતુઃસ્થાનક-એવી સંજ્ઞા આપેલી છે.

પ્રદેશબંધઃ-સ્થિતિ અને રસની અપેક્ષા વિના મુખ્ય પણે કર્મ પ્રદેશોનું ગ્રહણ કરવું તે પ્રદેશબન્ધ. કોઇ જીવ મન વચન અને કાયાના તીવ્ર યોગે વર્તતો હોય તો તે ઘણા કર્મ પ્રદેશો ગ્રહણ કરે છે, અને મન્દ યોગે વર્તતો હોય તો તે થોડા પ્રદેશો ગ્રહણ કરે છે. યદ્યપિ કર્મના બંધ સમયે પ્રકૃત્યાદિ ચારે પ્રકારનો સામાન્યપણે બંધ હોય છે, તો પણ તીવ્ર કષાયભાવમાં વર્તતો જીવ અધિક સ્થિતિ અને તીવ્ર રસનો બંધ કરે છે, અને તીવ્રયોગે વર્તતો જીવ અધિક પ્રદેશનો બંધ કરે છે.

મોદકનું દૃષ્ટાન્તઃ-જેમ સુંઠ, જીરૂ અને પીપર વગેરે ચીજો નાખી બનાવેલ મોદક પોતાના સ્વભાવથી વાત, પિત્ત અને કફનો નાશ કરે છે; તેમ જ્ઞાનાવરણ કર્મ પોતાના સ્વભાવથી જ્ઞાનનો, દર્શનાવરણ કર્મ દર્શનનો, મોહનીય કર્મ પારમાર્થિક હિતાહિતના વિવેકનો નાશ કરે છે માટે તે પ્રકૃતિબંધ જાણવો. કોઈ મોદક પક્ષ, માસ કે તેથી વધારે કાલ ટકી શકે છે તેમ જ્ઞાનાવરણ કર્મ ઉત્કૃષ્ટ ત્રીશ કોડાકોડી સાગરોપમ

સુધી ટકી શકે છે તે સ્થિતિબંધ. જેમ મોદકમાં સ્નિગ્ધ મધુરત્વાદિ રસ હોય છે, તેમ કર્મમાં શુભ અશુભ ફલ આપનાર રસ હોય છે તે રસબન્ધ. જેમ મોદકમાં વધારે કે ઓછો લોટ હોય છે, તેમ કર્મના વધારે કે ઓછા કર્મ પ્રદેશો હોય તે પ્રદેશબન્ધ.

યદ્યપિ કર્મબંધને આશ્રયી પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ-એક સાથેજ રહેલા છે, તો પણ પ્રકૃતિબંધ અને પ્રદેશબંધનું કારણ યોગ-મન વચન અને કાયાનો વ્યાપાર છે, સ્થિતિબંધ અને રસબંધનું કારણ કષાય છે. યોગની અધિકતાથી પ્રકૃતિબંધ અને પ્રદેશબંધની અધિકતા થાય છે અને કષાયની અધિકતાથી સ્થિતિબંધ અને રસબંધની અધિકતા થાય છે; તેથી બંધનો પરસ્પર ભેદ સમજી શકાય છે. તે ચારે પ્રકારના બન્ધમાં સ્થિતિબન્ધ અને રસબન્ધ સારભૂત છે, અને પ્રકૃતિબન્ધ પ્રદેશ બન્ધ નિઃસારરૂપ છે. જેમ મોદકમાં સ્નિગ્ધત્વાદિરસ સારભૂત છે અને આટો નિઃસાર છે.

[ જ્ઞાનાવરણાદિ આઠ કર્મનું સ્વરૂપ-તેના ઉત્તર ભેદની સંખ્યા-આઠ કર્મના ક્રમનું પ્રયોજન ]

કર્મની મૂળ પ્રકૃતિઓ નામ, તથા તેનો ઉત્તર ભેદોની સંખ્યા કહે છે:-

इह-नाण-दंसणावरण-वेअ-मोहाऽऽउ-नाम-गोआणि।
विग्घं च पण-नव-दु-अट्ठवीस-चउ-तिसय-दु-पणविहं ॥३॥

इह-ज्ञान-दर्शनावरण-वेद्य-मोहा-ऽऽयुर्नाम-गोत्राणि
विघ्नं च पञ्च-नव-द्वयष्टाविंशति-चतुः-त्रिशत-द्वि-पञ्चाविधम् ॥

અર્થઃ–આ જૈન પ્રવચનમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ કર્મ માનેલા છે, તેના અનુક્રમે પાંચ, નવ, બે, અઠયાવિશ, ચાર, એકસો ત્રણ, બે અને પાંચ પ્રકાર છે.

વિવેચનઃ–કર્મબંધના પ્રકૃતિ બંધાદિ ચાર પ્રકાર કહ્યા, હવે તેમાં પ્રથમ પ્રકૃતિબંધના મૂળ જ્ઞાનાવરણાદિ આઠ પ્રકાર છે તે બતાવે છે.

જ્ઞાનાવરણઃ–દરેક પદાર્થમાં સામાન્ય અને વિશેષ–એ બે ધર્મો રહેલા છે. સત્તા-અસ્તિત્વ પદાર્થનો સામાન્ય ધર્મ છે, કેમકે તે દરેક પદાર્થમાં રહેલો છે. જાતિ, ગુણ, ક્રિયા–વગેરે પદાર્થના વિશેષ ધર્મો છે, કેમકે તે એક પદાર્થથી બીજા પદાર્થને જુદા પાડે છે. તે વિશેષ ધર્મનો અવબોધ તે જ્ઞાન. જેમ, આ ઘટ છે, આ ધોળો છે, આ ચાલે છે. વિશેષ ધર્મના અવબોધરૂપ જ્ઞાનનું આચ્છાદન કરનાર કર્મ તે જ્ઞાનાવરણ. તેના ઉત્તર ભેદ પાંચ છે.

દર્શનાવરણઃ–પદાર્થના સામાન્ય ધર્મ સત્તા-(અસ્તિત્વ) નો બોધ તે દર્શન. જેમ. આ કંઈક છે. અહીં માત્ર પદાર્થના અસ્તિત્વનો બોધ થાય છે, પરન્તુ તે કઈ જાતિનો કયો પદાર્થ છે એવા વિશેષ ધર્મનો બોધ નથી, માટે તે સામાન્ય અવબોધ છે -તેનું આચ્છાદન કરનાર જે કર્મ તે દર્શનાવરણ.

અહીં જ્ઞાન અને દર્શન બોધસ્વરૂપે ભિન્ન નથી, પરન્તુ સામાન્યવિષયક બોધ તે દર્શન, અને વિશેષ વિષયક બોધ તે જ્ઞાન-આવો જ્ઞાન દર્શનનો પારિભાષિક ભેદ હોવાથી જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મ જૂદા ગણ્યા છે.

**વેદનીયઃ**-સુખ અને દુઃખ રૂપે અનુભવાય તે વેદનીય કર્મ. યદ્યપિ સઘળા કર્મ સુખદુઃખ રૂપે અનુભવાય છે, તો પણ એટલી વિશેષતા છે કે બીજા કર્મો સુખદુઃખની અંતરંગ સામગ્રી સંપાદન કરે છે, ત્યારે વેદનીય કર્મ સુખ અને દુઃખની બાહ્ય સામગ્રી મેળવી આપે છે, તેથી આત્મા સુખદુઃખનો અનુભવ કરે છે. તેના બે ઉત્તર ભેદ છે.

**મોહનીયઃ**-પારમાર્થિક હિતાહિતના વિવેકથી ભ્રષ્ટ કરે તે મોહનીય. સર્વ જીવને સુખ પ્રિય છે, અને દુઃખ અપ્રિય છે, તેથી તેઓ સુખના સાધનમાં પ્રવૃત્તિ કરે છે, અને દુઃખના સાધનથી નિવૃત્ત થાય છે-એ રીતે તેઓ પોતાના હિતાહિતનો વિચાર કરી શકે છે, તો પણ મોહનીય કર્મના ઉદયથી મૂઢ આત્મા પારમાર્થિક હિતાહિતનો વિવેક કરવામાં અસમર્થ થાય છે. તે મોહનીય કર્મના ઉત્તર ભેદ અઠયાવીશ છે.

**આયુષ્**:-દેવાદિક ભવમાં સ્થિતિનું કારણ તે આયુષ્ કર્મ. તેના ચાર ઉત્તર ભેદ છે.

**નામઃ**-જેથી ગતિ જાતિ પ્રમુખ વિવિધ અવસ્થાઓનો અનુભવ થાય તે નામ કર્મ. તેના ઉત્તર ભેદ એકસો ત્રણ છે.

**ગોત્રઃ**-જે કર્મથી આત્મા ઉચ્ચ કે નીચ કુલમાં જન્મ ધારણ કરે તે ગોત્ર કર્મ. તેના બે ભેદ છે.

વિઘ્નઃ–દાનાદિ ગુણોનો ઘાત કરનાર જે કર્મ તે વિઘ્ન કે અંતરાય કર્મ. તેના ઉત્તર ભેદ પાંચ છે.

**જ્ઞાનાવરણાદિ કર્મના ક્રમનું પ્રયોજનઃ**–અહીં જ્ઞાન અને દર્શન આત્માનું સ્વરૂપ છે; કેમકે તેના શિવાય આત્મત્વનો અસંભવ છે. જ્ઞાન દર્શનમાં વસ્તુઓનો નિશ્ચય કરનાર હોવાથી જ્ઞાન પ્રધાન છે, તેથી તેનું આવરણ કરનાર જ્ઞાનાવરણ કર્મ પ્રથમ ગણ્યું છે. જ્ઞાનોપયોગ પછી દર્શનોપયોગ હોય છે, તેથી દર્શનાવરણ કર્મ પછી મૂક્યું છે. જ્ઞાન અને દર્શન વડે અનેક વિષયોને જાણતો જીવ સુખને અનુભવે છે, અને તેના અભાવમાં અજ્ઞાનથી દુઃખને અનુભવે છે, સુખ દુઃખ વેદનીય કર્મનું ફલ હોવાથી ત્યાર પછી વેદનીય કર્મ કહ્યું છે. વેદનીય કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલા સુખના સાધનમાં રાગ, અને દુઃખના સાધનમાં દ્વેષ ઉત્પન્ન થાય છે, માટે વેદનીય કર્મ રાગદ્વેષરૂપ મોહનીય કર્મના ઉદયનું નિમિત્ત હોવાથી ત્યાર પછી મોહનીય કર્મ કહ્યું છે. મોહાસક્ત પ્રાણી નરકાદિક દુર્ગતિઓનું આયુષ્ બાંધે છે, માટે મોહનીય કર્મ પછી આયુષ્ કર્મ કહ્યું છે. આયુષ્નો ઉદય થવાથી ગત્યાદિ નામ કર્મનો અવશ્ય ઉદય થાય છે, માટે ત્યાર પછી નામ કર્મ કહ્યું છે. ગત્યાદિ નામ કર્મનો ઉદય થવાથી ઉચ્ચ અને નીચ એવો વ્યવહાર થાય છે, માટે ત્યાર પછી ગોત્ર કર્મ કહ્યું છે. ઉચ્ચ ગોત્રનો ઉદય થવાથી પ્રાયઃ જીવ દાનાદિકમાં પ્રવૃત્તિ કરી શકે છે, અને નીચ ગોત્રના ઉદયથી દાનાદિક કરી શકતો નથી માટે ત્યાર પછી વિઘ્ન–અંતરાય કર્મ મૂક્યું છે.

[ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન-એ પાંચ જ્ઞાનનું સ્વરૂપ-ક્ષાયોપશમિક અને ક્ષાયિકનું સ્વરૂપ-પ્રથમના ચાર જ્ઞાન આવરણના સર્વથા ક્ષયથી ક્ષાયિક કેમ ન થાય? આ શંકાનું સમાધાન-પાંચ જ્ઞાનના ક્રમનું પ્રયોજન-'શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત' એ મતિજ્ઞાનના બે ભેદનું સ્વરૂપ-અશ્રુતનિશ્રિતના ઔત્પત્તિકયાદિ ચાર પ્રકારનું સ્વરૂપ-શ્રુતનિશ્રિતના અવગ્રહાદિ ચાર પ્રકાર-વ્યંજનાવગ્રહ-વ્યંજનાવગ્રહ ક્ષયોપશમરૂપ કે અવ્યક્તજ્ઞાન રૂપ શી રીતે?-આ શંકાનુ સમાધાન-ચક્ષુ અને મનનું અપ્રાપ્યકારિત્વ. ]

હવે જ્ઞાનાવરણ કર્મના પાંચ ભેદ કહેવા માટે પ્રથમ પાંચ જ્ઞાનનું સ્વરૂપ બતાવે છે.

मइ-सुअ-ओहि-मण-केवलाणि नाणाणि तत्थ मइनाणं ।
वंजणवग्गह चउहा मण-नयण विणिंदियचउक्का ॥४॥

मति-श्रुता-वधि-मनः-केवलानि ज्ञानानि तत्र मतिज्ञानम् ।
व्यञ्जनावग्रहश्चतुर्धा मनो-नयनं विनेन्द्रियचतुष्कात् ॥

અર્થઃ-મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન-એ પાંચ જ્ઞાન છે. તેમાં મતિજ્ઞાન [ એ રીતે અઠ્યાવીશ પ્રકારે છે. ] વ્યંજનાવગ્રહ મન અને ચક્ષુ શિવાય બાકીની ચાર ઇન્દ્રિયની અપેક્ષાએ ચાર પ્રકારે છે.

મતિજ્ઞાનઃ-શબ્દાર્થપર્યાલોચન શિવાય ઇન્દ્રિય અને મનથી જે બોધ થાય તે મતિજ્ઞાન. યદ્યપિ શ્રુતજ્ઞાન પણ ઇન્દ્રિય અને મન દ્વારા થાય છે, તો પણ તે શબ્દાર્થપર્યાલોચનથી-વાચ્યવાચકભાવ સંબન્ધના સ્મરણવડે થતું હોવાથી તેમાં ઇન્દ્રિય અને મન ઉપરાંત શબ્દાર્થપર્યાલોચન

કારણ છે. જેમ, પ્રથમ 'ઘટ' એવો શબ્દ સંભળાયો, ત્યાર પછી 'ઘટશબ્દ ઘટરૂપ અર્થનો વાચક છે'-એ પ્રમાણે વાચ્યવાચકભાવ સંબન્ધનું સ્મરણ થયું, (આ બન્ને પ્રકાર મતિજ્ઞાન રૂપ છે) ત્યાર પછી ઘટ અર્થનો જે બોધ થયો તે શ્રુતજ્ઞાન કહેવાય છે. તેવી રીતે ચક્ષુથી ઘટનું પ્રત્યક્ષ જ્ઞાન થયું, પછી આ પદાર્થનો વાચક ઘટ શબ્દ છે-એમ વાચ્ય વાચકભાવ સંબંધનું સ્મરણ થયુ, (અહીં આ બન્ને જ્ઞાન મતિજ્ઞાનરૂપ છે) પછી 'આ ઘટ છે'-એમ શબ્દ અને અર્થના સંસર્ગપૂર્વક અર્થનો જે બોધ થયો તે શ્રુતજ્ઞાન. તેના પહેલા શબ્દ કે અર્થનો બોધ, અને વાચ્યવાચકભાવ સંબન્ધનુ સ્મરણ થયું તે મતિજ્ઞાન છે. તેથી શ્રુતજ્ઞાનની પૂર્વે અવશ્ય મતિજ્ઞાન હોય છે. તે મતિજ્ઞાનના બે ભેદ છે. ૧. પ્રત્યક્ષ અને પરોક્ષ. ઇન્દ્રિય અને મનદ્વારા થતા સ્પષ્ટ જ્ઞાનનેપ્રત્યક્ષ કહે છે. આ જ્ઞાન સાંવ્યવહારિક પ્રત્યક્ષ છે, પણ પરમાર્થથી ઇન્દ્રિય અને મન દ્વારા થતું હોવાથી તે ધૂમ-દ્વારા થતા અગ્નિના જ્ઞાનની પેઠે પરોક્ષ છે. અસ્પષ્ટ જ્ઞાનને પરોક્ષ કહે છે.

શ્રુતજ્ઞાનઃ-ઇન્દ્રિય અને મનથી શબ્દાર્થ પર્યાલોચન દ્વારા થયેલો બોધ તે શ્રુતજ્ઞાન. જેમ, પહેલા 'ઘટ' શબ્દ સાંભળ્યો, પછી 'ઘટશબ્દ ઘટસ્વરૂપ અર્થનો વાચક છે' એ પ્રમાણે વાચ્યવાચકભાવ સંબન્ધનું સ્મરણ થયું, ત્યાર પછી ઘટ પદાર્થનો બોધ થયો તે શ્રુતજ્ઞાન. શબ્દશ્રવણ અને વાચ્યવાચકભાવ સંબન્ધનું સ્મરણ-એ બન્ને મતિજ્ઞાન રૂપ છે અને શ્રુતજ્ઞાનના કારણ છે. શબ્દ દ્રવ્યશ્રુત છે, અને તે

ભાવશ્રુતનું કારણ ને કાર્ય છે. કોઇ વક્તા ભાષણ કરે ત્યારે તેના શબ્દો સાંભળનારના અર્થબોધનું કારણ થાય છે. અહીં દ્રવ્યશ્રુત ભાવશ્રુતનું કારણ છે. હવે તે વક્તા અર્થના ઉપયોગ-ખ્યાલપૂર્વક ભાષણ કરે છે, અર્થનો ઉપયોગ ભાવશ્રુત છે, અને શબ્દ તેનું કાર્ય છે. માટે દ્રવ્યશ્રુત ભાવશ્રુતનુ કાર્ય પણ છે.

શિષ્ય—હે ભગવન્ ! સૂત્રમાં સર્વ જીવોને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન કહ્યું છે, ઉપર કહેલું શ્રુતજ્ઞાન શબ્દજ્ઞાન અને વાચ્યવાચકભાવ સંબન્ધના સ્મરણ દ્વારા થતું હોવાથી શ્રોત્રેન્દ્રિય અને મનવાળા જીવોને ઘટી શકે, પરન્તુ શ્રોત્રેન્દ્રિય અને મનવિનાના એકેન્દ્રિયાદિ જીવોને કેમ ઘટે ?

ગુરુ-બાપુ ! તારી શંકા બરોબર છે. શ્રોત્રેન્દ્રિય અને મનના અભાવે ઉપર કહેલું શ્રુતજ્ઞાન એકેન્દ્રિયાદિક જીવોને વિષે ઘટી શકતું નથી, પરન્તુ તેને ભાવેન્દ્રિય હોવાથી શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમજન્ય જૂદી જાતનું શ્રુતજ્ઞાન હોય છે. કેમકે એકેન્દ્રિયાદિક જીવોને આહારાદિ સંજ્ઞા હોય છે, તેથી તેને આહારાદિ ગ્રહણનો અસ્પષ્ટ અધ્યવસાય થાય છે. તે શ્રુતજ્ઞાન સિવાય ઘટી શકે નહિ. માટે સૂત્રમાં એકેન્દ્રિયાદિ જીવોને શ્રુતજ્ઞાન માનેલું છે.

**અવધિજ્ઞાન**—ઇન્દ્રિયાદિકની અપેક્ષા શિવાય માત્ર રૂપિદ્રવ્યને સાક્ષાત્ કરનાર જ્ઞાન તે અવધિજ્ઞાન.

**મનઃપર્યવજ્ઞાન**-માત્ર મનના પર્યાયને (પરિણામને) સાક્ષાત્ કરનાર તે મનઃપર્યવજ્ઞાન. કોઈ પણ સંજ્ઞી (મનવાળો) જીવ મનન-વિચાર કરે છે ત્યારે તે મનોવર્ગણાને

(વિચાર કરવામાં ઉપયોગી એક જાતના સૂક્ષ્મ પરમાણુ સ્કંધોને) ગ્રહણ કરે છે; કેમકે તેના શિવાય તે સ્પષ્ટ વિચાર કરી શકતો નથી. જેવો જેવો સારો કે નરસો વિચાર કરે છે તેવા તેવા આકારરૂપે તે વર્ગણા પરિણત થાય છે, તે મન કહેવાય છે. મનઃપર્યવજ્ઞાની તે મનના પરિણામને સાક્ષાત્ જાણે છે, તેથી 'તેણે અમુક વિચાર કર્યો' એવું અનુમાનથી જાણે છે. જેમ વાચક લેખ વાંચવાથી લેખકના અભિપ્રાયને જાણે છે, તેમ મનઃપર્યવજ્ઞાની મનના પરિણામને પ્રત્યક્ષ જાણવાથી ચિન્તનીય ઘટાદિ પદાર્થને 'આવા પ્રકારના મનનો પરિણામ આવા ચિન્તન શિવાય ન થઈ શકે' તેવા અનુમાનથી જાણે છે.

**કેવલજ્ઞાન**—સર્વ દ્રવ્ય પર્યાયને ત્રણ કાળમાં પ્રત્યક્ષ જાણનાર જે જ્ઞાન તે કેવળજ્ઞાન. દ્રવ્ય એટલે મૂળ પદાર્થ, પર્યાય એટલે તેની વિવિધ અવસ્થાઓ. જેમ આત્મા મૂળ દ્રવ્ય, અને દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારક-એ તેના પર્યાય. પુદ્‌ગલ દ્રવ્યમાં પરમાણુ મૂળ દ્રવ્ય, અને તે પરમાણુઓમાં વર્ણ ગંધ રસ અને સ્પર્શનું પરિવર્તન થાય, અથવા પરમાણુઓ મળવાથી કે વિખરવાથી તેના જૂદા જૂદા સ્કંધો થાય તે તેના પર્યાય કહેવાય. આવા પર્યાયો એક દ્રવ્યના અનંત થાય છે. સર્વ દ્રવ્ય અને તેના સર્વ પર્યાયને ભૂત. ભવિષ્ય અને વર્તમાન-એ ત્રણ કાળમાં કેવળજ્ઞાની જાણી શકે છે.

આમાનાં છેલ્લા ત્રણ જ્ઞાન-અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન પ્રત્યક્ષ છે, કારણ કે તે ઇન્દ્રિય અને મન

વગેરેની અપેક્ષા શિવાય પદાર્થને સાક્ષાત્ જાણે છે.

**ક્ષાયોપશમિક અને ક્ષાયિક**—ઉપર કહેલા પાંચ જ્ઞાનોમાં પ્રથમના ચાર જ્ઞાનો આવરણના [1]ક્ષયોપશમથી (સામર્થ્યહીન કરવાથી) પ્રકટ થાય છે, માટે તે ક્ષાયોપશમિક કહેવાય છે. કેવળજ્ઞાન આવરણના સર્વથા ક્ષય થવાથી પ્રકટ થાય છે તેથી તે ક્ષાયિક કહેવાય છે.

**શિષ્ય**—ભગવન્ ! પ્રથમના ચાર જ્ઞાન આવરણના ક્ષયોપશમથી પ્રકટ થાય છે, માટે શાસ્ત્રમાં તેને ક્ષાયોપ-

---

૧ ઉદય પ્રાપ્ત કર્માંશોનો ક્ષય કરવો, અને અનુદિત (સત્તામાં રહેલા) કર્માંશોનો રસ ઘટાડી ઉપશમ—સામર્થ્યહીન કરવા તેને ક્ષયોપશમ કહે છે. કોઈ કર્મનો ક્ષયોપશમ રસોદય-વિપાકોદયનો વિરોધી હોય છે, એટલે તે કર્મનો વિપાકોદય હોય ત્યારે તેનો ક્ષયોપશમ હોતો નથી, જેમ મિથ્યાત્વ મોહનીય કર્મનો વિપાકોદય હોય ત્યારે તેનો ક્ષયોપશમ હોતો નથી પણ તેનો પ્રદેશોદય હોય ત્યારે ક્ષયોપશમ હોય છે. કોઇ કર્મનો ક્ષયોપશમ વિપાકોદયની સાથે વિરોધી હોતો નથી એટલે તે કર્મનો વિપાકોદય છતાં તેનો ક્ષયોપશમ હોય છે. તોપણ કોઇ પણ કર્મના તીવ્ર રસોદયમાં તેનો ક્ષયોપશમ હોતો નથી. જેમ જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ તેના રસોદયની સાથે વિરોધી નથી, તોપણ જ્યારે તેનો સર્વ-ઘાતી (તીવ્ર) રસ ઉદયમાં હોય છે, ત્યારે તેનો ક્ષયોપશમ હોતો નથી, પણ જ્યારે તેનો દેશઘાતી (મન્દ રસ) ઉદય પ્રાપ્ત હોય છે ત્યારે તેનો ક્ષયોપશમ થાય છે. સામાન્ય રીતે મતિજ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણનો ઉદયમાં દેશઘાતી રસ હોય છે તેથી સર્વ જીવને હમેશા ક્ષાયોપશમિક મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોય છે. અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણનો કોઇ વખત દેશઘાતી રસ ઉદયમાં હોય છે. જ્યારે દેશઘાતી રસ ઉદયમાં હોય છે, ત્યારે તેનો ક્ષયોપશમ થવાથી ક્ષાયોપશમિક અવધિજ્ઞાન અને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય છે. જ્યારે તેનો સર્વઘાતી રસ ઉદયમાં હોય છે, ત્યારે તેનો ક્ષયોપશમ થતો નથી, તેથી તેને અવધિજ્ઞાન અને મનઃપર્યવ જ્ઞાન પ્રકટ થતા નથી

શમિક કહેલા છે. પરન્તુ જ્યારે આવરણનો સર્વથા ક્ષય થાય ત્યારે કેવળજ્ઞાનની પેઠે ક્ષાયિક એવા મત્યાદિ ચાર જ્ઞાન કેમ ન પ્રકટ થાય?

ગુરુ—બાપુ તારી શંકા યોગ્ય છે. તેનો ઉત્તર કહું છું તે સાંભળ. કેવળજ્ઞાન આત્માનું મૂળ સ્વરૂપ છે, તેને સર્વઘાતી કેવળજ્ઞાનાવરણ કર્મ સર્વથા આવરે છે, છતાં સ્વભાવથી કેવળજ્ઞાનનો અનંતમો ભાગ ઉઘાડો રહે છે. જેમ કાળા પ્રચંડ વાદળાનો સમૂહ સૂર્યને સાવ ઢાંકી દે છે, છતાં દિવસ અને રાત્રિનો ભેદ જણાઈ શકે તેટલો પ્રકાશ બાકી રહે છે. હવે બાકી રહેલા તે કેવળજ્ઞાનના અનંતમા ભાગને મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણ આવરે છે. જેમ સૂર્યના બાકી રહેલા પ્રકાશને ઝુંપડી વગેરે રોકે છે; છતાં ઝુંપડીમાં બેઠેલા મનુષ્યને તેમાં રહેલા છિદ્રો દ્વારા વાદળાંથી રોકાયેલો મન્દ પ્રકાશ મળે છે, તેમ મત્યાદિ જ્ઞાનાવરણના ક્ષયોપશમ રૂપ છિદ્રદ્વારા કેવળજ્ઞાનાવરણથી ઢંકાયેલો મન્દ પ્રકાશ પ્રાપ્ત થાય છે તે ક્ષાયોપશમિક મત્યાદિ જ્ઞાન કહેવાય છે. હવે તે આવરણોનો સર્વથા ક્ષય થાય ત્યારે માત્ર એક કેવળજ્ઞાન-રૂપ પ્રકાશ પ્રકટ થાય છે, પરન્તુ આવરણના ક્ષયોપશમ દ્વારા જે મન્દ પ્રકાશ મળતો હતો તેનો તો નાશ થાય છે. જેમ તે પ્રચંડ વાદળાનો સમૂહ નાશ પામે, અને ઝુંપડી દૂર કરવામાં આવે તો ઝુંપડીમાં બેઠેલા મનુષ્યને તેના છિદ્રો દ્વારા જે મન્દ પ્રકાશ મળતો હતો તે હવે નથી મળતો, પરન્તુ કેવળ સૂર્યનો પ્રકાશ મળે છે. માટે આવ-

રણોનો સર્વથા ક્ષય થવાથી માત્ર કેવળજ્ઞાન પ્રકટ થાય છે, પરન્તુ મત્યાદિ જ્ઞાનો પ્રકટ થતાં નથી. એ હેતુથી શાસ્ત્રમાં કહ્યું છે કે "છાદ્મસ્થિક જ્ઞાનોનો નાશ થાય છે ત્યારે કેવળજ્ઞાન પ્રકટ થાય છે."

**પાંચ જ્ઞાનના અનુક્રમનું પ્રયોજન**—એ પાંચે જ્ઞાનોનો પૂર્વાપર સંબન્ધ હોવાથી આ પ્રમાણે ક્રમથી કહ્યા છે. તેમાં સ્વામી, કાલ, કારણ, વિષય અને પરોક્ષત્વ—એ પાંચ બાબતનું સમાનપણું હોવાથી આદિમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન કહ્યા છે.

(૧) જેને મતિજ્ઞાન હોય તેને અવશ્ય શ્રુતજ્ઞાન હોય છે, અને જેને શ્રુતજ્ઞાન હોય તેને અવશ્ય મતિજ્ઞાન હોય છે, માટે તે બન્નેના સ્વામી એક હોવાથી સ્વામીનું સરખાપણું છે.

(૨) મતિજ્ઞાનનો સ્થિતિ કાળ ઉત્કૃષ્ટથી છાસઠ સાગરોપમ છે, અને શ્રુતજ્ઞાનનો પણ તેટલોજ કાળ છે માટે કાળનું સરખાપણું છે.

(૩) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનું કારણ ઇન્દ્રિય અને મન છે માટે કારણનું સમાનપણું છે.

(૪) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો વિષય સર્વ દ્રવ્યો છે માટે વિષયનું સાધર્મ્ય છે.

(૫) મતિ અને શ્રુતજ્ઞાન બન્ને પરોક્ષ છે, કેમકે તે ઇન્દ્રિયાદિની અપેક્ષા રાખે છે. માટે પરોક્ષત્વનું સમાનપણું છે.

વળી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન અવધિજ્ઞાનાદિની પૂર્વે પ્રાપ્ત થાય છે માટે તેને સર્વ બીજા જ્ઞાનોની આદિમાં કહ્યાં

છે. શ્રુતજ્ઞાન મતિજ્ઞાનપૂર્વક હોવાથી શ્રુતજ્ઞાનની પહેલાં મતિજ્ઞાન કહ્યું છે.

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની સાથે કાલ, વિપર્યય, સ્વામી અને લાભનું સાધર્મ્ય (સરખાપણું) હોવાથી તે પછી અવધિજ્ઞાન કહ્યું છે.

(૧) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો ઉત્કૃષ્ટ કાલ છાસઠ સાગરોપમ છે, તેમ અવધિજ્ઞાનનો ઉત્કૃષ્ટ કાલ તેટલો જ છે, માટે કાલનું સાધર્મ્ય છે.

(૨) મિથ્યાદર્શન મોહનીય કર્મનો ઉદય થવાથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન વિપર્યય ભાવને પામે છે, તેમ અવધિજ્ઞાન પણ વિપર્યયભાવને પામે છે; તેથી વિપર્યયસાધર્મ્ય છે.

(૩) જેને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોય છે, તેને જ અવધિજ્ઞાન હોય છે માટે સ્વામિસાધર્મ્ય છે.

(૪) જ્યારે કોઈ મિથ્યાદૃષ્ટિ દેવાદિકને સમ્યગ્દર્શન થાય છે ત્યારે ત્રણે જ્ઞાનનો સાથે લાભ થાય છે, માટે લાભસાધર્મ્ય છે.

[1]છદ્મસ્થ, વિષય, ભાવ અને પ્રત્યક્ષનું સાધર્મ્ય હોવાથી અવધિજ્ઞાન પછી મનઃપર્યવજ્ઞાન કહ્યુ છે.

(૧) જેમ અવધિજ્ઞાન છદ્મસ્થને ઉત્પન્ન થાય છે, તેમ મનઃપર્યવજ્ઞાન પણ છદ્મસ્થને થાય છે, માટે છદ્મસ્થ સાધર્મ્ય છે.

(૨) અવધિજ્ઞાન અને મનઃપર્યવ જ્ઞાનનો વિષય રૂપી દ્રવ્ય હોવાથી બન્નેનું વિષય સાધર્મ્ય છે.

---

૧. જ્યા સુધી કેવળજ્ઞાન ન થાય ત્યા સુધી છદ્મસ્થ કહેવાય છે.

(૩) અવધિજ્ઞાન આવરણના ક્ષયોપશમથી થાય છે માટે ક્ષાયોપશમિક [1]ભાવે છે, તેમ મનઃપર્યવ જ્ઞાન પણ ક્ષાયોપશમિક ભાવે છે માટે ભાવનું સાધર્મ્ય છે.

(૪) અવધિજ્ઞાન ઇન્દ્રિયાદિકની અપેક્ષા શિવાય થતું હોવાથી પ્રત્યક્ષ છે, તેમ મનઃપર્યવજ્ઞાન પણ પ્રત્યક્ષ છે, માટે પ્રત્યક્ષનું સાધર્મ્ય છે.

યતિસાધર્મ્ય, સર્વોત્તમ અને છેવટે પ્રાપ્ત થવાથી મનઃપર્યવજ્ઞાન પછી કેવલજ્ઞાન કહ્યું છે.

(૧) મનઃપર્યવ જ્ઞાન અપ્રમત્ત યતિને થાય છે તેમ કેવળજ્ઞાન પણ અપ્રમત્ત યતિને થાય છે, માટે બન્નેનું યતિસાધર્મ્ય છે.

(૨) કેવળજ્ઞાન સઘળા જ્ઞાનોમાં ઉત્તમ હોવાથી પછી કહ્યું છે.

(૩) બીજા સહુ જ્ઞાનો પ્રાપ્ત થયા પછી છેવટે કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે માટે મનઃપર્યવજ્ઞાન પછી કેવળજ્ઞાન કહ્યું છે.

મતિજ્ઞાનના સામાન્ય રીતે બે ભેદ છેઃ—શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત.

**અશ્રુતનિશ્રિત**—સંકેતજ્ઞાન કે શાસ્ત્રના અભ્યાસ શિવાય મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી સ્વાભાવિક જે બુદ્ધિ ઉત્પન્ન થાય તે અશ્રુતનિશ્રિત. તેના ચાર પ્રકાર છે—૧. ઔત્પત્તિકી, ૨ વૈનયિકી, ૩ કાર્મિકી, ૪ પારિણામિકી.

---

૧ ભાવ એટલે આત્મપરિણામ, તેના ઔપશમિકાદિ પાંચ ભેદ છે. છે. તેનું વર્ણન ષડશિતિ ગા૦ ૬૭ માં આપેલું છે.

(૧) ઔત્પત્તિકી–દીઠાં, સાંભળ્યા કે વિચાર્યા શિવાય કાર્યપ્રસંગે તત્કાળ જે બુદ્ધિ ઉત્પન્ન થાય તે ઔત્પત્તિકી કહેવાય છે.

(૨) વૈનયિકી—ગુરુના વિનયથી પ્રાપ્ત થયેલી, ધર્મ અર્થ અને કામશાસ્ત્રના રહસ્યને જાણનાર, આ લોક અને પરલોકમાં ફળ આપનાર મતિ તે વૈનયિકી કહેવાય છે.

(૩) કાર્મિકી—કાર્ય કરતાં ચિત્રકારાદિને જે બુદ્ધિ પ્રાપ્ત થાય તે કાર્મિકી.

(૪) પારિણામિકી—વયના પરિપાક થવાથી વૃદ્ધ મનુષ્યને પૂર્વાપર પરિણામના અવલોકનથી જે મતિ પ્રાપ્ત થાય તે પારિણામિકી.

શિષ્ય—હે ભગવન્ ! સંકેત કે શાસ્ત્રાભ્યાસ શિવાય પ્રાપ્ત થયેલી બુદ્ધિ અશ્રુતનિશ્રિત કહેવાય છે, તો ગુરુના ઉપદેશથી પ્રાપ્ત થયેલી ધર્મ અર્થ કામશાસ્ત્રના રહસ્યને જાણનાર વૈનયિકી મતિને અશ્રુતનિશ્રિત કેમ કહો છો ?

ગુરુ—ભાઇ ! તારી શંકા બરોબર છે. ખરી રીતે વૈનયિકી બુદ્ધિ અશ્રુતનિશ્રિત નથી, પણ બુદ્ધિની ગણના પ્રસંગે આ ભેદ ગ્રહણ કર્યો છે. માટે વૈનયિકી શિવાય બાકીના ત્રણ ભેદો અશ્રુતનિશ્રિત જાણવા.

શ્રુતનિશ્રિત—બીજાના ઉપદેશથી કે શ્રુતગ્રંથથી પૂર્વે થયેલા સંકેતના ( વાચ્યવાચકભાવ સંબન્ધના ) જ્ઞાનને અનુસરી વર્તમાન કાળે તેની અપેક્ષા શિવાય જે જ્ઞાન થાય તે શ્રુતનિશ્રિત મતિ કહેવાય છે. જેમ, એક નાના બાળકે પ્રથમ ઘોડો જોયો, તેણે પાસેના એક માણસને પૂછયું કે આ

શું છે ? તે માણસે જવાબ આપ્યો કે 'આ ઘોડો છે.' ત્યારે તે બાળકને 'આવી આકૃતિવાળા પ્રાણીને ઘોડો કહેવાય છે' એવું સંકેત જ્ઞાન થયું. પછી કોઇ વખતે તે બાળકે ફરીથી ઘોડો જોયો, અને તેને 'આવા આકારવાળું પ્રાણી ઘોડો કહેવાય છે' એવા વિચાર શિવાય પૂર્વના સંસ્કારથી 'આ ઘોડો છે' એવું જ્ઞાન થાય તે શ્રુતનિશ્રિત મતિ. તેના ચાર ભેદ છેઃ—૧. અવગ્રહ, ૨. ઈહા, ૩. અપાય, અને ૪ ધારણા.

અવ્યક્ત કે અલ્પજ્ઞાનને અવગ્રહ કહે છે તેના વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ–એ બે ભેદ છે.

વ્યંજનાવગ્રહ[૧]:–[૨]ઇન્દ્રિય અને શબ્દાદિ વિષયના

---

૧. व्यज्यतेऽर्थोऽनेनेति व्यञ्जनम्, જે વડે શબ્દાદિ અર્થ (વિષય) જણાય તે વ્યંજન એટલે ઉપકરણેન્દ્રિય અને વિષયનો સંબન્ધ. व्यज्यन्ते इति व्यञ्जनानि જે પ્રકટ કરાય-જણાય તે વ્યંજનો, એટલે શબ્દાદિ વિષયો. વ્યંજન-ઉપકરણેન્દ્રિય અને શબ્દાદિ વિષયના સંબન્ધ વડે વ્યંજનનું–શબ્દાદિ વિષયનું અવગ્રહ–અવ્યક્ત જ્ઞાન ને વ્યંજનાવગ્રહ. અહીં એક વ્યંજનશબ્દનો લોપ થયો છે.

૨. અહીં ઇન્દ્રિય શબ્દ ઉપકરણેન્દ્રિયનો બોધક છે. ઇન્દ્રિયના બે પ્રકાર છેઃ—દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય. દ્રવ્યેન્દ્રિયના નિર્વૃત્તિ અને ઉપકરણ–એ બે ભેદ છે. નિર્વૃત્તિ એટલે ઇન્દ્રિયનો આકાર, તેના બાહ્ય અને અભ્યન્તર-એવા બે પ્રકાર છે. બાહ્ય આકારના અનેક પ્રકાર છે. અભ્યન્તર નિર્વૃત્તિમાં સ્પર્શનેન્દ્રિયનો આકાર સૌ સૌના શરીરના આકાર પ્રમાણે હોય છે, રસનેન્દ્રિય અસ્ત્રાને આકારે, ઘ્રાણેન્દ્રિય અતિમુક્ત પુષ્પના જેવી, ચક્ષુઇન્દ્રિય ચંદ્રના જેવી અને શ્રોત્રેન્દ્રિય કદંબપુષ્પના જેવી છે. તે અભ્યન્તર નિર્વૃત્તિમાં રહેલું પોતાના વિષયને ગ્રહણ કરવાનું સામર્થ્ય તે ઉપકરણેન્દ્રિય. ભાવેન્દ્રિયના બે પ્રકાર છે. લબ્ધિઇન્દ્રિય અને ઉપયોગેન્દ્રિય. લબ્ધિ એટલે આત્માની વિષયગ્રહણ શક્તિ. વિષયગ્રહણ આત્મવ્યાપાર તે ઉપયોગેન્દ્રિય.

સંબન્ધવડે તદ્દન અવ્યક્ત બોધ થાય તે વ્યંજનાવગ્રહ. અહીં પ્રથમ ઇન્દ્રિય સાથે શબ્દાદિ વિષયના પુદ્ગલોનો સંબન્ધ થાય છે, અને તે સંબન્ધ અસંખ્ય સમય પર્યંત ચાલુ રહે છે ત્યારે જ્ઞાન ઉત્પન્ન થાય છે. પ્રથમ સમયે ઇન્દ્રિય અને વિષયનો સંબન્ધ થાય ત્યારે તુરત જ્ઞાન થતું નથી, પણ ઇન્દ્રિયોને કાંઇક અસર થાય છે. બીજે સમયે વિશેષ અસર થાય છે. એ રીતે પછીના સમયે ઉત્તરોત્તર અસર વધતી જાય છે. ત્યાર પછી 'આ કાંઇક છે' એવું અવ્યક્ત જ્ઞાન થાય છે. તે જ્ઞાન થયા પૂર્વે ઇન્દ્રિય અને વિષયના સંબન્ધથી જે અસર થવા રૂપ મતિજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ કે તદ્દન અવ્યક્ત જ્ઞાન થાય છે તેને વ્યંજનાવગ્રહ કહે છે. જેમ કોઈ માણસ માટીના નવા કોડીઆ ઉપર પાણીનું એક ટીપુ નાંખે, તેટલાથી માત્ર તે કોડીઉં ભીંજાતું નથી, પણ તેને સૂક્ષ્મ અસર થાય છે, તેમ બીજું પાણીનું બિન્દુ નાંખે તેથી પ્રથમથી કાંઇક વિશેષ અસર થાય છે, તેવી રીતે ઉત્તરોત્તર પાણીના બિન્દુઓ નાંખતો જાય, ત્યારે છેવટે તે કોડીઉં ભીનું થાય છે, પછીથી તેમાં પાણી ટકી શકે છે, તેમ ઇન્દ્રિયની સાથે વિષયના પુદ્ગલોનો સંબન્ધ થાય ત્યારે તરતજ ઇન્દ્રિયોને જ્ઞાન થતું નથી પણ તેથી થોડી અસર થાય છે, જેમ જેમ સંબન્ધ ચાલુ રહે તેમ તેમ તે અસર વધતી જાય છે, અને છેવટે 'આ કંઇક છે' એવું જ્ઞાન થાય છે, તે જ્ઞાનની પહેલાંનો વ્યંજનાવગ્રહ કહેવાય છે.

શિષ્ય—ભગવન્ ! વ્યજનાવગ્રહને ક્ષયોપશમરૂપ કે

અવ્યક્ત જ્ઞાનસ્વરૂપ કહ્યો, પરન્તુ જો તે ક્ષયોપશમરૂપ હોય તો મતિજ્ઞાનના ભેદમાં કેમ આવી શકે ? અને જ્ઞાનસ્વરૂપ હોય તો માલુમ કેમ ન પડે ?

ગુરુ—બાપુ ! તારી શંકા યોગ્ય છે. યદ્યપિ વ્યંજનાવગ્રહને ક્ષયોપશમરૂપ કહ્યો છે, અને ક્ષયોપશમ જ્ઞાનસ્વરૂપ નથી, તો પણ તે જ્ઞાનનું કારણ છે માટે કારણમાં કાર્યનો ઉપચાર કરી મતિજ્ઞાનના ભેદમાં તેની ગણના કરી છે. અથવા વ્યંજનાવગ્રહને અવ્યક્ત જ્ઞાનરૂપ પણ કહેલ છે, પરન્તુ તે જ્ઞાન અગ્નિના એક કણની પેઠે અતિ સૂક્ષ્મ હોવાથી અને ત્યાં મનનો વ્યાપાર નહિ હોવાથી માલુમ પડી શકતું નથી.

તે વ્યંજનાવગ્રહ મન અને ચક્ષુ શિવાય ચાર ઇન્દ્રિયોથી થાય છે, તેથી તેના ચાર પ્રકાર છેઃ—૧. સ્પર્શનેન્દ્રિય વ્યંજનાવગ્રહ; ૨. રસનેન્દ્રિયવ્યંજનાવગ્રહ; ૩. ઘ્રાણેન્દ્રિય વ્યંજનાવગ્રહ; ૪. શ્રોત્રેન્દ્રિય વ્યંજનાવગ્રહ. મન અને ચક્ષુનો વ્યંજનાવગ્રહ થતો નથી, કારણ કે તે બન્ને ઇન્દ્રિયો અપ્રાપ્ત એવા યોગ્ય દેશમાં રહેલા વિષયને ગ્રહણ કરે છે. બાકીની ચાર ઇન્દ્રિયો પ્રાપ્ત વિષયને ગ્રહણ કરે છે.[1]

---

૧. पुट्ठं सुणेइ सद्द रूवं पुण पासइ अपुट्ठ तु ।
गंधं रसं च फासं वद्धपुट्टं वियागरे ॥ (आव० नि० गा. ९)

અર્થઃ—શ્રોત્રેન્દ્રિય રેતીની પેઠે સ્પર્શ કરેલા શબ્દને સાભળે છે, કેમકે બીજી ઇન્દ્રિયોની અપેક્ષાથી તેનામા વિષયગ્રહણ સામર્થ્ય વિશેષ છે ચક્ષુ અસ્પૃષ્ટ-અપ્રાપ્ત પરન્તુ યોગ્ય દેશમા રહેલા રૂપને જુએ છે. ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિય બદ્ધસ્પૃષ્ટ-અત્યત સબદ્ધ થયેલા પોતાના વિષય ગધ, રસ અને સ્પર્શને જાણે છે કેમકે બીજી ઇન્દ્રિયોની અપેક્ષાથી તેનામા વિષયને શીઘ્ર જાણવાનું સામર્થ્ય નથી એમ જ્ઞાનીઓએ કહ્યુ છે

**નેત્ર અને મનનું અપ્રાપ્ત કારીપણું**—નેત્ર અને મન અપ્રાપ્ત-પોતાનાથી દૂર રહેલા વિષયને ગ્રહણ કરે છે; કેમકે તેને વિષયકૃત અનુગ્રહ કે ઉપઘાત થતો નથી-એટલે ચન્દનાદિ શીતળ પદાર્થ કે અગ્નિ વગેરે ઉષ્ણ પદાર્થને જોવામાં અથવા તેના ચિન્તનમાં શીતતા કે દાહનો અનુભવ થતો નથી. નેત્ર જોવા માટે વિષયદેશ તરફ જતાં નથી, તેમ પ્રાપ્ત વિષયને ગ્રહણ કરતાં નથી; પરન્તુ અપ્રાપ્ત-દૂર રહેલા યોગ્ય દેશસ્થ વિષયને પોતાની શક્તિથી જાણે છે, તેમ મન પણ શરીરમાં રહી બાહ્ય વિષયોને જાણે છે, શરીર છોડી વિષયદેશ તરફ જતું નથી, તેથી તેઓ બન્ને અપ્રાપ્તાર્થગ્રાહી કહ્યાં છે. અહીં પૂર્વપક્ષી શંકા કરે છે કે નેત્રના કિરણો બહાર નીકળી બાહ્ય વિષયને પ્રાપ્ત થઇને તેને જાણે છે, જો વસ્તુને પ્રાપ્ત થયા સિવાય જાણે તો આંતરે રહેલી વસ્તુઓને કેમ ન જાણે? સિદ્ધાંતપક્ષી તેનો ઉત્તર આ પ્રમાણે આપે છેઃ—જો નેત્રો વસ્તુને પ્રાપ્ત થઇને જાણે તો આંખમાં રહેલ અંજન વગેરેને કેમ ન જાણે? માટે ચક્ષુ પ્રાપ્ત વસ્તુને ગ્રહણ કરતાં નથી. આંતરે રહેલી તથા અત્યંત દૂર રહેલી વસ્તુઓને નહિ જાણવાનું કારણ ચક્ષુમાં તેવા પ્રકારની શક્તિનો અભાવ છે. જેમ લોહચુંબક ભિન્ન દેશમાં રહેલા લોઢાને પોતાની શક્તિથી આકર્ષિત કરે છે, તેમ ચક્ષુ ભિન્ન દેશમાં રહેલા વિષયને પોતાની શક્તિથી જાણે છે.

[ અર્થાવગ્રહ—ઈહા—અપાય-ધારણા-' અવિચ્યુતિ, વાસના, અને સ્મૃતિ '-એ ધારણાના ત્રણ પ્રકાર-અર્થાદિ અવગ્રહો-દ્રવ્યાદિ વિષય. ]

એ રીતે વ્યંજનાવગ્રહનું સ્વરૂપ કહ્યુ, હવે અર્થાવગ્રહનુ સ્વરૂપ વર્ણવે છે–

अत्थुग्गह-ईहा-ऽवाय-धारणा करणमाणसेहिं छहा ।
इय अट्ठवीसभेअ चउदसहा वीसहा व सुअं ॥ ५ ॥

अर्थावग्रह-ईहा-ऽपाय-धारणाः करणमानसैः षोढा ।
इत्यष्टाविंशतिभेदं चतुर्दशधा विंशतिधा वा श्रुतम् ॥

અર્થ —અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણા તે પ્રત્યેક પાંચ ઇન્દ્રિયો અને મન વડે છ પ્રકારે છે. એ પ્રમાણે મતિજ્ઞાન અઠ્યાવીશ પ્રકારનું કહ્યુ; શ્રુતજ્ઞાનના ચૌદ અથવા વીશ ભેદ છે

**અર્થાવગ્રહ**—સ્વરૂપ, નામ, જાતિ ગુણ, ક્રિયા અને દ્રવ્યની કલ્પના રહિત સામાન્ય અર્થનો બોધ તે અર્થાવગ્રહ. જ્યારે ઇન્દ્રિયો અને શબ્દાદિ વિષયોનો સબન્ધ થાય છે, અને તે સબન્ધ અસખ્ય સમય પર્યન્ત ચાલુ રહે છે ત્યારે વ્યંજનાવગ્રહ થાય છે; ત્યાર પછી 'આ કઈક છે' એવા પ્રકારનો નામ જાત્યાદિની કલ્પના રહિત જે બોધ થાય તેને અર્થાવગ્રહ કહે છે. જેમ કોઈ સૂઇ ગયેલા માણસને સાદ પાડી જગાડે, તે વખતે શબ્દના પુદ્‌ગલોનો સુતેલા મનુષ્યની શ્રોત્રેન્દ્રિયની સાથે સબન્ધ થાય છે, તો પણ તે તરત જાગતો નથી; પણ ફરીથી તેને જગાડવા સારૂ સાદ કરવા પડે છે. એ રીતે શ્રોત્રેન્દ્રિય સાથે શબ્દનો સબન્ધ વધતો જાય છે. છેવટે 'આ કંઈક છે' એવુ અવ્યક્ત જ્ઞાન થાય છે, તેવા સામાન્ય બોધને અર્થાવગ્રહ કહે છે જેમ કોઈ માણસ માટીનુ નવુ પાત્ર ગ્રહણ કરી તેના ઉપર પાણીનું

એક ટીપું નાંખે, તે તરત સુકાઇ જાય છે, વળી પુનઃ એક બિંદુ નાંખે તે પણ સુકાઈ જાય છે, જેમ જેમ ઉત્તરોત્તર પાણીના બિન્દુઓ નાંખતો જાય તેમ તેમ પણ સુકાતા જાય છે; પણ છેવટે તે પાત્રમાં જલના બિન્દુઓ સુકાયા શિવાય ટકી રહે છે. તેવી રીતે ઇન્દ્રિયોની સાથે વિષયના પુદ્‌ગલોનો સંબન્ધ થાય છે, પરન્તુ તરત તેની અસર નથી. પણ અનુક્રમે સંબન્ધ વધતા વધતા વિષયના પુદ્‌ગલોવડે ઇન્દ્રિય વ્યાપ્ત થાય છે, પછીથી 'આ કંઇક છે' એવું અવ્યક્ત જ્ઞાન ઉત્પન્ન થાય છે તે નૈશ્ચયિક અર્થાવગ્રહ. તેનો કાલ માત્ર એક સમયનો છે. તે પાંચ ઇન્દ્રિય અને મનવડે થતો હોવાથી તેના છ પ્રકાર થાય છે. તેમાં વ્યંજનાવગ્રહ થયા શિવાય ચક્ષુ અને મનનો અર્થાવગ્રહ તેવા પ્રકારના ક્ષયોપશમથી પ્રથમ સમયે થાય છે, અને બાકીની ઇંદ્રિયોથી જે અર્થાવગ્રહ થાય છે તે વ્યંજનાવગ્રહ પૂર્વક જ થાય છે.

ઇહાઃ-વિશેષ ધર્મની સંભાવના તે ઇહા. અવગ્રહવડે સામાન્ય અર્થનો બોધ થાય છે, તેમાં શબ્દાદિ વિશેષ ધર્મની જે સંભાવના-નિશ્ચય તરફ ઢળતો બોધ તેને ઇહા-વિચારણા કહે છે. જેમ 'આ શબ્દ હોવો જોઇએ,' આ પુરુષ હોવો જોઇએ. વિદ્યમાન ધર્મના અસ્તિત્વની સભાવના થઈ શકે છે, તેમ અવિદ્યમાન ધર્મના નિષેધની પણ સંભાવના થઈ શકે છે, જેમ, શબ્દથી ભિન્ન રૂપાદિનો સંભવ નથી, પુરુષથી અન્ય કોઇનો સંભવ નથી. સંશયથી ઇહા ભિન્ન છે, 'આ સ્થાણુ હોય અથવા પુરુષ હોય.' આ જ્ઞાન સંશય છે, કેમકે ઇહા નિશ્ચયને સન્મુખ છે, અને સંશયમાં બન્ને બાજુ સરખી હોય છે.

અપાયઃ-વિશેષ ધર્મનો નિર્ણય તે અપાય. જે વિશેષ ધર્મની ઈહા-સંભાવના કરેલી છે તેનો નિર્ણય કરવો તેને અપાય કહે છે. જેમ 'આ શબ્દ છે;' 'આ પુરુષ છે.' અપાય થયા પછી પણ અન્ય અન્ય વિશેષ ધર્મની જિજ્ઞાસાથી ઈહા થાય છે અને તેનો પુનઃ અપાય પણ થાય છે, માટે પૂર્વ-પૂર્વના અપાયને વ્યાવહારિક અર્થાવગ્રહ કહેવામાં આવે છે. જે અપાયના પછી ઈહા પ્રવર્તે તે અપાયને વ્યાવહારિક અર્થાવગ્રહ કહેવામાં આવે છે. નૈશ્ચયિક અર્થાવગ્રહ માત્ર સામાન્યગ્રાહી છે, અને વ્યાવહારિક અર્થાવગ્રહ સામાન્ય વિશેષગ્રાહી છે. જ્યાં સુધી અન્ય અન્ય વિશેષ ધર્મની જિજ્ઞાસા થાય ત્યાં સુધી ઇહા અને અપાયની ધારા ચાલુ રહે છે. તેના પણ પૂર્વની પેઠે પાંચ ઇન્દ્રિયો અને મન વડે છ પ્રકાર થાય છે.

ધારણાઃ—નિર્ણીત અર્થનું અવિચ્યુતિ, વાસના અને સ્મૃતિરૂપે ધારણ કરવું તે ધારણા. તેના ત્રણ ભેદ છે–૧. અવિચ્યુતિ; ૨. વાસના; અને ૩. સ્મૃતિ.

૧. અવિચ્યુતિ-નિર્ણીત વસ્તુનું અન્તર્મુહૂર્ત કાળ સુધી [1]ધારાવાહી જ્ઞાન થવું તે અવિચ્યુતિ ધારણા. અ–નહિ, વિચ્યુતિ–નાશ, ઉપયોગનો–બુદ્ધિવ્યાપારનો નાશ નહિ થવો તે.

૨. વાસના–અવિચ્યુતિ વડે સ્મરણના કારણભૂત જે દૃઢ સંસ્કાર થાય તે વાસના ધારણા.

૧. એક વસ્તુ વિષયક જ્ઞાનની પરમ્પરાને ધારાવાહી જ્ઞાન કહે છે જેમ, 'ઘટ ઘટ' એવું જ્ઞાન થયાં કરે તે.

૩. સ્મૃતિ-વાસનાની જાગૃતિ થવાથી જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ અસંખ્યાત વરસે જે સ્મરણ થાય તે સ્મૃતિ ધારણા. જાતિસ્મરણ પણ આ ધારણાનો જ ભેદ છે. તે ઉત્કૃષ્ટથી અતીત સંખ્યાત ભવને જાણે છે.

અવિચ્યુતિ અને સ્મૃતિનો કાળ અન્તર્મુહૂર્તનો છે. વાસનાનો કાળ સંખ્યાત કે અસંખ્યાત વર્ષનો છે. સંખ્યાત વરસના આયુષ્યવાળાને આશ્રયી સંખ્યાત કાળ, અને અસંખ્ય વરસના આયુષ્યવાળાને આશ્રયી અસંખ્યાત કાળ વાસનાનો જાણવો.

યદ્યપિ સ્મૃતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમરૂપ વાસના અજ્ઞાન સ્વરૂપ છે, તો પણ તે જ્ઞાનનું કારણ હોવાથી તેની જ્ઞાનના ભેદમાં ગણના કરી છે.

એ પ્રમાણે શ્રુતનિશ્રિત મતિજ્ઞાનના અઠ્યાવીશ ભેદ થાય છે. તેમાં બુદ્ધિના ઔત્પત્તિક્યાદિ ચાર ભેદ મેળવતાં સામાન્ય રીતે મતિજ્ઞાનના બત્રીશ ભેદ થાય છે.

**બહુ, બહુવિધાદિ ભેદો**:–આ શિવાય અવગ્રહાદિક મતિજ્ઞાનના બહુ, બહુવિધ, ક્ષિપ્ર, અનિશ્રિત, અસંદિગ્ધ, ધ્રુવ અને તેના પ્રતિપક્ષી ભેદો ગણતા પ્રત્યેકના બાર બાર ભેદો થાય છે–એટલે મતિજ્ઞાનના અવગ્રહાદિ અઠ્યાવીશ ભેદોને બાર ગુણા કરતાં ૩૩૬ ભેદ થાય છે, અને તેમાં બુદ્ધિના ઔત્પત્તિક્યાદિ ચાર ભેદો મેળવતાં મતિજ્ઞાનના ૩૪૦ ભેદ થાય છે. બહુઆદિ ભેદોનું સ્વરૂપ નીચે પ્રમાણે છે–

૧. બહુ–જે મતિવિશેષથી પૃથક્ પૃથક્ અર્થને જાણે તે બહુ અવગ્રહ. જેમ વાદિત્રને સાંભળનાર એક સ્થળે

રહેલા મનુષ્યોમાંના કોઇ મનુષ્ય ક્ષયોપશમની વિચિત્રતાથી શંખ ભેરી વગેરે વાદિત્રના શબ્દોને જુદા જુદા સાંભળે.

૨. અબહુ–ક્ષયોપશમની મંદતાથી સામાન્ય રીતે જાણે, પણ પૃથક્ પૃથક્ જાતિનો ન જાણે તે અબહુ અવગ્રહ જેમ કોઈ માણસ 'વાદિત્રના શબ્દો સંભળાય છે' તેમ સામાન્ય રીતે જાણે.

૩. બહુવિધ–પૃથક્ પૃથક્ જાતિને પણ અનેક ધર્મ યુક્ત જાણે. જેમ, પ્રત્યેક શંખ ભેરીના શબ્દો તીવ્ર મધ્યમ કે મન્દ સ્વરે વાગે છે તે જાણે.

૪. અબહુવિધ—પ્રત્યેક શંખાદિના શબ્દને થોડા ધર્મ સહિત જાણે તે અબહુવિધ અવગ્રહ.

૫. ક્ષિપ્ર—ક્ષયોપશમની તીવ્રતાથી જલદીથી વસ્તુને જાણે તે ક્ષિપ્ર અવગ્રહ.

૬. અક્ષિપ્ર—ક્ષયોપશમની મંદતાથી લાંબા કાળે વિચારીને જાણે તે અક્ષિપ્ર અવગ્રહ.

૭. અનિશ્રિત—ચિહ્ન શિવાય સ્વરૂપમાત્રથી વસ્તુને જાણે તે અનિશ્રિત અવગ્રહ જેમ ધ્વજા શિવાય આકાર માત્રથી દેવમંદિર જાણે.

૮. નિશ્રિત—ચિહ્નથી વસ્તુને જાણે તે નિશ્રિત અવગ્રહ જેમ ધ્વજાથી દેવમંદિર જાણે.

૯. અસંદિગ્ધ—સંદેહ શિવાય નિશ્ચિત જાણે તે અસંદિગ્ધ અવગ્રહ.

૧૦. સંદિગ્ધ—સંદેહ સહિત પદાર્થને જાણે સંદિગ્ધાવગ્રહ.

૧૧ ધ્રુવ—જે સ્વરૂપે જાણ્યું તેવે સ્વરૂપે કાયમ બોધ રહે તે ધ્રુવ અવગ્રહ.

૧૨. અધ્રુવ—જે સ્વરૂપે જાણ્યુ હોય તેવે સ્વરૂપે બોધ કાયમ ન રહે, પણ તેમાં ફેરફાર થાય તે અધ્રુવ અવગ્રહ.

યદ્યપિ બહ્વાદિ બાર ભેદો અમુક અંશે નિશ્ચયરૂપ હોવાથી મતિજ્ઞાનના અપાયાદિકના હોઇ શકે, પણ અવગ્રહાદિકના ન થઈ શકે, તો પણ અવગ્રહાદિકમાં અસ્પષ્ટ રૂપે આ ભેદોનો સંભવ છે. જો અવગ્રહાદિક કારણમાં બહ્વાદિક ભેદો ન હોય તો, તેના કાર્ય અપાયાદિકમાં શી રીતે હોય ?

**દ્રવ્યાદિ વિષયઃ**—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના વિષયથી મતિજ્ઞાન ચાર પ્રકારે છે.

૧. દ્રવ્યથી–મતિજ્ઞાની આદેશથી સામાન્યરૂપે ( દ્રવ્યત્વ જાતિની અપેક્ષાએ ) ધર્માસ્તિકાયાદિ સર્વ દ્રવ્યોને જાણે, અને કાંઇક વિશેષથી પણ તે દ્રવ્યોને જાણે. જેમ ધર્માસ્તિકાય લોકાકાશપ્રમાણ અને ગતિમાં અપેક્ષા કારણ અરૂપી દ્રવ્ય છે, તેના સ્કન્ધ, દેશ, પ્રદેશ ઈત્યાદિ ભેદ છે–વગેરે, પરન્તુ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યને સાક્ષાત્ જોતો નથી, તેમાં પણ કેટલાએક ઘટાદિ રૂપી દ્રવ્યને સાક્ષાત્ દેખે છે. અથવા મતિજ્ઞાની સૂત્રાદેશથી–સૂત્રદ્વારા જાણેલા પદાર્થોને મનનકાળે સૂત્રની અપેક્ષા શિવાય અવગ્રહાદિદ્વારા જાણે છે, જો તેનું સૂત્ર સાપેક્ષ મનન હોય તો તે શ્રુતજ્ઞાન કહેવાય.

૨. ક્ષેત્રથી-પૂર્વે કહ્યા પ્રમાણે સામાન્ય રૂપે લોક અને અલોક રૂપ સર્વ ક્ષેત્રને જાણે છે, પણ સાક્ષાત્ જોતો નથી. અહીં એટલો વિશેષ છે કે જેમ દ્રવ્યથી કેટલાક ઘટાદિ દ્રવ્યને સાક્ષાત્ જાણે છે તેમ ક્ષેત્રને સર્વથા સાક્ષાત્ જાણતો નથી.

૩. કાળથી-સર્વ અતીત અનાગત અને વર્તમાન કાળને સામાન્ય રૂપે જાણે છે, પણ જોતો નથી.

૪. ભાવથી-સામાન્યરૂપે સર્વભાવને જાણે છે, પણ જોતો નથી. અહીં ભાવ એટલે દ્રવ્યના ધર્મો કે ઔદયિકાદિ પાંચ ભાવો ગ્રહણ કરવા.

[ અક્ષરશ્રુત અને તેના ત્રણ પ્રકાર-અભિલાપ્ય ભાવોથી ભિન્ન અનભિલાપ્ય ભાવોની ઉપપત્તિ-અનક્ષરશ્રુત-સંજ્ઞિશ્રુત-સંજ્ઞાના ત્રણ પ્રકાર-અસંજ્ઞિશ્રુત-સમ્યક્શ્રુત-મિથ્યાશ્રુત--સમ્યગ્દષ્ટિને સમ્યક્ શ્રુત અને મિથ્યાદષ્ટિને મિથ્યાશ્રુતની ઉપપત્તિ-સાદિ, સપર્યવસિત-અનાદિ અપર્યવસિત-ગમિક-અગમિક-અંગપ્રવિષ્ટ-અંગબાહ્ય. ]

પૂર્વની ગાથામાં સવિસ્તર મતિજ્ઞાનનુ નિરૂપણ કર્યું, હવે શ્રુતજ્ઞાનના ચૌદ ભેદો બતાવે છેઃ—

अक्खर-सन्नि-सम्मं साइअं खलु सपज्जवसिअं च ।
गमिअं अंगपविट्ठं सत्तावि एए सपडिवक्खा ॥ ६ ॥

अक्षर-संज्ञि-सम्यक् सादिकं खलु सपर्यवसित च ।
गमिकमङ्गप्रविष्टं सप्तापि एते सप्रतिपक्षाः ॥

અર્થઃ—અક્ષર, સંજ્ઞિ, સમ્યક્, સાદિ, સપર્યવસિત (સાંત), ગમિક, અને અંગપ્રવિષ્ટ શ્રુત એ સાતે ભેદો તેના પ્રતિપક્ષ ભેદો સહિત જાણવા.

વિવેચનઃ—યદ્યપિ શ્રુતજ્ઞાનના અક્ષરશ્રુત અને અનક્ષરશ્રુત વગેરે બે ભેદમાં બીજા સર્વ ભેદોનો સમાવેશ થઈ શકે છે, તો પણ તેના સાત પ્રકારે બબ્બે ભેદ થતા હોવાથી શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ ગણવામાં આવ્યા છે. જેમ,

| | |
|---|---|
| ૧. અક્ષરશ્રુત. | ૨. અનક્ષરશ્રુત. |
| ૩. સંજ્ઞિશ્રુત. | ૪. અસંજ્ઞિશ્રુત. |
| ૫ સમ્યક્ શ્રુત. | ૬. મિથ્યાશ્રુત. |
| ૭. સાદિશ્રુત. | ૮. અનાદિશ્રુત. |
| ૯. સપર્યવસિત(સાંત) શ્રુત. | ૧૦. અપર્યવસિત(અનંત) શ્રુત. |
| ૧૧. ગમિકશ્રુત. | ૧૨. અગમિકશ્રુત. |
| ૧૩. અંગપ્રવિષ્ટશ્રુત. | ૧૪. અંગબાહ્ય શ્રુત. |

અક્ષરશ્રુતઃ–અક્ષરોથી અભિલાપ્ય (વચન વડે કહી શકાય એવા) પદાર્થનો બોધ થાય તે અક્ષરશ્રુત. સામાન્ય રીતે અક્ષરના ત્રણ પ્રકાર છે.-સંજ્ઞાક્ષર, વ્યંજનાક્ષર અને લબ્ધ્યક્ષર. ( ૧ ) સંજ્ઞાક્ષર એટલે અક્ષરનો આકાર–બ્રાહ્મી વગેરે લિપી સંજ્ઞાક્ષર કહેવાય છે. ( ૨ ) વ્યંજનાક્ષર–' અકારથી હકારપર્યન્ત વર્ણોનો ઉચ્ચાર કરવો. ( ૩ ) લબ્ધ્યક્ષર-શબ્દના શ્રવણાદિકથી અર્થનો જે બોધ થાય, અથવા પદાર્થને જાણવાની જે લબ્ધિ-શકિત. અહીં લબ્ધિશબ્દના ઉપયોગ ( બુદ્ધિવ્યાપાર ) અને શક્તિ બન્ને અર્થ જાણવા. અક્ષરના ત્રણ ભેદ પૈકી સંજ્ઞાક્ષર અને વ્યંજનાક્ષર અજ્ઞાનાત્મક છે, અને તે શ્રુતજ્ઞાનના કારણ હોવાથી દ્રવ્યશ્રુત કહેવાય છે. અહીં દ્રવ્યશબ્દ કારણ વાચક છે. લબ્ધ્યક્ષર જ્ઞાનસ્વરૂપ છે, માટે તે ભાવશ્રુત કહેવાય છે. આ ભેદનેજ અક્ષર શ્રુત કહેવામાં આવે છે.

શિષ્યઃ—ભગવન્ ! અક્ષરોથી જે અભિલાપ્ય ભાવોનો બોધ થાય તે અક્ષર શ્રુત કહ્યુ, તો શું અભિલાપ્ય શિવાય બીજા ભાવો છે ?

ગુરુ—બાપુ ! સાંભળ. શાસ્ત્રમાં બે પ્રકારના ભાવો વર્ણવ્યા છે. એક શબ્દથી કહી શકાય એવા ભાવો છે, તેને અભિલાપ્ય ભાવો કહે છે; બીજા વચનથી નહિ કહી શકાય એવા ભાવો છે તેને અનભિલાપ્ય ભાવો કહે છે. અભિલાપ્ય ભાવ અનંત છે, અને તેથી અનન્તગુણ અનભિલાપ્ય ભાવો છે. અભિલાપ્ય ભાવોનો અનંતમો ભાગ શ્રુતમાં પ્રતિપાદિત થાય છે, કારણકે સૂત્રમાં ચૌદ પૂર્વધર મુનિઓ શબ્દની અપેક્ષાએ સમાન ચૌદ પૂર્વના જાણનાર કહેલા છે, છતાં તેઓમા પરસ્પર જ્ઞાનની ઘણી વિશેષતા છે. એક ચૌદપૂર્વધર મુનિનું જ્ઞાન બીજા મુનિના કરતાં અનન્તગુણ હીન હોય છે અને તેથી બીજા મુનિનું જ્ઞાન અનન્ત ગુણ અધિક હોય છે. આ રીતે તેઓના જ્ઞાનમાં જે વિશેષતા રહેલી છે તે શ્રુતગમ્ય અભિલાપ્ય ભાવની અપેક્ષાએ છે, કેમકે પૂર્વમાં કહેલા અભિલાપ્ય ભાવને સૌ પૂર્વધર સરખા જાણે છે, પરન્તુશ્રુતગમ્ય અભિલાપ્ય વત્તા ઓછા જાણે તેની અપેક્ષાએ જ્ઞાનનું વત્તા ઓછાપણું હોય છે.

૨. અનક્ષરશ્રુત-છીંક, ખાંસી, થુંકલુ વગેરે અનક્ષર-અસ્પષ્ટ ધ્વનિથી કે કરાદિની ચેષ્ટાથી સામા મનુષ્યના અભિપ્રાયનો જે બોધ થાય તે અનક્ષરશ્રુત. તેમાં છીંક ખાંસી વગેરે ધ્વનિરૂપ હોવાથી તેનું શ્રવણ થાય છે માટે તે અનક્ષર દ્રવ્ય શ્રુત છે. કરાદિની ચેષ્ટા વગેરેનું શ્રવણ થતું નથી માટે તે દ્રવ્યશ્રુત રૂપ નથી.

૩. સંજ્ઞિશ્રુતઃ-સંજ્ઞી-મનસંજ્ઞાવાળા પ્રાણીઓનું જે શ્રુતજ્ઞાન તે સંજ્ઞિશ્રુત. સંજ્ઞા ત્રણ પ્રકારની છે:-દીર્ઘકાલિકી, હેતુવાદોપદેશિકી, અને દૃષ્ટિવાદોપદેશિકી. (૧) દીર્ઘકાલિકી-દીર્ઘકાલ-ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળ સંબન્ધી બોધ તે. (૨) હેતુવાદોપદેશિકી-પ્રાયઃ વર્તમાન કાળ સંબન્ધી ઇષ્ટ વસ્તુમાં પ્રવૃત્તિ અને અનિષ્ટ વસ્તુથી નિવૃત્તિ કરવાનો બોધ તે. આ સંજ્ઞા અસંજ્ઞી જીવોને હોય છે. (૩) દૃષ્ટિવાદોપદેશિકી-સમ્યગ્દર્શન રૂપ બોધ તે દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા કહેવાય છે. પરન્તુ શાસ્ત્રમાં દીર્ઘકાલિકી સંજ્ઞાની અપેક્ષાએ સંજ્ઞી કહ્યા છે. જેમ માત્ર રૂપવાળો રૂપાળો ગણાતો નથી, પણ સારા રૂપવાળો રૂપાળો ગણાય છે, તેમ સંજ્ઞાવાળો સંજ્ઞી કહેવાતો નથી, પણ પ્રશસ્ત-સંજ્ઞાવાળો સંજ્ઞી કહેવાય છે. હેતુવાદોપદેશિકી સંજ્ઞાની અપેક્ષાએ દીર્ઘકાલિકી સંજ્ઞા વિશેષ બોધ રૂપ હોવાથી પ્રશસ્ત છે. આ સંજ્ઞા સઘળા મનવાળા પ્રાણીઓને હોય છે. તેમાં પણ વધારે પ્રશસ્ત ઉત્તમ સંજ્ઞા તો દૃષ્ટિવાદોપદેશિકી છે. તે અપેક્ષાએ સમ્યગ્ દર્શની જીવો જ સંજ્ઞી કહી શકાય અને મિથ્યાદૃષ્ટિ ' જીવો અસંજ્ઞી ગણાય.

અસંજ્ઞિશ્રુતઃ-દીર્ઘકાલિકી સંજ્ઞા રહિત મન વિનાના પ્રાણીઓનું શ્રુતજ્ઞાન તે અસંજ્ઞિશ્રુત. અસંજ્ઞીને વિશિષ્ટ મન હોતું નથી, પણ તેને સૂક્ષ્મ મન માનેલું[૧] છે, છતાં તે મન-વિનાના કહેવાય છે, કેમકે તેને વિશિષ્ટ મનનો અભાવ છે.

---

૧. " यथा घाऽविशुद्धचक्षुषो मन्दमन्दप्रकाशे रूपोपलब्धिः, एवमसंज्ञिनः पञ्चेन्द्रियसंमूर्छनजस्यात्यल्प-

**સમ્યક્શ્રુત:**–વીતરાગ પ્રણીત દ્વાદશાંગ, કે તેને અનુસરીને રચેલા શાસ્ત્રો તે સમ્યક્શ્રુત. આ દ્રવ્યશ્રુત છે, પરન્તુ સમ્યગ્દષ્ટિની અપેક્ષાએ વીતરાગ દર્શન શાસ્ત્રનો કે ઇતર દર્શનના શાસ્ત્રનો યથાર્થ અવબોધ તે સમ્યગ્ ભાવશ્રુત કહેવાય છે, કેમકે તે સમ્યગ્દષ્ટિપ્રણીત કે મિથ્યાદષ્ટિ પ્રણીત શાસ્ત્રને યથાસ્વરૂપે જાણે છે.

**મિથ્યાશ્રુત:**–મિથ્યાદષ્ટિ પ્રણીત શાસ્ત્રો તે મિથ્યાશ્રુત. અહીં પણ મિથ્યા દ્રવ્યશ્રુતનું સ્વરૂપ બતાવ્યું છે, પણ મિથ્યાદષ્ટિની અપેક્ષાએ વીતરાગ પ્રણીત શાસ્ત્ર કે ઇતર શાસ્ત્રને અનુસારે થયેલો બોધ તે મિથ્યા ભાવશ્રુત છે. કેમકે મિથ્યાદષ્ટિને વીતરાગ પ્રણીત શાસ્ત્રોનો પણ યથાર્થ અવબોધ થતો નથી.

શિષ્ય—ભગવન્ ! આપે સમ્યદૃષ્ટિને અર્હત્પ્રણીત કે ઈતર દર્શનનો અવબોધ તે સમ્યક્શ્રુત કહ્યું, અને મિથ્યાદષ્ટિને અર્હત્પ્રણીત કે ઈતર દર્શનનો અવબોધ તેને મિથ્યાશ્રુત કહ્યું; પરન્તુ જેમ સમ્યગ્દષ્ટિ ઘટાદિ પદાર્થોને જાણે છે, અને 'આ ઘટાદિ છે' તેવો વ્યવહાર પણ કરે છે, તેમ મિથ્યાદષ્ટિ પણ ઘટાદિ પદાર્થને જાણે છે, અને ઘટાદિરૂપે વ્યવહાર કરે છે; વળી જેમ મિથ્યાદષ્ટિને રજ્જુમાં

---

मनोद्रव्यग्रहणशक्तेरर्थोपलब्धिः " (संज्ञिनः समनस्काः २–२५ ) તત્વાર્થ સૂત્રની ટીકા.

**અર્થ:**—જેમ નબળી આંખવાળા મનુષ્યને અત્યંત ઝાંખા પ્રકાશમાં રૂપ જણાય, તેમ અસંજ્ઞી પંચેન્દ્રિય સંમૂર્છિમને અત્યંત અલ્પ મનોદ્રવ્યને ગ્રહણ કરવાની શક્તિ હોવાથી અર્થનું (અસ્પષ્ટ) જ્ઞાન થાય છે.

સાપની ભ્રાન્તિ થાય છે તેમ સમ્યગ્ દૃષ્ટિને પણ થાય છે; તો સમ્યગ્દૃષ્ટિને સમ્યક્શ્રુતરૂપ જ્ઞાન અને મિથ્યાદૃષ્ટિને મિથ્યાશ્રુતરૂપ અજ્ઞાન કહેવાનું શું કારણ ?

ગુરુ—ભાઈ ! તારી શંકા વ્યાજબી છે. સમ્યગ્દૃષ્ટિને જે સમ્યક્શ્રુત કહેલું છે તે જીવાદિ તત્ત્વોના સમ્યક્શ્રદ્ધાનની અપેક્ષાએ સમજવું, પણ ઘટાદિ પદાર્થની અપેક્ષાએ નહિ. જ્યારે સમ્યગ્દૃષ્ટિને જીવાદિ તત્ત્વનું સમ્યગ્જ્ઞાન હોય છે ત્યારે મિથ્યાદૃષ્ટિને તેનું વિપરીત શ્રદ્ધાન કે અશ્રદ્ધાન હોય છે. સમ્યગ્દૃષ્ટિને વ્યાવહારિક ઘટાદિ પદાર્થના મિથ્યાજ્ઞાનનો કે ભ્રાન્તિનો સંભવ છે, પણ જીવાદિ તત્ત્વવિષયક મિથ્યાજ્ઞાનનો કે ભ્રમનો સંભવ નથી, અને મિથ્યાદૃષ્ટિને જીવાદિતત્ત્વ વિષયક અજ્ઞાન કે ભ્રમનો સંભવ છે. વળી મિથ્યાદૃષ્ટિ ઘટાદિ પદાર્થને એકાન્તથી સત્ કહે છે, તેને સ્યાદ્વાદ પૂર્વક સ્વીકારતો નથી, પણ સમ્યગ્દૃષ્ટિ એકાન્તથી સત્ કહેતો નથી, સ્યાદ્વાદથી સાપેક્ષ સત્ કહે છે. માટે સમ્યગ્દૃષ્ટિને સમ્યક્શ્રુત જ્ઞાન અને મિથ્યાદૃષ્ટિને મિથ્યાશ્રુતરૂપ અજ્ઞાન માનવું ઉચિત છે.

સાદિ, સપર્યવસિત—આ બન્ને ભેદોનો વિચાર દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવની અપેક્ષાએ થઇ શકે છે. ૧. દ્રવ્યથી એક જીવ દ્રવ્યને જ્યારે સમ્યગ્દર્શન થાય છે ત્યારે સમ્યક્શ્રુતની આદિ થાય છે માટે સમ્યક્શ્રુત સાદિ છે, અને જ્યારે તે જીવ સમ્યગ્દર્શનથી પડી મિથ્યાદર્શનને પ્રાપ્ત થાય છે ત્યારે સમ્યક્શ્રુતનો અંત થાય છે; માટે સમ્યક્શ્રુત સાંત છે. ૨. ક્ષેત્રથી ભરવત એરવત ક્ષેત્રમાં શ્રુતજ્ઞાનની

આદિ થાય છે, અને અન્ત પણ થાય છે, માટે સમ્યક્શ્રુત ક્ષેત્રની અપેક્ષાએ સાદિ સાંત છે. ૩. કાલથી [૧]ઉત્સર્પિણી અને અવસર્પિણીના અમુક આરામાં સમ્યક્ શ્રુતની આદિ થાય છે અને અમુક આરામાં સમ્યક્ શ્રુતનો અન્ત થાય છે, માટે કાલની અપેક્ષાએ સમ્યક્ શ્રુત સાદિ સાન્ત છે. ૪ ભાવથી જિનપ્રણીત ભાવો જ્યારે કહેવાય છે ત્યારે શ્રુતોપયોગની આદિ અને પછી તેનો અન્ત થાય છે માટે ભાવની અપેક્ષાએ શ્રુતજ્ઞાન સાદિ અને સાન્ત છે.

અનાદિ, અપર્યવસિતઃ–તેવી રીતે દ્રવ્યાદિની અપેક્ષાએ શ્રુતજ્ઞાન અનાદિ અપર્યવસિત–અનંત છે. ૧. દ્રવ્યથી અનેક જીવદ્રવ્યની અપેક્ષાએ, ૨ ક્ષેત્રથી મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ, ૩. કાલથી નોઉત્સર્પિણી નોઅવસર્પિણી કાલની અપેક્ષાએ, અને ૪. ભાવથી ક્ષાયોપશમિક ભાવની અપેક્ષાએ સમ્યક્શ્રુત જ્ઞાન અનાદિ અપર્યવસિત છે. (મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્સર્પિણી અવસર્પિણી કાલની મર્યાદા નથી.)

ગમિકઃ–જે શાસ્ત્રમાં સરખા પાઠ હોય તે ગમિક શ્રુત. તેમાં કાંઇક વિશેષતાથી પુનઃ પુનઃ તે સૂત્રના ઉચ્ચારણવડે પાઠની સમાનતા હોય છે. તે પ્રાયઃ દૃષ્ટિવાદમાં કહેવાય છે.

અગમિકઃ—જેમાં ગાથાદિની રચના હોવાથી પરસ્પર સરખા પાઠ ન હોય તે અગમિક; તે આચારાંગ સૂત્રકૃતાંગ વગેરે જાણવા.

---

૧. જે કાળમા આયુ, શરીર, બુદ્ધિ બલ વગેરે ભાવોનો ઉત્તરોત્તર વિકાસ થાય તે ઉત્સર્પિણી, અને ઉત્તરોત્તર હ્રાસ થાય તે અવસર્પિણી કાલ જાણવો.

અંગપ્રવિષ્ટ:—ગણધરકૃત [1]આચારાંગાદિ સૂત્રો તે અંગપ્રવિષ્ટ.

અંગબાહ્ય:-સ્થવિરકૃત આવશ્યકાદિ તે [2]અંગબાહ્ય.

એ રીતે શ્રુતજ્ઞાનના ચૌદ ભેદોનું વર્ણન કર્યું. યદ્યપિ અક્ષરશ્રુત અને અનક્ષરશ્રુત, સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુત વગેરે બબ્બે ભેદોમાં બીજા ભેદોનો સમાવેશ થઇ શકે છે, તો પણ ભિન્ન ભિન્ન દૃષ્ટિથી શ્રુતજ્ઞાનના ભેદોનો ખ્યાલ આપવા ચૌદ ભેદોની ગણના કરી છે. તેમાં અક્ષરશ્રુત અને અનક્ષર-શ્રુત–એ બે ભેદોથી ઉચ્ચાર અને લીપિરૂપ દ્રવ્યાક્ષરનો અને લબ્ધિ અને ઉપયોગરૂપ ભાવાક્ષરનો ખ્યાલ આપ્યો છે. સંજ્ઞિશ્રુત અને અસંજ્ઞિશ્રુત–એ બે ભેદોથી સ્પષ્ટ અને અસ્પષ્ટ ભાવશ્રુત જણાવ્યું છે. સંજ્ઞીને સ્પષ્ટ ભાવશ્રુત હોય છે, અને અસં-જ્ઞીને અસ્પષ્ટ ભાવશ્રુત હોય છે સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુત–એ બે ભેદદ્વારા તત્ત્વદૃષ્ટિથી યથાર્થ અને અયથાર્થ એવા બન્ને પ્રકારના ભાવશ્રુતનો ખ્યાલ આપ્યો છે. સાદિ સપર્ય-વસિત અને અનાદિ અપર્યવસિત–એ ચાર ભેદોની ગણના

---

૧ અંગપ્રવિષ્ટશ્રુત બાર અંગમાં વહેંચાયેલું છે, તેને દ્વાદશાંગી કહે છે ૧ આચારાંગ, ૨ સૂત્રકૃતાંગ, ૩ સ્થાનાંગ, ૪. સમવાયાંગ, ૫. ભગવતી સૂત્ર, ૬. જ્ઞાતધર્મકથા, ૭ ઉપાસકદશા, ૮ અંતકૃદ્દશા, ૯. અનુત્તરોપપાતિક દશા, ૧૦ પ્રશ્નવ્યાકરણ, ૧૧ વિપાક, ૧૨ દૃષ્ટિવાદ તેમાં હાલ અગીઆર અંગ મળે છે અને બારમું અંગ વ્યુચ્છિન્ન થયું છે

૨ ગણધરના પછી થયેલા અતિશય બુદ્ધિમાન્ આચાર્યોએ રચેલ અંગ બાહ્યશ્રુત કહેવાય છે તે અનેક પ્રકારનું છે–આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરા-ધ્યયન, દશાશ્રુત, કલ્પ, વ્યવહાર, નિશીથ, ઋષિભાષિત વગેરે–જુઓ તત્વાર્થ અ-૧ સૂ—૨

સમ્યક્ભાવ શ્રુતને આશ્રયી કરેલી છે. ગમિક અને અગમિક-એ બે ભેદોની ગણના શાસ્ત્રીય દ્રવ્યશ્રુતના સમાન પાઠ અને અસમાન પાઠોની અપેક્ષાએ છે. અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય-એ બે ભેદો શાસ્ત્રીય દ્રવ્યશ્રુતના કર્તાની અપેક્ષાએ છે-એટલે ગણધરકૃત શાસ્ત્રીય દ્રવ્યશ્રુત તે અંગપ્રવિષ્ટ અને સ્થવિરકૃત તે અંગબાહ્ય. આ શ્રુતજ્ઞાનના ચૌદ ભેદોમાં બબ્બે ભેદોનો પરસ્પર સંબન્ધ છે. સાત રીતે બબ્બે ભેદ થતા હોવાથી ચૌદ ભેદની ગણના કરી છે.

[ શ્રુતજ્ઞાનના પર્યાયાદિ વીશ ભેદની ગણના શી રીતે ? તેની સમજ-પર્યાયાદિ વીશ ભેદનું વર્ણન-દ્રવ્યાદિ વિષય ]

હવે શ્રુતજ્ઞાનના વીશ ભેદ કહે છેઃ-

पज्जय-अक्खर-पय-संघाया पडिवत्ती तह य अणुओगो।
पाहुडपाहुड-पाहुड-वत्थु-पुव्वा य ससमासा ॥७॥
पर्याया-क्षर-पद-संघाताः प्रतिपत्तिस्तथा चानुयोगः
प्राभृतप्राभृत-प्राभृत-वस्तु-पूर्वाणि ससमासानि ॥

**અર્થઃ**—પર્યાય, અક્ષર, પદ, સંઘાત, પ્રતિપત્તિ, અનુયોગ, પ્રાભૃતપ્રાભૃત, પ્રાભૃત, વસ્તુ, પૂર્વ-આ સર્વ શ્રુતજ્ઞાનના ભેદો સમાસ સહિત જાણવા.

**વિવેચનઃ**—શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ કહ્યા, હવે શ્રુતજ્ઞાનના વીશ ભેદનું વર્ણન કરે છે. અહીં જે શ્રુતજ્ઞાનના વીશ ભેદો બતાવ્યા છે તે સર્વ વિશિષ્ટશ્રુતજ્ઞાનના છે. અને તે ઉત્તરોત્તર શ્રુતજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમની વિશેષતાથી પ્રકટ થાય છે. વળી તે વિશિષ્ટશ્રુતના સિધી રીતે વીશ ભેદો થઈ શકતા નથી, પણ જેમ જેમ ક્ષયોપશમ

વધતો જાય છે તેમ તેમ અનુક્રમે ઉત્તરોત્તર ભેદોનો આવિર્ભાવ થાય છે. જ્યારે તદ્દન મંદ ક્ષયોપશમ હોય છે ત્યારે પર્યાય કે પર્યાયસમાસશ્રુત હોય છે, પછી જ્યારે ક્ષયોપશમ વધે છે ત્યારે અક્ષર કે અક્ષર સમાસશ્રુત પ્રગટ થાય છે, તેથી વિશેષ ક્ષયોપશમ થતાં પદશ્રુતાદિ ભેદોનો આવિર્ભાવ થાય છે. જ્યારે ઉત્તરના ભેદો પ્રગટ થાય છે ત્યારે પૂર્વના ભેદોનો સમાવેશ તેમાં થઇ શકે છે. એ રીતે તેના વીશ ભેદ થાય છે.

| | |
|---|---|
| ૧. પર્યાયશ્રુત, | ૨. પર્યાયસમાસશ્રુત. |
| ૩. અક્ષરશ્રુત, | ૪. અક્ષરસમાસશ્રુત |
| ૫. પદશ્રુત, | ૬. પદસમાસશ્રુત. |
| ૭. સંઘાતશ્રુત, | ૮. સંઘાતસમાસશ્રુત. |
| ૯. પ્રતિપત્તિશ્રુત, | ૧૦. પ્રતિપત્તિસમાસશ્રુત. |
| ૧૧. અનુયોગશ્રુત, | ૧૨. અનુયોગસમાસશ્રુત. |
| ૧૩. પ્રાભૃતપ્રાભૃતશ્રુત, | ૧૪. પ્રાભૃતપ્રાભૃતસમાસશ્રુત. |
| ૧૫. પ્રાભૃતશ્રુત, | ૧૬. પ્રાભૃતસમાસશ્રુત. |
| ૧૭. વસ્તુશ્રુત, | ૧૮. વસ્તુસમાસશ્રુત. |
| ૧૯. પૂર્વશ્રુત, | ૨૦. પૂર્વસમાસશ્રુત. |

**પર્યાય, પર્યાયસમાસઃ**–શ્રુતજ્ઞાનના સૂક્ષ્મ અંશને પર્યાય કહે છે. તેવા એક પર્યાયનું જ્ઞાન કોઈપણ જીવને હોતું નથી. સૂક્ષ્મ નિગોદના લબ્ધિ અપર્યાપ્ત જીવને ભવના પ્રથમ સમયે જે સ્વલ્પતર શ્રુતજ્ઞાન હોય છે, તે પણ અનેક પર્યાય છે. માત્ર તે જઘન્ય શ્રુતજ્ઞાનથી તે જાતના બીજા જીવોમાં એક સૂક્ષ્મ અંશનું જ્ઞાન વધારે હોય છે તેને **પર્યાયશ્રુત** કહે

છે, એટલે એક સૂક્ષ્મનિગોદના જીવથી બીજા જીવમાં એક પર્યાય અધિક શ્રુતજ્ઞાન હોઈ શકે છે. તેવા અનેક પર્યાય રૂપ જે શ્રતજ્ઞાન તે પર્યાયસમાસ કહેવાય છે. આ શ્રુતનો ભેદ સામાન્યતઃ સર્વ જીવોમાં સંભવે છે.

**અક્ષર, અક્ષરસમાસઃ**—અકારાદિ અક્ષરોમાંના એક અક્ષરના સંપૂર્ણ વાચ્યાર્થનું જ્ઞાન તે અક્ષરશ્રુત, અને એકથી અધિક અક્ષરના સંપૂર્ણ વાચ્યાર્થનુ જ્ઞાન તે અક્ષરસમાસશ્રુત. આ શ્રુતજ્ઞાનના બે ભેદો વિશિષ્ટશ્રુતલબ્ધિસંપન્ન સાધુને સંભવે છે. અકાર ઘટિત જેટલા શબ્દો હોય તેના યાવત્ અર્થનું જ્ઞાન થાય ત્યારે 'અ'નુ અક્ષરશ્રુત કહેવાય.

**પદશ્રુત, પદસમાસશ્રુતઃ**—અર્થાધિકારની સમાપ્તિ તે પદ કહેવાય છે, છતાં પૂર્વે આચારાંગાદિ સૂત્રોનું માન અઢાર હજાર વગેરે પદ પ્રમાણ હતું તે પદ અહીં ગ્રહણ કરવું. હાલ તે પદની મર્યાદાનો વિચ્છેદ થયો છે. આચારાંગાદિ સૂત્રોના તેવા એક પદનું જ્ઞાન તે પદશ્રુત અને અનેક પદોનું જ્ઞાન તે પદસમાસશ્રુત.

**સંઘાતશ્રુત, સંઘાતસમાસશ્રુતઃ**—[1]ગતિ, જાતિ વગેરે મૂળ ચૌદ માર્ગણા છે, અને તેના બાસઠ ઉત્તર ભેદ થાય છે. તે બાસઠ ભેદ પૈકી એક માર્ગણાના ભેદને વિષે જીવ દ્રવ્ય સંબન્ધી જ્ઞાન તે સંઘાતશ્રુત અનેક ભેદને વિષે જીવદ્રવ્યનુ જ્ઞાન તે સંઘાતસમાસશ્રુત.

**પ્રતિપતિશ્રુત, પ્રતિપત્તિસમાસશ્રુતઃ**—ગત્યાદિ ચૌદ માર્ગણામાની એક માર્ગણાનું સંપૂર્ણ જ્ઞાન તે પ્રતિપત્તિશ્રુત.

અનેક માર્ગણાનું જ્ઞાન તે પ્રતિપત્તિસમાસશ્રુત. આ પ્રતિપત્તિશ્રુત હાલ જીવાજીવાભિગમસૂત્રમાં કહેવાય છે.

**અનુયોગશ્રુત, અનુયોગસમાસશ્રુતઃ**—સત્પદાદિ દ્વારા જીવાદિ તત્ત્વોનો વિચાર કરવો તે અનુયોગ કહેવાય છે. અનુયોગ-વ્યાખ્યાનનો દ્વાર-ઉપાય. એક અનુયોગનું જ્ઞાન તે અનુયોગશ્રુત, અને એકથી અધિક અનુયોગનું જ્ઞાન તે અનુયોગ સમાસશ્રુત કહેવાય છે.

**પ્રાભૃતપ્રાભૃત, પ્રાભૃતપ્રાભૃસમાસઃ**-દૃષ્ટિવાદ નામે બારમા અંગમાં પ્રાભૃત નામે પેટા અધિકાર છે, અને તેમાં પ્રાભૃત પ્રાભૃત નામના અધિકારો છે. તેવા એક અધિકારનું જ્ઞાન તે પ્રાભૃતપ્રાભૃતશ્રુત, અને અનેક અધિકારનું જ્ઞાન તે પ્રાભૃત પ્રાભૃતસમાસશ્રુત કહેવાય છે.

**પ્રાભૃત. પ્રાભૃતસમાસઃ**—વસ્તુના અન્તર્વર્તી અધિકારને પ્રાભૃતશ્રુત કહે છે. તેવા એક અધિકારનું જ્ઞાન તે પ્રાભૃતશ્રુત, અને અનેક અધિકારનું જ્ઞાન તે પ્રાભૃતસમાસશ્રુત.

**વસ્તુશ્રુત, વસ્તુસમાસશ્રુતઃ**—પૂર્વના અન્તર્ગત વસ્તુ નામે અધિકાર છે, એક વસ્તુનું જ્ઞાન તે વસ્તુ શ્રુત, અને અનેક વસ્તુનું જ્ઞાન તે વસ્તુ સમાસશ્રુત.

**પૂર્વશ્રુત, પૂર્વસમાસશ્રુતઃ**-દૃષ્ટિવાદમાં પરિકર્મ, સૂત્ર, પૂર્વાનુયોગ, પૂર્વગત અને ચૂલિકા એ પાંચ અધિકારો છે, તે પૈકી પૂર્વગત અધિકારમાં ચૌદ પૂર્વો હોય છે, તેમાંના એક પૂર્વનું જ્ઞાન તે પૂર્વશ્રુત, અને અનેક પૂર્વનું જ્ઞાન તે પૂર્વ-સમાસશ્રુત.

**દ્રવ્યાદિ વિષયઃ**-શ્રુતજ્ઞાની સર્વજ્ઞકથનાનુસારે સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને જાણે છે. દ્રવ્યથી ધર્માસ્તિકાયાદિ સર્વ દ્રવ્યને, ક્ષેત્રથી લોકાલોકરૂપ સર્વક્ષેત્રને, કાલથી અતીતાદિ સર્વકાલને, અને ભાવથી ઔદયિકાદિ સર્વ ભાવને જાણે છે.[1] (અહીં ભાવશબ્દનો અર્થ ઔદયિકાદિ પાંચ ભાવો લેવો, જો દ્રવ્યના પર્યાયવાચક ભાવશબ્દ ગ્રહણ કરીએ તો તે સર્વ ભાવને જાણતો [2]નથી.) પરન્તુ સામાન્યગ્રાહી દર્શનવડે જોતો નથી. જેમ મનઃપર્યવ જ્ઞાન સ્વભાવથી સ્પષ્ટ અર્થને ગ્રહણ કરતું હોવાથી તેને સામાન્યગ્રાહી દર્શન નથી, તેમ શ્રુતજ્ઞાન પણ શબ્દાર્થપર્યાલોચનજન્ય હોવાથી સ્પષ્ટાર્થગ્રાહી છે તેથી તેને દર્શન નથી.

[ અવધિજ્ઞાનના આનુગામી આદિ ૭ ભેદનું સ્વરૂપ-અવધિજ્ઞાનનો દ્રવ્યાદિ વિષય-મનઃપર્યવજ્ઞાનના 'ઋજુમતિ અને વિપુલમતિ' એ બે ભેદનું સ્વરૂપ-મનઃપર્યવજ્ઞાનનો દ્રવ્યાદિ વિષય-અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનનો પરસ્પર ભેદ-ઋજુમતિથી વિપુલમતિનો ભેદ-એક જીવને આશ્રયી યુગપત્ જ્ઞાનોનો સદ્ભાવ-ઉપયોગ-કેવલીને આશ્રયી જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગમાં મતભેદ. ]

પરોક્ષ-મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનું સ્વરૂપ બતાવ્યું, હવે પ્રત્યક્ષ અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાનનું વર્ણન કરે છે—

---

૧ જુઓ વિશેષાવશ્યક ભાષ્ય-ગા૦ ૫૫૩. ૨. मतिश्रुतयोर्निबन्धः सर्वद्रव्येष्वसर्वपर्यायेषु (तत्त्वार्थ० २. २९.)

अणुगामि–वड्ढमाणय–पडिवाई–यरविहा छहा ओही ।
रिउमइ–विउलमई मणनाणं केवलमिगविहाणं ॥ ८ ॥

आनुगामि–वर्द्धमानक–प्रतिपातीतरविधात् पोढाऽवधिः ।
ऋजुमति–विपुलमती मनोज्ञानं केवलमेकविधानम् ॥

**અર્થ**:—આનુગામી, વર્દ્ધમાન, પ્રતિપાતી, અને તેનાથી ઇતર–ઉલટા પ્રકારના અનાનુગામી, હીયમાન, અપ્રતિપાતિરૂપ ) ભેદવડે અવધિજ્ઞાનના છ પ્રકાર છે. મનઃપર્યવજ્ઞાન ઋજુમતિ અને વિપુલમતિ–એ બે ભેદ છે, અને કેવલજ્ઞાન એક પ્રકારે છે.

**વિવેચન**—સામાન્ય રીતે અવધિજ્ઞાનના ભવપ્રત્યય અને ક્ષયોપશમપ્રત્યય–એ બે ભેદ છે. જેની ઉત્પત્તિમાં ભવ–દેવાદિગતિ કારણભૂત છે તે ભવપ્રત્યય. તે અવધિજ્ઞાન નારક અને દેવોને હોય છે. જેની ઉત્પત્તિમાં અવધિજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ કારણ છે તે ક્ષયોપશમ પ્રત્યય; તેને ‘ ગુણપ્રત્યય ’ પણ કહે છે. તે મનુષ્ય અને તિર્યંચોને હોય છે. યદ્યપિ દેવ તથા નારકીને ક્ષયોપશમ શિવાય અવધિજ્ઞાન થતું નથી તેથી તેને પણ ક્ષયોપશમપ્રત્યય અવધિ કહેવું જોઇએ; તોપણ તેનું અસાધારણ કારણ ભવ હોવાથી તેને ભવપ્રત્યય કહ્યું છે. ક્ષયોપશમ અવધિજ્ઞાનનું સાધારણ કારણ છે, કેમકે તે બન્ને પ્રકારના અવધિજ્ઞાનમાં નિયત છે. વાસ્તવિક રીતે વિચારતાં દેવ તથા નારકને અવધિજ્ઞાનનું અનન્તર કારણ ક્ષયોપશમ છે, અને ભવ પરંપર કારણ છે, તો પણ દેવાદિભવમાં વ્રતાદિ

ગુણ શિવાય અવશ્ય ક્ષયોપશમ થાય છે, માટે તેને ભવપ્રત્યય કહ્યું છે. અહીં ક્ષયોપશમનિમિત્તક કે ગુણપ્રત્યય અવધિજ્ઞાનના છ પ્રકાર બતાવેલા છેઃ-૧. આનુગામી; ૨. અનાનુગામી; ૩. વર્ધમાન, ૪. હીયમાન; ૫. પ્રતિપાતી; ૬. અપ્રતિપાતી.

**આનુગામીઃ**—જે અવધિજ્ઞાન લોચનની પેઠે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જનાર પુરુષની સાથે જાય તે આનુગામી. આ અવધિજ્ઞાન જે સ્થળે જે આત્મામાં પ્રકટ થાય, અને ત્યાંથી જેટલું સંખ્યાત યા અસંખ્યાત યોજન સુધી દેખે, તેટલા ક્ષેત્રને ત્યાંથી બીજે ઠેકાણે જાય તો પણ તે જોઈ શકે છે. આ અવધિ જ્ઞાન કોઈને પર્યન્તના આત્મપ્રદેશમાં હોય છે, અને કોઈને મધ્યવર્તી આત્મપ્રદેશમાં હોય છે. જે પર્યન્તવર્તી આત્મપ્રદેશમાં હોય છે તે કોઇને આગળના ભાગમાં, કોઇને પૃષ્ઠ ભાગમાં, અને કોઈને પડખાના ભાગમાં–એવી રીતે અનેક પ્રકારે હોય છે.[1]

**અનાનુગામીઃ**-સાંકળથી બાંધેલા દીવાની પેઠે જે અવધિજ્ઞાન એક ઠેકાણેથી બીજા ઠેકાણે જનાર પુરુષની સાથે ન જાય તે અનાનુગામી. આ અવધિજ્ઞાનનો ક્ષેત્રનિમિત્તક ક્ષયોપશમ હોવાથી તે જે ઠેકાણે જે આત્મામાં પ્રકટ થાય, અને ત્યાંથી જેટલા યોજન સુધી દેખે તેટલા ક્ષેત્રની બહાર જાય તો તે ન દેખી શકે.

કોઇ આત્માને કેટલાએક આત્મપ્રદેશમાં આનુગામી અવધિજ્ઞાન અને કેટલાએક આત્મપ્રદેશમાં અનાનુગામી

૧. જુઓ નંદીસૂત્ર, આગમોદય સમિતિ.

અવધિજ્ઞાન હોય છે, તેથી 'મિશ્ર' એવો અવધિજ્ઞાનનો ત્રીજો ભેદ પાડેલ છે,[1] પરન્તુ તેનો આ બે ભેદમાં સમાવેશ કરી લેવો. યદ્યપિ આનુગામી અને અનાનુગામી-એ બે ભેદમાં વર્દ્ધમાન આદિ સર્વ ભેદોનો સમાવેશ થતો હોવાથી માત્ર અવધિજ્ઞાનના બે ભેદ કહેવા જોઈએ, તો પણ અવધિજ્ઞાનની વિશેષતા જણાવવા વર્ધમાનાદિ ભેદો પૃથક્ ગણવામાં આવ્યા છે. તેમાં દેવ તથા નારકીને માત્ર આનુગામિ-અવધિજ્ઞાન હોય છે, મનુષ્યને અવધિજ્ઞાનના સર્વ ભેદો અને તિર્યંચને અપ્રતિપાતી શિવાય બાકીના ભેદો હોય છે.

વર્દ્ધમાનઃ-ઉત્તરોત્તર પ્રશસ્ત પ્રશસ્તતર અધ્યવસાયથી ક્રમશઃ વૃદ્ધિ પામતું અવધિજ્ઞાન તે વર્દ્ધમાન. આ અવધિજ્ઞાનનો વિષય પ્રથમ ઉત્પત્તિકાળે અંગુલના અસંખ્યાતમાં ભાગ જેટલો હોય છે, અને પછીથી પ્રતિસમય વૃદ્ધિ પામતાં, છેવટે અલોક વિષે લોકપ્રમાણ અસંખ્યાત ખંડુક જેટલો હોય છે. યદ્યપિ અવધિજ્ઞાનનો વિષય માત્ર રૂપિદ્રવ્યો છે, અને અલોકમાં રૂપિદ્રવ્યનો અસંભવ છે, તેથી તે અલોકને વિષે કંઈ પણ જાણી શકતું નથી; તોપણ શક્તિની અપેક્ષાએ કથન છે. જો અલોકમાં રૂપિદ્રવ્યો હોય તો જાણી શકે તેટલી તેની ક્ષાયોપશમિક શક્તિ છે; એને પરમાવધિ કહે છે. જ્યારે અવધિજ્ઞાનનું અલોકમાંના વિષયને જાણવાનું સામર્થ્ય પ્રકટ થાય છે, ત્યારે તે લોકમાં રહેલા સૂક્ષ્મ સૂક્ષ્મતર સ્કન્ધોને જાણે છે, તેથી તે શક્તિ નિષ્ફળ નથી.[2]

---

૧. જુઓ તત્વાર્થભાષ્ય. અ૦ ૧. સૂ૦ ૨૩. ૨. જુઓ જ્ઞાનબિન્દુ.

**હીયમાનઃ**-ઉત્તરોત્તર અપ્રશસ્ત પરિણામને લીધે પૂર્વાવસ્થાથી અનુક્રમે હ્રાસ પામે તે હીયમાન. "તિર્યગ્ અસંખ્યાતદ્વીપ સમુદ્ર સુધી, ઉર્ધ્વ જ્યોતિષના વિમાન પર્યન્ત, અધો રત્નપ્રભાદિ પૃથ્વી સુધી ઉત્પન્ન થયેલ અવધિ જ્ઞાન અનુક્રમે ઘટતાં ઘટતાં અંગુલના અસંખ્યાતમાં ભાગ સુધી ઘટે છે, પછી એ સ્થિતિમાં રહે છે અથવા પડે છે[૧]."

**પ્રતિપાતી**-જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ, અને ઉત્કૃષ્ટથી સમગ્ર લોકને જાણી જે નાશ પામે તે પ્રતિપાતી. હીયમાન અવધિ જ્ઞાન અનુક્રમે ઘટે છે, અને પ્રતિપાતી એકકાળે નાશ પામે છે, માટે તે બન્નેનો ભેદ સ્પષ્ટ છે.

**અપ્રતિપાતી**—જે અવધિજ્ઞાન સંપૂર્ણ લોકને જાણી અલોકના એક પણ આકાશ પ્રદેશને જાણે તે અપ્રતિપાતી. જો કે અલોકમાં અવધિજ્ઞાનને કાંઈ પણ જાણવાનું નથી, તોપણ અહીં તેનું સામર્થ્ય બતાવ્યું છે. આ અવધિજ્ઞાન કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી નાશ પામતું નથી માટે અપ્રતિપાતી કહેવાય છે.

અવધિજ્ઞાનના પ્રતિપાતિ અને અપ્રતિપાતી-એ બન્ને ભેદોને સ્થાને 'અનવસ્થિત અને અવસ્થિત' એવા બે ભેદ તત્ત્વાર્થ ભાષ્યમાં કહેલા છે. "કદાચિત્ હાનિ પામે અને વધે, ક્વચિત્ વધે અને હ્રાસ પામે, કોઈ વખત પડે અને પુનઃ ઉત્પન્ન થાય તે અનવસ્થિત. જેટલા ક્ષેત્રમાં ઉત્પન્ન થયું હોય તેથી પડે નહિ, પણ કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી, મરણ સુધી કે જન્માન્તરમાં પણ રહે તે અવસ્થિત."

---

૧. જુઓ તત્ત્વાર્થભાષ્ય અ૦ ૧ સૂ૦ ૨૩

અવધિજ્ઞાનનો દ્રવ્યાદિ વિષય—અવધિજ્ઞાન દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ ચાર પ્રકારે છે. દ્રવ્યથી અવધિજ્ઞાની જઘન્યથી અનન્ત રૂપિદ્રવ્યોને જાણે અને દેખે; એટલે જ્ઞાનથી વિશેષરૂપે જાણે, અને દર્શનથી સામાન્યરૂપે દેખે. ઉત્કૃષ્ટથી સર્વ રૂપી દ્રવ્યોને જાણે અને દેખે. ક્ષેત્રની અપેક્ષાએ જઘન્યથી અવધિજ્ઞાની અંગુલના અસંખ્યાતમા ભાગને જાણે અને દેખે, અને ઉત્કૃષ્ટથી અલોક વિષે લોક પ્રમાણ અસંખ્યાત ખંડને જાણે અને દેખે. ( એટલે તેટલા ક્ષેત્રમાં રહેલ રૂપિદ્રવ્યોને જાણે અને દેખે. ) કાલથી અવધિજ્ઞાની જઘન્યથી આવલિકાના અસંખ્યાતમાં ભાગને, અને ઉત્કૃષ્ટથી અસખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી અતીત અનાગત કાલને જાણે અને દેખે. ભાવથી અવધિજ્ઞાની જઘન્યથી અનન્ત, અને ઉત્કૃષ્ટથી પણ અનન્ત ભાવોને જાણે અને દેખે. કેવળ જઘન્યથી ઉત્કૃષ્ટપદ અનન્તગુણ જાણવું. આ અનન્ત ભાવ સર્વભાવોને અનન્તમે ભાગે જાણવા. ઉત્કૃષ્ટથી દરેક દ્રવ્ય દીઠ અસંખ્યાત ભાવને જાણે, પરન્તુ અનન્તભાવને ન જાણે. જેમકે દ્રવ્યને જાણતો તેના સ્કન્ધ અને અણુરૂપ સંખ્યાત કે અસંખ્યાત પર્યાયને જાણે. અહીં અવધિજ્ઞાનના કાળ અને ક્ષેત્રની અપેક્ષાએ અસંખ્યાત ભેદ જાણવા, અને દ્રવ્ય પર્યાયની અપેક્ષાએ અનન્ત ભેદ જાણવા; કેમકે જ્ઞેયના ભેદથી જ્ઞાનનો પણ ભેદ થાય છે. એ પ્રમાણે અવધિજ્ઞાનનું નિરૂપણ કર્યું.

મનઃપર્યવજ્ઞાનના ઋજુમતિ અને અને વિપુલમતિ—એ બે ભેદ છે.

**ઋજુમતિઃ**–માત્ર મનોગત ભાવને ઋજુ–સામાન્યથી ગ્રહણ કરનાર મતિ–જ્ઞાન તે ઋજુમતિ. અહીં સામાન્યશબ્દ અલ્પવિશેષનો બોધક છે. એટલે વિપુલમતિની અપેક્ષાએ સ્વલ્પ વિશેષને જાણનાર ઋજુમતિ કહેવાય છે. જેમ, 'એણે ઘટ ચિંતવ્યો.' અહીં ઋજુમતિ માત્ર ઘટ વિશેષને જાણે છે, પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ઈત્યાદિ અનેક વિશેષ યુક્ત ઘટને જાણતો નથી. જો 'સામાન્યમાત્રગ્રાહી તે ઋજુમતિ' એવા અર્થનો સ્વીકાર કરીએ તો તેને મનઃપર્યવ જ્ઞાનનું દર્શન માનવું જોઈએ, પણ તે જ્ઞાનનું દર્શન નથી, કેમકે તે તેવા પ્રકારના સ્વભાવથી મનના પર્યાયને–મનોગત ભાવને પ્રથમથી વિશેષરૂપેજ જાણે છે. માત્ર સૂત્રમાં અચક્ષુદર્શનની અપેક્ષાએ "મનઃપર્યવજ્ઞાની જાણે છે અને દેખે છે" એમ કહેલું છે; એટલે તે મન પર્યવ જ્ઞાનથી જાણે છે, અને અચક્ષુદર્શનની અપેક્ષાએ દેખે છે એમ સમજવું. જે મનઃપર્યવજ્ઞાની અવધિજ્ઞાનયુક્ત હોય તેને અવધિદર્શન જાણવું.

**વિપુલમતિઃ**–અનેક વિશેષ યુક્ત માત્ર મનોગત ભાવને ગ્રહણ કરનાર તે વિપુલમતિ મનઃપર્યવ જ્ઞાન. જેમ, "એણે દ્રવ્યથી માટીનો, ક્ષેત્રથી પાટલીપુત્રનો, કાળથી વસન્તઋતુમાં બનેલો, અને ભાવથી રક્ત વર્ણનો ઘટ ચિંતવ્યો" આ રીતે તે અનેક વિશેષ યુક્ત ઘટને જાણે છે.

**મનઃપર્યવજ્ઞાનનો દ્રવ્યાદિ વિષયઃ**–ઋજુમતિ દ્રવ્યથી મનોદ્રવ્યના અનન્તાનન્તપ્રદેશિક સ્કન્ધને જાણે અને દેખે. વિપુલમતિ તે જ સ્કન્ધોને અત્યંત સ્પષ્ટ જાણે અને દેખે. ક્ષેત્રથી ઋજુમતિ અધોલોકમાં અધોગ્રામ સુધી,

ઉર્ધ્વ જ્યોતિશ્ચક્ર પર્યન્ત, તિર્યગ્ લોકમાં અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞિપંચેન્દ્રિયના મનોગત ભાવને જાણે અને દેખે; અને વિપુલમતિ અઢી આંગળ અધિક તેટલાં જ ક્ષેત્રમાં રહેલ સંજ્ઞિપંચેન્દ્રિયના મનોગત ભાવને જાણે અને દેખે. કાલથી ઋજુમતિ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અતીત અનાગત કાળના મનોદ્રવ્યને જાણે અને દેખે. વિપુલમતિ તેને વધારે વિશુદ્ધ જાણે. ભાવથી ઋજુમતિ મનના અનન્ત પર્યાયને જાણે અને દેખે. વિપુલમતિ તેને જ અતિવિશુદ્ધ જાણે દેખે. અહીં મનઃપર્યવજ્ઞાની સંજ્ઞિપંચેન્દ્રિય જીવે ગ્રહણ કરીને મનરૂપે પરિણમાવેલા મનોદ્રવ્યને સાક્ષાત્ જાણે, પરન્તુ ચિન્તનીય મૂર્ત કે અમૂર્ત પદાર્થને અનુમાનથી જાણે. જેમ લીપિ જોવાથી તેમાં કહેલ અર્થનું જ્ઞાન થાય છે, તેમ મનનાં પર્યાયના સાક્ષાત્કારથી ચિંતનીય અર્થનું અનુમાનથી જ્ઞાન થાય છે.

**અવધિ અને મન પર્યવનો પરસ્પર ભેદઃ**-વિશુદ્ધિ, ક્ષેત્ર, સ્વામી, અને વિષયથી અવધિજ્ઞાનથી મનઃપર્યવજ્ઞાન ભિન્ન છે. અવધિજ્ઞાની જે રૂપિદ્રવ્યને જાણે છે, તેથી મનઃપર્યવજ્ઞાની માત્ર મનોદ્રવ્યને વિશુદ્ધતર જાણે છે. ક્ષેત્રથી અવધિજ્ઞાનનો ઉત્કૃષ્ટ વિષય સંપૂર્ણ લોક, અને મનઃપર્યવનો વિષય અઢી દ્વીપ. અવધિજ્ઞાનના સ્વામી ચારે ગતિના જીવો, અને મનઃપર્યવજ્ઞાનના સ્વામી સંયમી. અવધિજ્ઞાનનો વિષય સર્વરૂપી દ્રવ્ય, અને મનઃપર્યવજ્ઞાનનો વિષય માત્ર મનના [1]પર્યાય.

---

१. विशुद्धि-क्षेत्र-विषयेभ्योऽवधि-मनःपर्याययोः ।
( તત્ત્વાર્થ-અ૦ ૧ સૂ૦ ૨૬. )

**ઋજુમતિથી વિપુલ મતિનો ભેદઃ**-વિશુદ્ધિ અને અપ્રતિપાત-પડવાનાં અભાવથી ઋજુમતિથી વિપુલ મતિનો ભેદ છે. ઋજુમતિથી વિપુલમતિ વિશુદ્ધ છે. ઋજુમતિ આવીને પુનઃ જાય છે, અને વિપુલમતિ કેવલજ્ઞાન થતા સુધી જતું નથી.[1]

કેવલજ્ઞાન એક પ્રકારનું છે. તેનો વિષય સર્વ દ્રવ્ય અને સર્વ પર્યાયો હોવાથી તે પરિપૂર્ણ છે. બીજા કોઇ પણ જ્ઞાન તેના તુલ્ય નહિ હોવાથી તે અસાધારણ છે. સર્વ જ્ઞાનાવરણ-કર્મમલના ક્ષય થવાથી ઉત્પન્ન થયુ હોવાથી વિશુદ્ધ છે.

**એક જીવને વિષે જ્ઞાનોનો સહભાવઃ**-એક જીવને વિષે એક કાલે પ્રથમ મતિજ્ઞાનથી આરંભી ચાર જ્ઞાન સુધી હોય છે. કોઈ જીવને એક સમયે એક મતિજ્ઞાન હોય છે, કેમકે તેને આચારાંગાદિ શ્રુતગ્રન્થાનુસારી વિશિષ્ટશ્રુતજ્ઞાન ન હોય, તે અપેક્ષાએ એક મતિજ્ઞાન કહ્યુ છે. પરન્તુ સામાન્ય શ્રુતજ્ઞાન તો સર્વ જીવને હોય છે, તે અપેક્ષાએ તો મતિજ્ઞાન જેને હોય તેને અવશ્ય શ્રુતજ્ઞાન હોય છે, તે રીતે એકલા મતિજ્ઞાનનો સંભવ નથી; તેમ એકલા શ્રુતજ્ઞાનનો પણ સંભવ નથી, કેમકે શ્રુતજ્ઞાન મતિપૂર્વક જ હોય છે. માત્ર પાંચ જ્ઞાનમા એકાકી કેવલજ્ઞાનનો જ સંભવ છે. કોઇ જીવને એકકાલે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે જ્ઞાન હોય છે. કોઇ જીવને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન કે મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એ ત્રણ જ્ઞાન સાથે સંભવે છે કોઈ જીવને મતિજ્ઞાન,

---

૧. विशुद्धयप्रतिपाताभ्यां तद्विशेषः ॥ (તત્ત્વાર્થ૦ અ૦ ૧ સૂ૦ ૨૮.)

શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન એ ચાર જ્ઞાન સાથે હોય છે. પાંચ જ્ઞાનનો એક સાથે સંભવ નથી, કેમકે આદિના ચાર જ્ઞાન ક્ષયોપશમજન્ય હોવાથી કેવલીને હોતા નથી, માત્ર તેને કેવલજ્ઞાનાવરણના ક્ષયથી પ્રકટ થયેલ ક્ષાયિક કેવલજ્ઞાન હોય છે. ક્ષાયોપશમિકજ્ઞાનને આવરણનો સંભવ છે, કેવલજ્ઞાન તો નિરાવરણ છે, માટે કેવલીને પૂર્વના ચાર જ્ઞાનો હોતા નથી.

ઉપયોગઃ—એક જીવમાં મત્યાદિ ચાર જ્ઞાન સાથે હોય છે, પણ તેનો ઉપયોગ સાથે હોતો નથી કોઈ કાળે મતિજ્ઞાનનો તો કોઇ કાળે શ્રુતજ્ઞાનનો ઉપયોગ હોય છે. તેમાં પણ છદ્મસ્થને પ્રથમ દર્શનોપયોગ, અને પછી જ્ઞાનોપયોગ હોય છે. કેવલીને સ્વભાવથીજ સમયાન્તરિત જ્ઞાન અને દર્શનનો ઉપયોગ હોય છે; એટલે પ્રથમ સમયે જ્ઞાનોપયોગ, અને બીજે સમયે દર્શનોપયોગ હોય છે; આ પ્રમાણે નિરંતર ઉપયોગ પ્રવર્તે છે. છદ્મસ્થનો ઉપયોગ અન્તર્મુહૂર્તનો છે, એટલે કોઈ પણ વસ્તુ જાણતા છદ્મસ્થને અંતર્મુહૂર્ત લાગે છે; અને કેવલીને એક સમયનો ઉપયોગ હોય છે.

અહીંઆ કેવલીને જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગના સંબન્ધમાં મતભેદ છે. સૈદ્ધાંતિક પૂજ્ય શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ કહે છે કે—" जुगव दो नत्थि उवओगा "—કેવલીને એક સમયે બે ઉપયોગ નથી, કેમકે સ્વભાવથીજ વિશેષ ગ્રાહક જ્ઞાનોપયોગ અને સામાન્યગ્રાહક દર્શનોપયોગ એક કાળે હોતા નથી, પણ પ્રથમ સમયે જ્ઞાનોપયોગ અને પછી દર્શનોપયોગ એમ સમયાન્તરિત પ્રવર્તે છે." તાર્કિક

આચાર્યશ્રીસિદ્ધસેન દિવાકર કહે છે કે–"મનઃપર્યવ જ્ઞાન સુધી જ્ઞાન અને દર્શનનો ભેદ છે. કેવલજ્ઞાનમાં જ્ઞાન-દર્શનનો ભેદ નથી, માટે કેવલીને માત્ર કેવલજ્ઞાનોપયોગ છે, પણ દર્શનોપયોગ નથી, કેમકે અવ્યક્ત જ્ઞાનને દર્શન કહે છે, અને કેવલીને કાંઈ પણ જ્ઞાનાવરણ નહિ હોવાથી અવ્યક્ત જ્ઞાન નથી." તાર્કિક મલ્લવાદિ સૂરિ કહે છે કે– "કેવલીને કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બન્ને ઉપયોગ એક સમયે હોય છે, કારણ કે કેવલજ્ઞાનાવરણ અને કેવલ-દર્શનાવરણનો એક સાથે ક્ષય થયો હોવાથી અને અન્ય પ્રતિબન્ધક નહિ હોવાથી બન્ને ઉપયોગ સાથે પ્રવર્તે છે." ન્યાયાચાર્ય શ્રીયશોવિજય ઉપાધ્યાય પરસ્પર ભિન્ન જણાતા આ ત્રણ મતોનું નયના અભિપ્રાયથી સમાધાન કરે છેઃ– "પૂજ્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ શુદ્ધ ઋજુસૂત્રનયને આશ્રયી સમયાન્તરિત ઉપયોગનું સમર્થન કરે છે. તાર્કિક સિદ્ધસેન-દિવાકર અભેદગ્રાહી સંગ્રહનયને આશ્રયી કેવલજ્ઞાન અને દર્શનનો અભેદ સ્વીકારે છે. મલ્લવાદિસૂરિ ભેદગ્રાહી વ્યવહાર નયનો આશ્રય કરી એક સમયે જ્ઞાનોપયોગ અને દર્શનો-પયોગ માને છે. માટે ઉપર કહેલા આચાર્યોના આ ત્રણ પક્ષો વસ્તુતઃ પરસ્પર વિરૂદ્ધ નથી.[1]" આ સંબન્ધી વિશેષ હકીકત જિજ્ઞાસુએ શાસ્ત્રાન્તરથી જાણી લેવી. અહીં સંક્ષેપમાં દિશા મા બતાવી છે.

[ જ્ઞાનાવરણ કર્મનું આંખના પાટાની સાથે, અને દર્શનાવરણ કર્મનું પ્રતીહારાની સાથે સરખાપણું. ]–

---

૧ જુઓ જ્ઞાનબિંદુ ( યશોવિજય ગ્રંથમાલા. પૃ. ૧૬૩. )

**एसिं जं आवरणं पडुव्व चक्खुस्स तं तयावरणं।**
**दंसणचऊ पण निद्दा वित्तिसमं दंसणावरणं ॥ ९ ॥**

एषां यदावरणं पट इव चक्षुषस्तत्तदावरणम्।
दर्शनचतुष्कं पञ्च निद्रा वेत्रिसमं दर्शनावरणं ॥

**અર્થઃ**—ચક્ષુને પાટાની જેમ આ પાંચ જ્ઞાનોને આવનાર જે કર્મ તે જ્ઞાનાવરણકર્મ જાણવું. દર્શનાવરણચતુષ્ક અને પાંચ નિદ્રા–એ નવ પ્રકારે દર્શનાવરણ કર્મ પ્રતીહારી સરખું જાણવું.

**વિવેચન**—જેમ ઘન ઘનતર ઘનતમ પટથી ઢંકાયેલ નિર્મલ ચક્ષુ મન્દ મન્દતર મન્દતમ જોઈ શકે છે, તેમ ઘન ઘનતર અને ઘનતમ જ્ઞાનાવરણ કર્મના આવરણથી આવૃત થયેલ જીવ સ્વલ્પ સ્વલ્પતર અને સ્વલ્પતમ જાણી શકે છે. માટે જ્ઞાનાવરણ કર્મ પટસમાન છે. તેના પાંચ પ્રકાર છેઃ– ૧. મતિજ્ઞાનાવરણ, ૨. શ્રુતજ્ઞાનાવરણ, ૩. અવધિજ્ઞાનાવરણ, ૪. મનઃપર્યવજ્ઞાનાવરણ, ૫. કેવલજ્ઞાનાવરણ.—એ રીતે જ્ઞાનાવરણ કર્મની મૂળ પ્રકૃતિ અને ઉત્તર પ્રકૃતિઓનું સવિસ્તર વર્ણન કર્યું.

હવે નવ પ્રકારે દર્શનાવરણ કર્મ વર્ણવે છે–'दंसणचऊ' એ પદથી દર્શનાવરણચતુષ્ક ગ્રહણ કરવું, કેમકે "પદનો એક દેશ કહ્યો હોય તો આખા પદનું ગ્રહણ કરવું" એવો ન્યાય છે. જેમ, ભીમ કહેવાથી ભીમસેન સમજાય છે. જેથી સામાન્ય અર્થનો અવબોધ થાય તે દર્શન, તેનું આવરણ ચાર પ્રકારે છે. निद्राति कुत्सितत्वं गच्छाति चैतन्य यासु ता निद्राः। જે અવસ્થામાં ચૈતન્ય કુત્સિતપણાને–અસ્પષ્ટપણાને પામે તે નિદ્રા. તેના પાંચ ભેદ છેઃ–

૧. નિદ્રા, ૨. 'નિદ્રાનિદ્રા ૩. પ્રચલા, ૪. પ્રચલાપ્રચલા, અને ૫. સ્ત્યાનર્દ્ધિ.''

દર્શનાવરણચતુષ્ક અને પાંચ નિદ્રા મળી નવ પ્રકારનું દર્શનાવરણ કર્મ છે, તે પ્રતિહારી સમાન જાણવું. જેમ પ્રતિહારી-દ્વારપાળ રાજાને લોકોનું દર્શન થવા દેતો નથી, તેમ દર્શનાવરણ કર્મ જીવને ઘટાદિ પદાર્થનું દર્શન-સામાન્ય અવબોધ થવા દેતું નથી. અહીં જીવ તે રાજા જાણવો. પ્રતીહારીસમાન પ્રતિબન્ધક દર્શનાવરણ કર્મ જાણવું. લોકસમાન ઘટાદિપદાર્થો જાણવા.

હવે દર્શનાવરણચતુષ્કનું વર્ણન કરે છે—

चक्खु-दिट्ठि-अचक्खु-सेसिंदिय-ओहि-केवलेहिं च।
दंसणमिह सामन्नं तस्सावरणं तयं चउहा ॥ १० ॥

चक्षुर्दृष्टि-अचक्षुः-शेषेन्द्रिय-अवधि-केवलैश्च ।
दर्शनमिह सामान्यं तस्यावरणं तच्चतुर्धा ॥

અર્થઃ—ચક્ષુ એટલે 'દૃષ્ટિ-નયન, અચક્ષુ એટલે બાકીની ઇન્દ્રિયો અને મન, અવધિ (રૂપિદ્રવ્ય વિષયક સાક્ષાત્ બોધશક્તિ) અને કેવલ (સર્વ વસ્તુગ્રાહક બોધશક્તિ) તેઓ વડે (પ્રથમ) થતું દર્શન એટલે સામાન્યાવબોધ, તેનું આવરણ ચાર પ્રકારે છે.

વિવેચન—ચક્ષુ શબ્દ દૃષ્ટિ-નયનેન્દ્રિયનો વાચક છે, તે વડે થતો સામાન્ય અવબોધ તે ચક્ષુદર્શન, તેનું આવરણ તે ચક્ષુદર્શનાવરણ. અચક્ષુ એટલે ચક્ષુ સિવાયની બાકીની ઇન્દ્રિયો અને મન, તે વડે થતો સામાન્ય અવબોધ તે

અચક્ષુદર્શન, તેનું આવરણ તે અચક્ષુદર્શનાવરણ. અવધિ-ઇન્દ્રિયનિરપેક્ષ રૂપિદ્રવ્યવિષયક મર્યાદાથી થતો સામાન્ય અવબોધ તે અવધિદર્શન, તેનું આવરણ તે અવધિદર્શનાવરણ. કેવલ સર્વવસ્તુતત્ત્વગ્રાહક સામાન્ય અવબોધ તે કેવલદર્શન, તેનું આવરણ તે કેવલદર્શનાવરણ. અહીં દર્શન શબ્દ સામાન્ય અવબોધનો વાચક છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનું ચક્ષુ કે અચક્ષુદર્શન, અવધિજ્ઞાનનું અવધિદર્શન અને કેવલજ્ઞાનનું કેવલદર્શન જાણવું. માત્ર મનઃપર્યવજ્ઞાનનું દર્શન કહ્યુ નથી, કારણ કે તે જ્ઞાન તથાવિધક્ષયોપશમથી પ્રથમથીજ વિશેષનેજ ગ્રહણ કરે છે. યદ્યપિ સૂત્રમાં 'મનઃપર્યવજ્ઞાની જાણે છે અને દેખે છે'–એમ કહેલ છે, પરન્તુ દેખવું તે માનસ અચક્ષુદર્શનની અપેક્ષાએ જાણવું. અહીંઆં ચક્ષુદર્શનાવરણના ઉદયથી એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રીન્દ્રિયને મૂળથી ચક્ષુ હોતા નથી, અને ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિયને ચક્ષુ હોય તે પણ નાશ પામે છે, અથવા તિમિરાદિ રોગવડે અસ્પષ્ટ થાય છે. અચક્ષુદર્શનાવરણના ઉદયથી બાકીની ઇન્દ્રિયો અને મન યથાયોગ્ય હોતા નથી, અથવા અસ્પષ્ટ હોય છે.

હવે નિદ્રાના પાંચ ભેદ કહે છે—

**सुहपडिवोहा निद्दा निद्दानिद्दा य दुक्खपडिवोहा ।**
**पयला ठिओवविट्ठस्स पयलपयला उ चंकमओ ॥११॥**

सुखप्रतिबोधा निद्रा निद्रानिद्रा च दु:खप्रतिबोधा ।
प्रचला स्थितोपविष्टस्य प्रचलाप्रचला तु चङ्क्रमतः ॥

**અર્થ**—જે નિદ્રાની અવસ્થામાં પ્રાણી સુખથી જાગૃત થાય તે નિદ્રા. જે અવસ્થામાં દુઃખપૂર્વક જાગૃત થાય તે નિદ્રાનિદ્રા. ઉભા રહેલ અને બેઠેલાને નિદ્રા આવે તે પ્રચલા. ચાલતાં જે નિદ્રા આવે તે પ્રચલાપ્રચલા.

**વિવેચન**—દર્શનાવરણ કર્મની ચાર પ્રકૃતિનું વર્ણન કર્યું, હવે બાકીની નિદ્રાદિ દર્શનાવરણની પાંચ પ્રકૃતિઓનું વર્ણન કરે છે–નિદ્રા સામાન્ય અવબોધને આવરે છે માટે તે દર્શનાવરણની પ્રકૃતિ છે, તેના પાંચ ભેદ છે, અને તે તીવ્ર તીવ્રતર દર્શનાવરણના ઉદયથી થાય છે.

**નિદ્રાઃ**–જે નિદ્રાની અવસ્થામાં પ્રાણી સહેલાઈથી જાગૃત થાય, બોલાવવાથી તરત ઉત્તર આપે તે નિદ્રા. તેના વિપાક વડે વેદવા લાયક કર્મપ્રકૃતિ પણ કારણ વિષે કાર્યનો ઉપચાર કરી નિદ્રા કહેવાય છે.

**નિદ્રાનિદ્રા**–પૂર્વોક્ત નિદ્રાથી અધિક વિપાક આપનાર તે નિદ્રાનિદ્રા. જે નિદ્રાની અવસ્થામાં સુતેલ પ્રાણી દુઃખથી જાગૃત થાય છે, કેમકે તેમા તીવ્ર આવરણના ઉદયથી ચૈતન્ય અતિ અસ્પષ્ટ થાય છે. તેના કારણભૂત કર્મપ્રકૃતિ તે નિદ્રાનિદ્રા.

**પ્રચલાઃ**–ઉભા રહેલને કે બેઠેલાને જે નિદ્રા પ્રાપ્ત થાય છે તે પ્રચલા, તેના કારણભૂત કર્મપ્રકૃતિ પણ પ્રચલા કહેવાય છે.

**પ્રચલાપ્રચલાઃ**–ચાલતાં ઉંઘ આવે તે પ્રચલાપ્રચલા. જેથી ઘોડા બળદ પ્રમુખ પ્રાણિઓ ચાલતાં ઉંઘે છે, તેના કારણભૂત કર્મપ્રકૃતિને પ્રચલાપ્રચલા કહેવાય છે.

હવે થિણદ્ધિ નિદ્રા તથા વેદનીય કર્મનું વર્ણન કરે છે–

दिणचिंतिअत्थकरणी थीणद्धी अद्धचक्किअद्धबला ।
महुलित्तखग्गधारालिहणं व दुहा उ वेयणीअं ॥ १२ ॥
दिनचिन्तितार्थकरणी स्त्यानर्द्धिरर्द्धचक्रचर्द्धबला ।
मधुलिप्तखड्गधारालेहनमिव द्विधा तु वेदनीयम् ॥

અર્થ—દિવસે ચિંતવેલ કાર્યને જે નિદ્રાવસ્થામાં કરે તે થીણદ્ધિ, તે નિદ્રામાં મનુષ્યને અર્ધ ચક્રવર્તિનું (વાસુદેવનું) અર્દ્ધ બલ હોય છે. મધથી ખરડાયલી ખડ્ગની ધારાને ચાટવા સરખું બે પ્રકારે વેદનીય કર્મ જાણવું.

વિવેચન—દિવસે કે ઉપલક્ષણથી રાત્રે ચિંતવેલા કાર્યને જે નિદ્રાઅવસ્થામાં મનુષ્ય કરે તે સ્ત્યાનર્દ્ધિ નિદ્રા કહેવાય છે. સ્ત્યાન-પિંડીભૂત થયેલ ઋદ્ધિ-શક્તિ જે અવસ્થામાં, અથવા પિંડરૂપ થયેલ છે ગૃદ્ધિ-લોલુપતા જેમાં તે સ્ત્યાનર્દ્ધિ કે સ્ત્યાનગૃદ્ધિ એવો તેનો શબ્દાર્થ છે, કારણ કે તે નિદ્રાની સાથે તીવ્ર મોહ અને ઉત્કટ શરીરબલનો સંબન્ધ છે. સ્ત્યાનર્દ્ધિ નિદ્રાના ઉદયે વર્તતો જીવ જે ચિંતિત કાર્ય કરે છે તેન સ્વપ્ન તુલ્ય માને છે. તેનું ઉદાહરણ નીચે પ્રમાણે—" કોઈ એક સાધુએ ભિક્ષાએ જતાં કોઈ ગૃહસ્થને ઘેર સુંદર મોદક જોયા; અને તેને ખાવાની તીવ્ર લાલસા-ઈચ્છા થઈ. ઘણીવાર સુધી તેને તાકી તાકીને તે જોઇ રહ્યો, પણ તેમાંથી એક પણ મોદક તેને મળ્યો નહિ. સાધુ તેજ ઇચ્છાએ રાત્રે સુતો. સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થયો. રાત્રે તે ગૃહસ્થને ઘેર જઇ બારણા તોડી મોદકો સ્વેચ્છાએ ખાધા, અને કેટલાએક પાત્રમાં ભરી સાથે લીધા, પછી ઉપાશ્રયે આવી પાત્ર પોતાને

સ્થાને મુકીને સુઇ ગયો. પ્રાતઃકાલે ઉઠી તેને સ્વપ્ન માનતા તેણે ગુરુની પાસે આલોચના લીધી. પડિલેહણ સમયે અન્ય સાધુએ પાત્રમાં મોદક જોયા. ગુરુએ સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય જાણ્યો અને વેષ ગ્રહણ કરી તેને રજા આપી.

"કોઈ એક સાધુને દિવસે એક હાથીએ બહુ હેરાન કર્યો. તે સાધુ નાસીને ઉપાશ્રયમાં પેસી ગયો, હસ્તીના તરફ તેને ઘણો જ ગુસ્સો થયો, તે ગુસ્સાના આવેશમાં રાત્રે સુતો, તેને થિણદ્ધિ નિદ્રાનો ઉદય થયો. ત્યાંથી ઉઠી તે બહાર નીકળ્યો, નગરના દરવાજા તોડી નાંખ્યા, અને બહાર જઈ પેલા હસ્તીને મારી તેના દંતૂશળ ઉખેડી ઉપાશ્રયના બારણા પાસે મુકયા. પ્રાતઃકાલે જાગૃત થયેલા તેણે 'આ સ્વપ્ન છે' એમ ધારી ગુરુ પાસે આલોચના લીધી. ગુરુએ હાથીના દાંત જોવાથી થિણદ્ધિ નિદ્રાનો ઉદય જાણ્યો, અને તેનો વેશ લઈ વિસર્જન કર્યો."

સ્ત્યાનર્દ્ધિ નિદ્રાના ઉદય સમયે વજ્રઋષભનારાચસંહનનવાળાને વાસુદેવનું અર્દ્ધ બલ પ્રાપ્ત થાય છે. તે શિવાય અન્યને વર્તમાન કાળના યુવાન પુરુષોથી આઠ ગણું બલ હોય છે. અન્યત્ર એમ પણ કહ્યુ છે કે-"થિણદ્ધી નિદ્રાના ઉદયમાં અતિસંકિલષ્ટ પરિણામથી દિવસે દેખેલું કાર્ય રાત્રે ઉઠીને કરે. તેને વાસુદેવનું અર્ધ બલ હોય. જ્યારે તે નિદ્રાનો ઉદય ન હોય ત્યારે પણ બીજા પુરુષોથી ત્રણ ચાર ગણું બળ હોય છે. આ નિદ્રા પ્રથમ સંઘયણવાળાને હોય છે."[1]

---

૧. જુઓ લોક પ્રકાશ મુદ્રિત. પૃ. ૫૮૫.

અંહીં દર્શનાવરણચતુષ્ક મૂલથી દર્શનલબ્ધિનો ઘાત કરે છે, અને નિદ્રાપંચક તો દર્શનાવરણચતુષ્ટયના ક્ષયોપશમથી પ્રાપ્ત દર્શનલબ્ધિનો ઘાત કરે છે. એ રીતે નવ પ્રકારનું દર્શનાવરણ કહ્યું.

હવે બે પ્રકારે વેદનીય કર્મ કહે છે—મધથી ખરડાયેલ તલવારની ધારને ચાટવા સરખો વેદનીય કર્મનો વિપાક છે. જેમ મધુલિપ્ત તલવારની ધાર ચાટતાં પ્રથમ મધનો મીષ્ટ સ્વાદ લાગે અને પછી તલવારની ધારથી જીભ છેદાય, તેમ વિષયોપભોગ કાલે જીવ સુખનો અનુભવ કરે, અને પછી તે વિષયના અભાવથી કે વિયોગથી દુઃખને અનુભવે. એ રીતે બન્ને પ્રકારે વેદનીય કર્મ જાણવું.

[ ગતિને આશ્રયી સાતા અને અસાતા વેદનીયનો વિપાક—મોહનીય કર્મના બે ભેદ. ]

ओसन्नं सुरमणुए सायमसायं तु तिरियनरएसु ।
मज्जं व मोहणीयं दुविहं दंसणचरणमोहा ॥ १२ ॥
ओसन्न सुरमनुजे सातमसात तु तिर्यङ्नरकेषु ।
मद्यमिव माहनीय द्विविधं दर्शनचरणमोहात् ॥

**અર્થઃ**—પ્રાયઃ દેવ અને મનુષ્યને વિષે સાતાવેદનીયનો ઉદય હોય છે. તિર્યંચ અને નરકને વિષે વિશેષતઃ અસાતાવેદનીયનો ઉદય હોય છે. મદિરાના સરખું મોહનીય કર્મ છે. તેના દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય—એ બે ભેદો છે.

**વિવેચનઃ**—અહીં 'ओसन्न' શબ્દ બાહુલ્ય અર્થનો વાચક છે. દેવો તથા મનુષ્યોને ઘણું કરીને સાતા વેદની-

યનો ઉદય હોય છે. પરન્તુ દેવોને ચ્યવન કાલે કે સ્ત્રીવિયોગાદિ કાળે અસાતાવેદનીયનો ઉદય હોય છે; અને મનુષ્યને વધ બન્ધન શોક રોગાદિ કષ્ટ વડે અસાતાવેદનીયનો ઉદય હોય છે. નારક અને તિર્યંચને પ્રાયઃ અસાતાવેદનીયનો ઉદય હોય છે. પણ નારકીને કવચિત્ તીર્થંકરના જન્મકલ્યાણકાદિ કાળે સાતાવેદનીયનો ઉદય હોય છે, અને તિર્યંચમાં ચક્રવર્તીઆદિના પટ્ટહસ્તિપ્રમુખને સાતાવેદનીયનો ઉદય હોય છે. તેમાં પણ દેવોને અધિક સાતાવેદનીયનો ઉદય હોય છે. તેનાથી મનુષ્યને ઓછો સાતાનો ઉદય હોય છે. નારકીને તીવ્ર અસાતાનો ઉદય છે, અને તેનાથી તિર્યંચોને ઓછો અસાતાનો ઉદય હોય છે.

હવે મોહનીયકર્મનું વર્ણન કરે છે–જેમ મદિરાપાનથી ઉન્મત્ત થયેલ પ્રાણી સારાસારના વિવેકથી ભ્રષ્ટ થાય છે; તેમ મોહનીય કર્મથી મૂઢ થયેલ પ્રાણી પારમાર્થિક હિતાહિતના વિવેકથી રહિત થાય છે; માટે મોહનીય કર્મ મદિરા સરખું કહ્યું છે. તેના બે ભેદ છે–દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીય. દર્શન–જીવાદિ સત્યતત્ત્વનું શ્રદ્ધાન કરવું તે સમ્યગ્દર્શન, તેને આવરે તે દર્શનમોહનીય. હિંસાદિ સાવદ્ય વ્યાપારનો સર્વથા ત્યાગ કરવો, અને અહિંસાદિ વ્રતોનું આચરણ કરવું તે ચારિત્ર, તેને આવરે તે ચારિત્રમોહનીય. દર્શનમોહનીય કર્મ સમ્યગ્દર્શનનું પ્રતિબન્ધક છે, અને ચારિત્રમોહનીય ચારિત્રનું પ્રતિબન્ધક છે.

[ યથાપ્રવૃત્તકરણ–અપૂર્વકરણ—અનિવૃત્તિકરણ—અંતરકરણ–શુદ્ધપુંજ—અર્ધવિશુદ્ધપુંજ—અશુદ્ધપુંજ. ]

હવે દર્શનમોહનીયના ત્રણ ભેદ કહે છે—

दंसणमोहं तिविहं सम्मं मीसं तहेव मिच्छत्तं ।
सुद्धं अद्धविसुद्धं अविसुद्धं तं हवइ कमसो ॥ १४ ॥
दर्शनमोहं त्रिविधं सम्यग् मिश्रं तथैव मिथ्यात्वम् ।
शुद्धमर्द्धविशुद्धमविशुद्धं तद् भवति क्रमशः ॥

અર્થ—દર્શનમોહનીય કર્મ ત્રણ પ્રકારે છે. સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય. તે અનુક્રમે મિથ્યાત્વમોહનીયના શુદ્ધ, અર્ધવિશુદ્ધ અને અવિશુદ્ધ દલિકરૂપ છે.

વિવેચન—સમ્યગ્દર્શન રૂપ વિશુદ્ધિના બલથી મિથ્યાત્વમોહનીય કર્મના ત્રણ પુંજ થાય છે, તેમાંના શુદ્ધ દલિક તે સમ્યક્ત્વમોહનીય. તે પુદ્ગલો શુદ્ધ થયેલ હોવાથી મિથ્યાત્વરૂપ વિકાર ઉત્પન્ન કરતાં નથી. અર્ધવિશુદ્ધ પુદ્ગલો તે મિશ્રમોહનીય; તે બરાબર શુદ્ધ નહિ હોવાથી કાંઈક મિથ્યાત્વરૂપ વિકાર ઉત્પન્ન કરે છે. સર્વથા અશુદ્ધ પુંજ તે મિથ્યાત્વમોહનીય; કેમકે તેનામાં મિથ્યાત્વરૂપ વિકાર કરવાનું સંપૂર્ણ સામર્થ્ય છે.

અહીં દર્શનમોહનીયકર્મની ત્રણ પ્રકૃતિઓનું સ્વરૂપ બરાબર સમજાવવા પ્રસંગાનુસાર સમ્યક્ત્વનું સ્વરૂપ પ્રદર્શિત કરીએ છીએઃ—અનાદિમિથ્યાદૃષ્ટિ સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્ત જીવ સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે પ્રથમ ત્રણ કરણ કરે છે. કરણ એટલે આત્માનો પરિણામ વિશેષ. તેના ત્રણ પ્રકાર છે. ૧. યથાપ્રવૃત્તકરણ, ૨. અપૂર્વકરણ, ૩. અનિવૃત્તિકરણ.

**યથાપ્રવૃત્તકરણઃ**–જે વિશુદ્ધ પરિણામથી આયુ શિવાય સાત કર્મની સ્થિતિ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમ સત્તામાં બાકી રહે તે યથાપ્રવૃત્તકરણ. તેનો કાળ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. અભવ્ય[1] જીવ પણ આ કરણ કરી શકે છે, અને બાકીના કરણો માત્ર ભવ્ય[2] જીવ કરે છે.

**અપૂર્વકરણઃ**–અનાદિ મિથ્યાદષ્ટિને અપૂર્વ (પૂર્વે નહિ પ્રાપ્ત થયેલ) એવા સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી અને સ્થિતિબંધનું કરવું તે અપૂર્વકરણ. યથાપ્રવૃત્તકરણ કર્યો પછી સમ્યક્ત્વ પામવાને યોગ્ય જીવ આ કરણમાં પ્રવેશ કરે છે. તેનો કાલ અન્તર્મુહૂર્તનો છે.

(૧) સ્થિતિઘાતઃ–સત્તામાં રહેલ સ્થિતિના અગ્ર ભાગથી જઘન્ય પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિનો ઘાત કરવો તે સ્થિતિઘાત. તેનો કાલ અન્તર્મુહૂર્તનો છે. અપૂર્વકરણમાં આવા હજારો સ્થિતિઘાત થાય છે.

(૨) રસઘાતઃ–જેનો સ્થિતિઘાત થાય છે તેવા સત્તામાં રહેલા અશુભપ્રકૃતિના રસનો અનન્તમો ભાગ બાકી રાખી બાકીના રસનો પ્રત્યેક અન્તર્મુહૂર્તે ઘાત કરવો તે રસઘાત.

(૩) ગુણશ્રેણીઃ–જેનો સ્થિતિઘાત થાય છે તે સ્થિતિખંડમાંથી કર્મ દલિકને ગ્રહણ કરી ઉદયસમયથી આરંભી અન્તર્મુહૂર્ત કાળમાં અસંખ્ય અસંખ્ય ગુણ પ્રક્ષેપ કરવો તે ગુણશ્રેણી.

---

૧ અભવ્ય-મુક્તિ ગમનને અયોગ્ય જીવ ૨. ભવ્ય મુક્તિ ગમનને યોગ્ય જીવ

(૪) અપૂર્વ સ્થિતિબંધઃ-પૂર્વ પૂર્વનાં સ્થિતિબંધથી પલ્યોપમને સંખ્યાતમે ભાગે હીન હીન સ્થિતિનો બંધ કરવો તે અપૂર્વ સ્થિતિબંધ.

આ સ્થિતિઘાતાદિ અપૂર્વકરણના પ્રથમ સમયથી પ્રવર્તે છે. સમયે સમયે અનંતગુણ વિશુદ્ધિ વધતી જાય છે. આ કરણમાં એક સાથે પ્રવેશ કરનાર જીવોના અધ્યવસાયમાં ઘણો ભેદ હોય છે. એક મન્દ વિશુદ્ધિવાળો હોય છે, ત્યારે એક ઉત્કૃષ્ટ વિશુદ્ધિમાં વર્તતો હોય છે. આ કરણમાં વર્તતો જીવ પોતાના અપૂર્વ પરિણામની વિશુદ્ધિથી મિથ્યાત્વ અને પ્રબલ રાગદ્વેષમય ગ્રન્થીનો ભેદ કરે છે.

અનિવૃત્તિકરણઃ-આ કરણમાં એક સમયે સાથે પ્રવેશ કરનાર જીવોના અધ્યવસાયમાં પરસ્પર ભેદ હોતો નથી. અહીંઆ સ્થિતિઘાતાદિ અપૂર્વ કરણની પેઠે જ પ્રવર્તે છે, માત્ર ભેદ એટલો જ કે અપૂર્વકરણમાં એક સાથે પ્રવેશ કરનાર જીવોના અધ્યવસાયમાં ભેદ હોય છે, તેમ અનિવૃત્તિકરણમાં હોતો નથી. તેનો કાલ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. હવે અનિવૃત્તિકરણનો સંખ્યાતમો ભાગ બાકી રહે છે ત્યારે મિથ્યાત્વની સ્થિતિના અંતરકરણનો પ્રારંભ થાય છે.

અંતરકરણઃ-મિથ્યાત્વના ઉદયનુ અંતર (આંતરૂ, વ્યવધાન) કરવું, ઉદયના સમયથી માંડી અન્તર્મુહૂર્તપ્રમાણ સ્થિતિ બાકી રાખી પછીના અન્તર્મુહૂર્તમાં વેદવા લાયક મિથ્યાત્વ દલિકના અભાવરૂપ અંતર કરવું તે અંતરકરણ. તેનો કાળ અન્તર્મુહૂર્તનો છે. આ કરણ અનિવૃત્તિ કરણના

કાળમાં થતું હોવાથી તેથી ભિન્ન ગણવામાં આવતું નથી. આ અંતરકરણની ઉત્પત્તિનો કાળ છે. જેમ પટની ઉત્પત્તિકાળે પટનો વ્યવહાર થાય છે, તેમ અંતરકરણની ઉત્પત્તિ કાળે પણ અંતરકરણનો વ્યવહાર થાય છે. વળી પટ ઉત્પન્ન થયા પછી અમુક કાળ સુધી રહે છે ત્યારે પણ પટનો વ્યવહાર થાય છે, તેવી રીતે અંતરકરણ ઉત્પન્ન થયા પછી અન્તર્મુહૂર્ત સુધી રહે છે ત્યારે પણ અંતરકરણ કહેવાય છે. અહીં સ્પષ્ટતા ખાતર તેના ક્રિયમાણ અંતરકરણ અને કૃત અંતરકરણ—એવા બે ભેદ પાડીશું. ઉદયના સમયથી આરંભી મિથ્યાત્વની અન્તર્મુહૂર્તની સ્થિતિ તે પ્રથમસ્થિતિ; પછીની અન્તર્મુહૂર્તની સ્થિતિ તે ક્રિયમાણ અંતરકરણની સ્થિતિ; તે પછી જે બૃહત્તર સ્થિતિ તે દ્વિતીયસ્થિતિ. હવે આ કરણમાં પ્રવેશ કરનાર ક્રિયમાણ અંતરકરણની સ્થિતિમાંથી મિથ્યાત્વમોહનીયના પુદ્ગલો ગ્રહણ કરી પ્રતિસમય મિથ્યાત્વની પ્રથમસ્થિતિમાં અને દ્વિતીય સ્થિતિમા નાંખે, તેવી રીતે પ્રતિસમય નાંખતાં નાંખતાં સર્વ દલિક ખાલી થાય, ત્યારે મિથ્યાત્વની પ્રથમ સ્થિતિ ઉદયમાં એક આવલિકા માત્ર બાકી રહે છે. જ્યારે એક આવલિકા સ્થિતિ ભોગવાઇ જાય છે, ત્યારે અન્તરકરણ પૂરૂં થાય છે. હવે અહીં ઉદયમાં મિથ્યાત્વનું દલ નહિ હોવાથી તેનો ઉદય બંધ પડે છે, તેથી તેને કૃત અંતરકરણ કહેવાય છે. તેને પ્રથમ સમયે જીવ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. અનિવૃત્તિકરણનો છેલ્લો સમય બાકી હોય છે ત્યારથી દ્વિતીયસ્થિતિમાં રહેલ મિથ્યાત્વમોહનીયના ત્રણ પુંજ થાય છે. ૧ શુદ્ધ પુંજ, ૨ અર્ધવિશુદ્ધ પુંજ, અને ૩ અશુદ્ધપુંજ.

શુદ્ધ પુંજઃ-મિથ્યાત્વમોહનીયના રસને ઘટાડી તેના એકસ્થાનક અને મન્દ દ્વિસ્થાનક રસવાળા જે પુદ્ગલો થાય છે તે શુદ્ધપુંજ. તેને સમ્યક્ત્વમોહનીય કહે છે. તેના ઉદયથી સત્ય તત્ત્વની રુચિનો નાશ થતો નથી.

અર્ધવિશુદ્ધ પુંજઃ—મિથ્યાત્વમોહનીયના મધ્યમ બે સ્થાનકરસવાળા પુદ્ગલો તે અર્ધવિશુદ્ધ પુંજ, તેને મિશ્ર-મોહનીય કહે છે. તેના ઉદયથી જીવને મિશ્ર રુચિ એટલે સત્ય તત્ત્વ તરફ એકાન્ત રુચિ કે અરુચિ હોતી નથી.

અશુદ્ધ પુંજઃ–નહિ શોધેલા એવા મિથ્યાત્વમોહ-નીયના પુદ્ગલો તે અશુદ્ધ પુંજ. તેને મિથ્યાત્વમોહનીય કહે છે. તેનો રસ તીવ્ર બે ઠાણીઓ ત્રણ ઠાણીઓ કે ચાર ઠાણીઓ હોય છે. તેના ઉદયથી સત્ય તત્ત્વ ઉપર રુચિ થતી નથી.

[ સમ્યગ્દર્શનનું સામાન્ય સ્વરૂપ–જીવાદિનવતત્ત્વનું સ્વરૂપ–ઔપશ-મિક ક્ષાયોપશમિક અને ક્ષાયિક સમ્યગ્દર્શનનું સ્વરૂપ. ]

હવે સમ્યગ્દર્શનનું સ્વરૂપ બતાવે છે—

जीअ-अजीअ-पुण्ण-पावा-सव-संवर-बंध-मुक्ख-निज्जरणा ।
जेणं सद्दहइ तयं सम्मं खइगाइबहुभेअं ॥ १५ ॥

जीवाजीवपुण्यपापास्रवसंवरबन्धमोक्षनिर्जरणानि ।
येन श्रद्धाति तत्सम्यक् क्षायिकादिबहुभेदम् ॥

અર્થઃ—જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, બન્ધ, મોક્ષ અને નિર્જરા એ નવ તત્ત્વોની જે વડે શ્રદ્ધા કરે, તે

તત્ત્વની રુચીને સમ્યગ્દર્શન કહે છે. તેના ક્ષાયિકાદિ બહુ ભેદ છે.

**વિવેચનઃ**—જીવાદિ નવ તત્ત્વની શ્રદ્ધા કે રુચિને સમ્યગ્દર્શન કહે છે, તેનું કારણ મિથ્યાત્વ મોહનીયનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ છે અને કાર્ય તત્ત્વ શ્રદ્ધાન છે.

જીવઃ–શુભાશુભ કર્મનો કર્તા, અને તેના ફલનો ભોક્તા, નરકાદિ ગતિમાં જનાર ચતન્યયુક્ત તે જીવતત્ત્વ. અહીં 'ચેતન્ય' જીવનું લક્ષણ છે. બાકીના વિશેષણો જીવનું સ્વરૂપ બતાવવા, અને અન્યદર્શનોએ 'કર્મનો અકર્તા ફલનો અભોક્તા નરકાદિગતિમાં નહિ જનાર' એવો આત્મા માનેલ છે તેનો વ્યવચ્છેદ (પૃથગ્ભાવ) કરવા માટે છે. આ લક્ષણ સંસારી જીવનું જાણવું, કેમકે ઉપરના વિશેષણો માત્ર સંસારી જીવને લાગુ પડે છે, પણ મુક્તાત્મા કર્મથી રહિત હોવાને લીધે તેને લાગુ પડતા નથી. મુક્ત અને સંસારી જીવનું 'ચૈતન્ય' એ સામાન્ય લક્ષણ છે.

અજીવઃ–ચેતન્યથી વિપરીત જડ સ્વભાવવાળો તે અજીવ તેના ધર્માસ્તિકાયાદિ પાંચ ભેદ છે.1

પુણ્યઃ–જેના ઉદયથી સુખનો અનુભવ થાય તેવા અશુભ કર્મના પુદ્ગલો તે પુણ્ય તત્ત્વ. તેના સાતાવેદનીયાદિ ભેદો જાણવા.

---

1. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય પુદ્ગલાસ્તિકાય અને કાલ.

**પાપઃ**-જેના ઉદયથી દુઃખનો અનુભવ થાય તેવા અશુભ કર્મના પુદ્ગલો તે પાપ. તેના અસાતાવેદનીયાદિ ભેદો જાણવા.

**આસ્રવઃ**-કર્મબંધના મિથ્યાત્વાદિ હેતુઓ તે આસ્રવતત્ત્વ, 'मिथ्यात्वाद्यास्तु हेतवः' મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ એ ચાર કર્મ બન્ધના હેતુઓ છે.1 તત્ત્વાર્થસૂત્રમાં 'પ્રમાદ' પણ કર્મબન્ધનો હેતુ કહ્યો છે. मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगा बन्धहेतवः (૮-૨) પણ અહીં તેનો કષાય અને યોગમાં યથાયોગ્ય અન્તર્ભાવ જાણવો.

**સંવરઃ**-જેથી આસ્રવનો નિરોધ થાય તે સંવર."*आस्रवनिरोधः संवर.*" સમિતિ, ગુપ્તિ, યતિધર્મ, અનુપ્રેક્ષા (ભાવના)

---

૧ ધર્માસ્તિકાય-જેમ માછલાને ગમનમા કારણ પાણી છે, તેમ જીવ અને પરમાણુ-પુદ્ગલને ગતિમા કારણભૂત ધર્માસ્તિકાય છે તે લોક વ્યાપી અને અરૂપી દ્રવ્ય છે

૨ અધર્માસ્તિકાય-જીવ અને પુદ્ગલની સ્થિતિમા કારણ અધર્માસ્તિકાય છે જીવ અને પરમાણુની લોકાકાશ જેટલા પરિમિત ક્ષેત્રમા ગતિ અને સ્થિતિ છે, પણ અનન્ત આકાશમા સર્વત્ર નથી, તેનુ કારણ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય-એ બે દ્રવ્યો છે

૩ આકાશાસ્તિકાય-જીવ અને પુદ્ગલને અવકાશ-જગા આપનાર આકાશ દ્રવ્ય છે

૪ પુદ્ગલાસ્તિકાય—પરમાણુ તથા પરમાણુના બનેલા દ્રવ્યને પુદ્ગલાસ્તિકાય કહે છે.

૫. કાલ—દ્રવ્યની પ્રતિસમય ભિન્ન ભિન્ન વર્તના (અવસ્થાઓ) કરવી તે કાલને આધીન છે આ પાચ અજીવ દ્રવ્ય છે

1 જિનેશ્વરે કહેલા જીવાદિ નવ તત્વ ઉપર શ્રદ્ધા ન કરવી તે મિથ્યાત્વ, હિંસાદિ પાપ કર્મથી અનિવૃત્તિ તે અવિરતિ, ક્રોધ, માન, માયા અને લોભ—એ ચાર કષાય, મન વચન અને કાયાની પ્રવૃત્તિ તે યોગ-એ ચાર કર્મ બંધનનું કારણ છે

પરિષહજય અને ચારિત્રવડે આસ્રવનો રોધ થાય છે માટે તે સંવર છે1.

---

1. સમિતિ પ્રમુખ સંવરના ૫૭ ભેદ છે તેમા સમિતિના પાંચ પ્રકાર છે.

૧. ઇર્યાસિમિતિ—કોઇ પણ જીવની હીસા ન થાય તેમ માર્ગ તરફ નીચી દૃષ્ટિ રાખી ચાલવું.

૨ ભાષાસમિતિ-સત્ય બોલવું. અસત્ય તેમજ નકામુ ન બોલવું.

૩. એષણાસમિતિ-દોષ રહિત આહારાદિ ગ્રહણ કરવા.

૪. આદાન નિક્ષેપણુસમિતિ--કોઇપણ જીવની હિંસા ન થાય તેવી રીતે વસ્તુ લેવી મુકવી.

પારિષ્ઠાપનિકાસમિતિ—જન્તુરહિત ભૂમિ ઉપર મલ મૂત્રાદિનો ત્યાગ કરવો.

ગુપ્તિના ત્રણ ભેદ છે–૧ મનોગુપ્તિ, ૨ વચનગુપ્તિ, ૩ કાયગુપ્તિ.

૧. મનોગુપ્તિ—મનના દુષ્ટ સંકલ્પનો ત્યાગ કરવો. ૨. વચનગુપ્તિ–દુષ્ટ વચન ન બોલવું અથવા મૌન ધારણ કરવું. ૩ કાયગુપ્તિ-શરીરની ચેષ્ટાનો ત્યાગ કરવો

યતિ ધર્મ દશ પ્રકારે છે,–૧ ક્ષમા, ૨. માનનો ત્યાગ, ૩ માયાનો ત્યાગ-સરલતા, ૪. મુક્તિ-નિર્લોભતા, ૫ તપ, ૬. સંયમ, ૭ સત્ય, ૮. શૌચ-વ્રતાદિમા દોષ ન લગાડવા, ૯ આકિંચન્ય-પરિગ્રહનો ત્યાગ, ૧૦ બ્રહ્મચર્ય.

ભાવનાના બાર ભેદ છે—૧ અનિત્ય, ૨. અશરણ, ૩. સંસાર, ૪. એકત્વ, ૫. અન્યત્વ, ૬ અશુચિત્વ, ૭ આસ્રવ, ૮ સંવર, ૯. નિર્જરા, ૧૦. લોકસ્વભાવ, ૧૧. બોધિ, ૧૨. ધર્મ ભાવના.

પરિષહજય—પરિષહ-કષ્ટ, તેના ઉપર વિજય મેળવવો. તે બાવીશ પ્રકારના છે-૧. ક્ષુધા, ૨. પિપાસા, ૩ શીત, ૪. ઉષ્ણ, ૫ દંશ-ડાંસ મચ્છર વગેરે, ૬. અચેલ-વસ્ત્રનો અભાવ, ૭ અરતિ-સંયમ માર્ગમા અપ્રીતિ,

બન્ધઃ—જીવ અને કર્મનો ક્ષીર નીર પેઠે પરસ્પર સંબંધ થવો તે બન્ધ. તેના પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, અનુભાગબંધ અને પ્રદેશબંધ એ ચાર ભેદ છે.[2]

નિર્જરાઃ—તપવડે બાંધેલા કર્મનો અંશથી ક્ષય કરવો તે નિર્જરા. 'बद्धस्य कर्मणः साटो यस्तु सा निर्जरा मता'। બાહ્ય[3] અને અભ્યંતર તપ વડે કર્મનો અંશતઃ ક્ષય થાય છે.

મોક્ષઃ—સમગ્રકર્મનો નાશ થવો, શરીરાદિનો અત્યંત વિયોગ થવો, જન્મ મરણાદિ બંધનોથી મુકાવું તે મોક્ષ. 'कृत्स्नकर्मक्षयो मोक्षः'

એ રીતે હેયોપાદેયની દૃષ્ટિથી જીવાદિ નવ તત્ત્વો કહ્યા છે, પરન્તુ વિભાગની દૃષ્ટિથી માત્ર જીવ અને અજીવ

---

૮. સ્ત્રી, ૯. ચર્યા-અપ્રતિબદ્ધવિહાર, ૧૦. નિષદ્યા-એકાન્ત વાસ, ૧૧. શય્યા પ્રતિકૂલ વસતિ, ૧૨ આક્રોશ, ૧૩ વધ-માર ખાવો, ૧૪. યાચના, ૧૫ અલાભ-ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિ, ૧૬ રોગ, ૧૭. તૃણસ્પર્શ-ડાભના આસનની તીક્ષ્ણ અણીનું ભોકાવું. ૧૮. મલ, ૧૯. સત્કાર, ૨૦. પ્રજ્ઞા, ૨૧. અજ્ઞાન, ૨૨. સમ્યગ્દર્શનપરિષહ-જૈન ધર્મમા અશ્રદ્ધા-અસ્થિરતા-એ બાવીશ પરિષહો છે. તેના ઉપર ભિક્ષુએ વિજય મેળવવો જોઇએ.

ચારિત્ર—ચારિત્રના પાચ પ્રકાર છે ૧, સામાયિક, ૨. છેદોપસ્થાપનીય, ૩. પરિહાર-વિશુદ્ધિ, ૪. સૂક્ષ્મ સંપરાય, ૫ યથાખ્યાત એ રીતે સંવર તત્ત્વના ૫૭ પ્રકાર થાય છે

2. વિશેષ માટે જુઓ ગા. ૨ નું વિવેચન.

3 બાહ્ય તપના ૭ પ્રકાર છે—૧. અનશન—આહારનો ત્યાગ, ૨. ઉનોદરિકા-પોતાના સ્વાભાવિક આહારથી ઓછો આહાર લેવો, ૩. વૃત્તિ સક્ષેપ-ખાવા, પીવા વગેરે પોતાને ઉપયોગમા આવતી વસ્તુઓને ઘટાડવી,

એ બે જ તત્ત્વો છે, બાકીના તત્ત્વોનો તેમાં સમાવેશ થાય છે. પુણ્ય અને પાપ એ કર્મના પુદ્ગલો હોવાથી તેનો અજીવમાં સમાવેશ થાય છે; આસ્રવ અને બન્ધ બન્ને નિશ્ચય નયથી કર્મની અવસ્થા છે, અને કર્મ અજીવ છે માટે તેનો અજીવમાં સમાવેશ થાય છે. વ્યવહાર નયથી તે જીવનો અશુદ્ધ પરિણામ હોવાથી જીવમાં પણ તેનો સમાવેશ થઈ શકે છે. સંવર નિર્જરા અને મોક્ષ એ જીવની વિશુદ્ધ અવસ્થા છે, માટે તેનો જીવમાં અન્તર્ભાવ થાય છે. એ રીતે જીવ અને અજીવ-એ બે તત્ત્વોમાં બાકીના તત્ત્વોનો સમાવેશ થાય છે. પરન્તુ બે તત્ત્વો કહેવાથી હેય ઉપાદેય તત્ત્વોનું જ્ઞાન થતું નથી, અને તેનું જ્ઞાન થયા શિવાય પરમ પ્રયોજનની સિદ્ધિ થતી નથી. હેયનો ત્યાગ અને ઉપાદેયનું ગ્રહણ કરવું તે જ્ઞાનનું પ્રયોજન છે, માટે નવ તત્ત્વોનું સ્વરૂપ બતાવ્યું છે. તે આ પ્રમાણે-અહીં મોક્ષ એ મુખ્ય ઉપાદેય તત્ત્વ છે, કેમકે સુખ, શાશ્વતપણું અને જ્ઞાન તે દરેક પ્રાણિનું અંતિમ ધ્યેય છે; મોક્ષ શિવાય તેનો અસં-

---

૪. રસ ત્યાગ-દૂધ દહીં મીઠાઇ-વગેરે માદક આહારનો ત્યાગ કરવો, ૫. કાયક્લેશ-શરીરને કષ્ટ આપવું, ૬. સંલિનતા-ઇન્દ્રિય કષાય અને યોગનો સંકોચ-નિગ્રહ કરવો.

આંતરની શુદ્ધિ સાથે અભ્યન્તર તપનો ખાસ સંબન્ધ છે. તેના ૭ પ્રકાર છે-૧ પ્રાયશ્ચિત્ત-કરેલા અપરાધને ગુરુસમક્ષ નિવેદન કરી તેણે આપેલી શિક્ષાને સહન કરી પુનઃ નહિ કરવાનો સંકલ્પ કરવો; ૨. વિનય-ગુણાધિકનું બહુમાન; ૩ વૈયાવૃત્ય-બાળ-વૃદ્ધ તથા રોગી સાધુ વગેરેની સેવા; ૪. સ્વાધ્યાય-જ્ઞાની પુરુષોના વચનનું મનન; ૫. ધ્યાન-ચિત્તની એકાગ્રતા; ૬. કાયોત્સર્ગ-શરીરના બાહ્ય વ્યાપારનો ત્યાગ કરી પરમેષ્ઠી નમસ્કારાદિનું ચિંતન કરવું.

ભવ છે. મોક્ષનું કારણ સંવર અને નિર્જરા તત્ત્વ છે, માટે તે પણ ઉપાદેય છે. સંવર અને નિર્જરાના કારણો મેળવી આપનાર તરીકે પુણ્ય પણ કથંચિત્ ઉપાદેય છે. કર્મનો બંધ હેય છે, કેમકે સર્વ દુઃખનું મૂળ કારણ છે. બંધનું કારણ-આસ્રવ છે માટે તે પણ ત્યાગ કરવા લાયક છે. પુણ્ય અને પાપ કર્મના બંધ રૂપ હોવાથી તે પણ હેય છે, આ પ્રકારે હેયોપાદેયની દૃષ્ટિથી જિનેંદ્રે નવ તત્ત્વનું સ્વરૂપ બતાવ્યું છે.

એ નવ તત્ત્વની રુચિરૂપ આત્મપરિણામ તે સમ્યગ્દર્શન. "तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्." તત્ત્વરૂપ પદાર્થની શ્રદ્ધા કરવી તે સમ્યગ્દર્શન તેના ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક ત્રણ ભેદ છે.

ઔપશમિકઃ-મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, અને સમ્યક્ત્વમોહનીયના અનુદયવડે પ્રકટ થયેલ તત્ત્વરુચિ તે ઔપશમિક સમ્યક્ત્વ, અહીં જેણે અનન્તાનુબંધી ચતુષ્કનો ક્ષય કર્યો છે અગર ઉપશમાવ્યા છે તેને અનન્તાનુબન્ધિ ચતુષ્કનો રસોદય અને પ્રદેશોદય હોતો નથી. અને બીજાને તેનો માત્ર પ્રદેશોદય હોય છે, પણ રસોદય હોતો નથી. ઔપશમિક સમ્યક્ત્વનું વિશેષ સ્વરૂપ પૂર્વની ગાથાના વિવેચનમાં બતાવ્યું છે ત્યાંથી જોઈ લેવું.

ક્ષાયોપશમિકઃ-મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીયના માત્ર પ્રદેશોદય વડે અને સમ્યક્ત્વમોહનીયના રસોદયવડે પ્રકટ થયેલ તત્ત્વરુચિ તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ.

અહીં જેણે અનન્તાનુબન્ધિ ચતુષ્કનો ક્ષય કર્યો નથી તેને માત્ર તેનો પ્રદેશોદય હોય છે, અને ઇતરને તેનો રસોદય અને પ્રદેશોદય બન્ને હોતો નથી. ઉપશમ સમ્યક્ત્વનો કાળ કાંઇક અધિક એક આવલિકા બાકી રહે ત્યારે બીજી મોટી સ્થિતિમાંથી મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યક્ત્વના દલિક ગ્રહણ કરી એક આવલિકા કાળમાં ગોઠવે છે. હવે માત્ર આવલિકા બાકી રહે ત્યારે જેને સમ્યક્ત્વપુંજનો ઉદય થાય તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. અથવા જેઓએ પૂર્વે ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે, અને સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય સત્તામાં નથી એવા મિથ્યાદૃષ્ટિ જીવો અપૂર્વ કરણ વડે ત્રિપુંજ કરે છે, અને ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે છે. જેઓને સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીય સત્તામાં છે તેઓ પણ અપૂર્વ કરણ વડે ત્રિપુંજ કરે છે અને શુદ્ધ પુંજનો ઉદય થવાથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.

ક્ષાયિકઃ—અનન્તાનુબન્ધિચતુષ્ક અને દર્શનમોહનીયત્રિકના ક્ષયથી પ્રકટ થયેલી શુદ્ધ તત્ત્વરુચિ તે ક્ષાયિકસમ્યક્ત્વ. ક્ષયોપશમસમ્યગ્દૃષ્ટિ પ્રથમ અનન્તાનુબન્ધિચતુષ્કનો ક્ષય કરી પછી દર્શનમોહનીયત્રિકનો ક્ષય કરે છે ત્યારે તેને ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. આ સમ્યક્ત્વ માત્ર વજ્રઋષભ નારાચ સંઘયણવાળા જિનકાલિક મનુષ્ય પ્રાપ્ત કરે છે.[૧]

એ રીતે ઉપર કહેલા ત્રણ પ્રકારના સમ્યક્ત્વ મુખ્ય છે. એ શિવાય બીજા ઘણા સમ્યક્ત્વના ભેદો છે, તેનો આ

૧. જુઓ કર્મ૦ પ્ર૦ ઉપ૦ ક૦ ગા૦ ૩૨

ત્રણ ભેદમાં યથાયોગ્ય સમાવેશ થાય છે. જેમ કે સમ્યક્ત્વમોહનીયના છેલ્લા સમયના પુદ્દગલોના ઉદયજન્ય તત્ત્વ રુચિ તે વેદક સમ્યક્ત્વ. આ સમ્યક્ત્વ ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં અન્તર્ગત છે. એ શિવાય મિશ્રમોહનીયના ઉદયવાળાને મિશ્રસમ્યક્ત્વ કહેવાય છે, પણ વાસ્તવિક રીતે તે સમ્યક્ત્વ નથી, કેમકે તેનું તત્ત્વરુચિ રૂપ લક્ષણ તેમાં ઘટતું નથી.

હવે મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીયનું સ્વરૂપ બતાવે છે—

मीसा न रागदोसो जिणधम्मे अंतमुहु जहा अन्ने ।
नालिअरदीवमणुणो मिच्छं जिणधम्मविवरीअं ॥ १६ ॥
( मिश्राद् न रागद्वेषौ जिनधर्मे अन्तमुर्हूर्तं यथाऽन्ने ।
नालिकेरद्वीपमनुजस्य मिथ्यात्वं जिनधर्मविपरीतम् ॥ )

અર્થઃ—મિશ્રમોહનીયના ઉદયથી જિનપ્રણીત ધર્મવિષે રુચિલક્ષણ રાગ તેમ અરુચિલક્ષણ દ્વેષ હોતો નથી. તેનો ઉદયકાલ માત્ર અન્તર્મુહૂર્તનો છે. જેમ ધાન્ય વિષે નાલિકેર દ્વીપના મનુષ્યને પ્રીતિ તેમ દ્વેષ હોતો નથી. મિથ્યાત્વમોહનીય જિનધર્મથી વિપરીતશ્રદ્ધારૂપ જાણવી.

વિવેચન—જ્યાં કેવળ નાલિએર થાય છે, તેવા દ્વીપમાં વસનાર મનુષ્યને ત્યાં ધાન્ય નિપજતું નહિ હોવાથી તેના સ્વાદનો અનુભવ હોતો નથી, તેથી તેને અન્નતરફ રૂચિ કે અરૂચિ થતી નથી, તેમ મિશ્રમોહનીયના ઉદયથી પ્રાણીને

જિનપ્રણીત તત્ત્વવિષયક રુચિ કે અરુચિ હોતી નથી. તેનો ઉદય માત્ર અન્તમુહૂર્ત સુધી રહે છે. પછી સમ્યક્ત્વનો વિશેષાંશ હોય તો સમ્યક્ત્વમોહનીય, અને મિથ્યાત્વનો વિશેષાંશ હોય તો મિથ્યાત્વમોહનીયનો ઉદય થાય છે. જિનપ્રણીત તત્ત્વ વિષે અશ્રદ્ધા-અરુચિ તે મિથ્યાત્વમોહનીય જાણવું. એ પ્રમાણે ત્રણ પ્રકારે દર્શનમોહનીયનું સ્વરૂપ કહ્યું.

હવે ચારિત્રમોહનીય કર્મનું વર્ણન કરે છે—

सोलस कसाय नव नोकसाय दुविहं चरित्तमोहणीयं ।
अण अप्पचक्खाणा पचक्खाणा य संजलणा ॥१७॥

षोडश कषाया नव नोकषाया द्विविधं चारित्रमोहनीयम् ।
अनन्ता अप्रत्याख्यानाः प्रत्याख्यानाश्च संज्वलनाः ॥

અર્થઃ—સોળ કષાય અને નવ નોકષાય-એ બે પ્રકારે ચારિત્રમોહનીય છે. અનન્તાનુબન્ધિ, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન-એ ચાર પ્રકારે ક્રોધાદિ કષાયો જાણવા.

વિવેચનઃ—ચારિત્રમોહનીય કર્મના બે ભેદ છે-કષાયમોહનીય અને નોકષાયમોહનીય. કષ-સંસાર, આય-લાભ, જેનાથી સંસારનો લાભ થાય તે કષાય; તેના ક્રોધ માન માયા અને લોભ એ ચાર પ્રકાર છે. ક્રોધ-અક્ષમા, માન-જાતિ બલ વગેરેથી ઉત્પન્ન થયેલ ગર્વ, માયા-કપટ—પારકાને છેતરવારૂપ પરિણામ;

લોભ—અસંતોષાત્મક અથવા આસક્તિરૂપ પરિણામ. તેના અનન્તાનુબન્ધિ વગેરે ચાર ભેદ છે; તેથી સોળ કષાયો થાય છે. કષાયની સાથે રહેનાર હાસ્યાદિ તે નોકષાય. તે નવ પ્રકારના છે. અહીં 'નો' શબ્દ સાહચર્ય વાચક છે.

" कषायसहवर्तित्वात् कषायप्रेरणादपि।
हास्यादिनवकस्योक्ता नोकषायकषायता " ॥

કષાયની સાથે રહેતા હોવાથી અને કષાયને ઉદ્દીપન કરવાથી હાસ્યાદિ નવ પ્રકૃતિને નોકષાય કહે છે.

હાસ્યાદિ નોકષાય આદિના બાર કષાયની સાથે રહે છે, કેમકે તેનો ક્ષય થયા પછી તરત નોકષાયનો ક્ષય થાય છે; માટે તે કષાયના સહચારી છે.

કષાય મોહનીયનું સ્વરૂપ બતાવે છેઃ-યદ્યપિ ક્રોધાદિ કષાયના તીવ્ર મન્દાદિરૂપે અસંખ્યાત ભેદ થાય છે. પરન્તુ તે લક્ષ્યમાં ન આવી શકે માટે તેના સ્થૂલ ચાર ભેદ પાડ્યા છે.

અનન્તાનુબન્ધીઃ-અનન્ત સંસારના કારણભૂત જે તીવ્રતર કષાય તે અનન્તાનુબન્ધી; તેને 'સંયોજના' પણ કહે છે. કારણ તે આત્માને અનન્ત સંસાર સાથે જોડે છે. તેના ક્રોધ માન માયા અને લોભ-એ ચાર પ્રકાર છે.

અપ્રત્યાખ્યાનઃ-જેના ઉદયથી સ્વલ્પ પણ વિરતિનો પરિણામ ન થાય એવો તીવ્ર કષાય તે અપ્રત્યાખ્યાન. તેને અપ્રત્યાખ્યાનાવરણ પણ કહે છે અહીંઆ 'અ' નો સ્વલ્પ અર્થ છે. स्वल्पमपि प्रत्याख्यानमावृण्वन्ति, દેશ વિરતિના પરિ-

ણામને પણ આવરે તે અપ્રત્યાખ્યાનાવરણ. અનન્તાનુબંધીની અપેક્ષાએ આ કષાય મંદ છે.

પ્રત્યાખ્યાનાવરણ:—હિંસાદિ પાપ વ્યાપારના સર્વથા ત્યાગ કરવા રૂપ પ્રત્યાખ્યાનને જે કષાય આવરે તે પ્રત્યાખ્યાનાવરણ. અપ્રત્યાખ્યાનાવરણની અપેક્ષાએ આ કષાય મન્દ હોવાથી તેનાં ઉદયથી દેશવિરતિના પરિણામનો ઘાત થતો નથી તેના ક્રોધાદિ ચાર ભેદ છે.

સંજ્વલન:—सम् ईपज्ज्वलयन्तीति सज्वलनाः—ચારિત્રવાળા યતિને પણ પરિષહાદિ પ્રાપ્ત થવાથી કાંઇક કષાયયુક્ત કરે તે સંજ્વલન. પ્રત્યાખ્યાનાવરણ કષાયથી આ સંજ્વલન કષાય ઘણો મન્દ છે. તેના ક્રોધાદિ ચાર પ્રકાર છે એ પ્રમાણે સોળ કષાય થયા.

[ કષાયોની સ્થૂલ વ્યવહાર નયને આશ્રયી સ્થિતિ—તેમનું નરકાદિ ગતિઓનું હેતુપણું તથા સમ્યક્ત્વાદિગુણોને ઘાત કરવાપણું ]

जाजीव-वरिम-चउमास-पक्खगा नरय-तिरिय-नर-अमरा ।
सम्मा-णु-सव्वविरइ-अहखायचरित्तघायकरा ॥१८॥

यावज्जीव—वर्ष—चतुर्मास-पक्षगा नरक-तिर्यग्-नरा-मराः ।
सम्यग-णु-सर्वविरति-यथाख्यातचारित्रघातकराः ॥

અર્થ:—અનન્તાનુબન્ધી આદિ કષાયો અનુક્રમે યાવજ્જીવ, વર્ષ, ચારમાસ અને પક્ષપર્યંત રહેવાવાળા; નરક તિર્યંચ મનુષ્ય અને દેવગતિનું કારણભૂત, સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ અને યથાખ્યાતચારિત્રનો ઘાત કરનારા છે.

**વિવેચનઃ**—અનન્તાનુબન્ધી કષાય યાવજ્જીવ પર્યન્ત, અપ્રત્યાખ્યાન કષાય વર્ષપર્યન્ત, પ્રત્યાખ્યાનાવરણ ચાર માસ પર્યન્ત અને સંજ્વલનકષાય પંદર દિવસ સુધી રહે છે. કષાયોની તીવ્રતા અને મન્દતા બતાવવા માટે સ્થૂલ વ્યવહારનયને આશ્રયી ઉપરની સ્થિતિનું કથન છે. કેમકે બાહુબલિને સંજ્વલન કષાય એક વર્ષ સુધી અને પ્રસન્નચંદ્ર રાજર્ષિને અનન્તાનુબન્ધી અન્તમુહૂર્ત કાળ રહ્યા છે. તે શિવાય અન્ય સાધુઓને આકર્ષાદિક પ્રસંગે પ્રત્યાખ્યાન, અપ્રત્યાખ્યાન અને અનન્તાનુબન્ધી કષાયની અન્તર્મુહૂર્તાદિ કાળની સ્થિતિ સંભવે છે. જેમ કોઇ મનુષ્યને અમુક નિમિત્તે કોઇ અન્ય માણસના ઉપર તીવ્ર ક્રોધ થયો, તે જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તેના અંતઃકરણમાંથી જતો નથી, તેવો તીવ્ર કષાય તે અનન્તાનુબન્ધી જાણવો. કોઇ માણસને માત્ર વર્ષ પર્યન્ત ક્રોધ રહે છે, વરસ પછી સાંવત્સરીક પ્રતિક્રમણ કાળે ક્ષામણા કરવાથી કે બીજી રીતે નાશ પામે છે. તેવો પૂર્વથી કાંઇક મન્દ તે અપ્રત્યાખ્યાનાવરણ. કોઇ મનુષ્યને ચાર માસ પર્યન્ત ક્રોધ રહે છે, ચાર માસ પછી ચાતુર્માસિક પ્રતિક્રમણ કરતાં ખમાવતાં નાશ પામે છે. તેવો પહેલાથી મન્દ કષાય તે પ્રત્યાખ્યાનાવરણ. કોઇ જીવને પક્ષ સુધી ક્રોધ રહે છે, પછીથી પાક્ષિક પ્રતિક્રમણ કાળે સર્વ જીવને ખમાવતાં નાશ પામે છે. તેવો પૂર્વથી મન્દ કષાય તે સંજ્વલન. આવી રીતે સહેલાઈથી કષાયોની તીવ્રતા અને મન્દતા પરસ્પર જણાવવી એવું તાત્પર્ય આ સ્થિતિ કથનનું હોય તેમ સંભવિત છે. અન્યથા ઉપર કહેલી સ્થિતિની સાથે કષાયોનો સંબન્ધ કોઇ પણ રીતે ઘટી શકતો નથી.

અનન્તાનુબન્ધિ કષાય નરકનો હેતુ, અપ્રત્યાખ્યાનાવરણ કષાય તિર્યંચગતિનો હેતુ, પ્રત્યાખ્યાનાવરણ કષાય મનુષ્ય ગતિનો હેતુ અને સંજ્વલન કષાય દેવગતિનો હેતુ છે. આ કથન પણ પૂર્વની માફક કષાયોની તીવ્રતા મન્દતા સમજાવવા વ્યવહાર નયની અપેક્ષાએ છે; કેમકે અનન્તાનુબન્ધિ કષાયને ઉદયે વર્તમાન જીવ ચાર ગતિના આયુષ્યનો બંધ કરી ચારે ગતિમાં ગમન કરે છે. પરન્તુ એટલી વિશેષતા છે કે તીવ્ર અનન્તાનુબન્ધી કષાયના ઉદયે વર્તતો જીવ નરકાયુષનો બંધ કરી નરકગતિમાં જાય છે. હવે અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય અવિરતિ સમ્યગ્દૃષ્ટિને હોય છે તે માત્ર મનુષ્યાયુ, દેવાયુ અને તેની ગતિનો બંધ કરે છે, પણ નરકાયુ કે તિર્યંચાયુ અને તેની ગતિનો બંધ કરતો નથી. તેમજ પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય દેશવિરતિને હોય છે. તે માત્ર દેવાયુ અને દેવગતિનો બંધ કરે છે પણ મનુષ્યાયુ અને મનુષ્યગતિનો બંધ કરતો નથી. સંજ્વલનકષાયનો ઉદય સંયત સાધુને હોય છે, તે દેવાયુ અને દેવગતિનો બંધ કરે અથવા ન પણ કરે તેથી અનન્તાનુબન્ધ્યાદિક કષાયો નરકાદિક ગતિના કારણ છે તે સ્થૂલ દૃષ્ટિથી કહેલું છે.

અનન્તાનુબન્ધી કષાય સમ્યક્ત્વનો, અપ્રત્યાખ્યાનાવરણ દેશવિરતિનો, પ્રત્યાખ્યાનાવરણ સર્વવિરતિનો અને સંજ્વલન યથાખ્યાત ચારિત્રનો ઘાત કરે છે; કેમકે અનન્તાનુબન્ધી કષાયને ઉદયે ક્ષાયિક ક્ષાયોપશમિક કે ઔપશમિક કોઇ પણ સમ્યક્ત્વ હોતું નથી. અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદ-

ચથી દેશવિરતિ હોતી નથી, પણ સમ્યક્ત્વ સંભવે છે. પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયે સર્વવિરતિપણું હોતું નથી, પણ દેશવિરતિનો સંભવ છે. સંજ્વલન કષાયના ઉદયથી મોહના ઉદયના અભાવરૂપ યથાખ્યાત ચારિત્ર હોતું નથી, પણ સર્વવિરતિ હોય છે.

જલરેખાદિના દૃષ્ટાન્તથી ક્રોધાદિનું સ્વરૂપ બતાવે છે.-

जल-रेणु-पुढवि-पव्वय-राईसरिसो चउव्विहो कोहो ।
तिणिसलया-कट्ठ-ट्ठिय-सेलत्थंभोवमो माणो ॥ १९ ॥
जल-रेणु-पृथिवी-पर्वतराजिसदृशश्चतुर्विध. क्रोधः ।
तिनिशलता-काष्ठा-स्थिक-शैलस्तम्भोपमो मानः ॥

અર્થ:-જલરેખા સમાન, રેતીમાં કરેલી રેખા સમાન, પૃથ્વીની રેખાસમાન, અને પર્વતની રેખાસમાન-એ ચાર પ્રકારનો ક્રોધ જાણવો. નેતરની સોટી સમાન, કાષ્ઠસમાન, અસ્થિ સમાન અને પત્થરના સ્તંભસમાન અનુક્રમે ચાર પ્રકારનો માન જાણવો.

વિવેચન:-જેમ લાકડી વતી જલમાં રેખા દોરીએ તો તે રેખા તરત મટી જાય છે. તેમ સંજ્વલન ક્રોધ મન્દ હોવાથી તુરત નિવૃત્ત થાય છે; માટે તે જલરેખાસમાન જાણવો. રેતીમાં કરેલ રેખા જરા પવન વાતા નિવૃત્ત થાય છે, તેમ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ સંજ્વલનની અપેક્ષાએ તીવ્ર હોવાથી કાંઈક વિલંબે શાન્ત થાય છે, માટે તે રેતીની રેખાસમાન જાણવો. પૃથ્વીમાં પડેલી ફાટ કાદવના પુરાવાથી

લાંબા કાળે દૂર થાય છે, તેમ અપ્રત્યાખ્યાનાવરણ કષાય તીવ્રતર હોવાથી મુશ્કેલીથી બહુ વિલંબે દૂર થાય છે; માટે તે પૃથ્વીની રેખા સમાન જાણવો. પર્વતમાં પડેલી ફાટ કોઇ પણ રીતે દૂર થતી નથી, તેમ અનન્તાનુબન્ધિ ક્રોધ કોઈ પણ રીતે શાન્ત થતો નથી; માટે તે પર્વતની રેખા સમાન જાણવો. ક્રોધનો વિઘટન–ભિન્નતા કરવાનો સ્વભાવ છે, માટે જલરેખા સમાન રેણુરેખા સમાન વગેરે યોગ્ય દૃષ્ટાન્તોથી સરખામણી કરેલ છે. જેમ જલમાં લાકડીવતી રેખા દોરવાથી ભિન્નતા થાય છે અને તે તરતજ નિવૃત્ત થાય છે, તેમ સંજ્વલન કષાયના ઉદયથી થયેલ ભિન્નતા તરત દૂર થાય છે. પર્વતમાં પડેલી ફાટ કોઈ રીતે દૂર થતી નથી, તેમ અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી અંતઃકરણમાં થયેલી ભિન્નતા કોઇ પણ રીતે દૂર થતી નથી.

માનનો અનમન સ્વભાવ છે, જેમ નેતરની લતા સહેલાઈથી નમે છે, તેમ જીવ સંજ્વલનમાનના ઉદયજન્ય આગ્રહને તરત છોડી દઈ નમે છે; માટે સંજ્વલન માન નેતરની લતા સમાન જાણવો. જેમ કાષ્ઠ પાણીમાં પલાળવા પ્રમુખ ઉપાયોથી મુસીબતે નમે છે, તેમ પ્રત્યાખ્યાનાવરણ માનના ઉદયથી જીવ જરા મુશ્કેલીથી નમે છે, માટે પ્રત્યાખ્યાનાવરણમાન કાંષ્ઠસમાન છે. જેમ હાડકું બહુ ઉપાયોથી મહા કષ્ટે નમે છે; તેમ અપ્રત્યાખ્યાન માનના ઉદયથી જીવ બહુ મુશ્કેલીથી નમે છે; માટે અસ્થિના સમાન અપ્રત્યાખ્યાનાવરણ માન જાણવો. જેમ પત્થરનો સ્તંભ કોઇપણ

રીતે નમે નહિ તેમ અનન્તાનુબન્ધી માનના ઉદયથી પ્રાણી બહુ ઉપાય કર્યો છતાં નમતો નથી માટે પત્થરના સ્તંભ સરખો અનન્તાનુબન્ધિમાન જાણવો.

मायाऽवलेहि–गोमुत्ति–मिंढसिंग–घणवंसिमूलसमा ।
लोहो हलिद्द–खंजण -कद्दम–किमिरागसामाणो ॥२०॥

मायाऽवलेखिका–गोमूत्रिका–मेषशृङ्ग–घनवंशीमूलसमा ।
लोभो हरिद्रा–खञ्जन–कर्दम–कृमिरागसमानः ॥

**અર્થ**:-વાંસ વગેરેની છાલ, ગોમૂત્રિકા, ઘેટાનુ શિંગડું અને કઠણ વાંસના મૂળ સરખી ( સંજ્વલનાદિની ) માયા જાણવી. હલદરનો રંગ, ખંજન, કીચડ અને કૃમિરંગ સમાન ( સંજ્વલનાદિ ) લોભ જાણવો.

**વિવેચન**:-માયાનો વક્ર સ્વભાવ છે. જેમ વાંસની છાલ વક્ર હોય છે, પરન્તુ કોમલ હોવાથી તરત સિધી થઇ જાય છે, તેમ સંજ્વલન માયાના ઉદયથી ઉત્પન્ન થયેલી વક્રતા તરત જ દૂર થાય છે; માટે સંજ્વલન માયા વાંસની છાલ સમાન કહી છે. ગોમૂત્રિકા વક્ર હોય છે, તેની વક્રતા જરા વિલંબે દૂર થાય છે, તેમ પ્રત્યાખ્યાનાવરણી માયાના ઉદયથી થયેલી વક્રતા થોડે પ્રયત્ને દૂર થાય છે માટે ગોમૂત્રિકાસમાન પ્રત્યાખ્યાનાવરણી માયા જાણવી. જેમ મેંઢાના શૃંગની વક્રતા મહા કષ્ટથી દૂર કરી શકાય છે, તેમ અપ્રત્યાખ્યાનાવરણી માયાજન્ય વક્રતા મહા મુસીબતથી દૂર કરાય છે માટે મેષશૃંગસમાન અપ્રત્યાખ્યાનાવરણી માયા જાણવી. વાંસનું મૂળ ઘણું કઠણ અને વક્ર હોય છે, કોઈ પણ પ્રયત્નથી તે

સિધુ થઇ શકે નહિ, તેમ અનન્તાનુબન્ધિની માયાથી ઉત્પન્ન થયેલી કુટિલતા કોઇ પણ રીતે દૂર ન થાય માટે કઠણ વાંસના મૂળ સમાન અનન્તાનુબંધિની માયા જાણવી.

લોભનો રક્ત થવાનો સ્વભાવ છે. જેમ હલદરનો રંગ જલ્દી ઉડી જાય છે, તેમ જે લોભના ઉદયથી થયેલો રાગ-આસક્તિ તરત નિવૃત્ત થાય તે હરિદ્રા સમાન સંજ્વલન લોભ જાણવો. જેમ દીવાની મેષ વગેરે વસ્ત્રને લાગી હોય તો પ્રયત્નથી દૂર થાય છે, તેમ જે લોભજન્ય આસક્તિ જરા મુશ્કેલીથી દૂર થાય તે ખંજન સમાન પ્રત્યાખ્યાનાવરણ લોભ સમજવો. જેમ નગરની ખાળનો ચીકણો કીચડ વસ્ત્રાદિને લાગ્યો હોય તો મહા પ્રયત્ને દૂર કરાય, તેમ જે લોભ ઘણા પ્રયત્ને નિવૃત્ત થાય તે કર્દમ સમાન અપ્રત્યાખ્યાનાવરણ લોભ જાણવો. વસ્ત્રને લાગેલ કૃમિરંગ કોઈ પણ પ્રકારે દૂર ન થઈ શકે તેમ જે લોભ કોઇ પણ રીતે નિવૃત્ત ન થાય તે કૃમિરંગસમાન અનન્તાનુબન્ધી લોભ જાણવો.

એ પ્રમાણે કષાયમોહનીયનું સ્વરૂપ કહ્યું, નોકષાયના બે ભેદ છે. હાસ્યાદિષટ્ક અને વેદત્રિક. તેમાં પ્રથમ હાસ્યાદિષટ્કનું સ્વરૂપ વર્ણવે છે—

जस्सुदया होइ जीए हास रइ अरइ सोग भय कुच्छा ।
सनिमित्तमन्नहा वा तं इह हासाइमोहणीयं ॥ २१ ॥

यस्योदयाद् भवति जीवे हास्यो रतिररतिः शोको भयं जुगुप्सा ।
सनिमित्तमन्यथा वा तदिह हास्यादिमोहनीयम् ॥

અર્થઃ—જેના ઉદયથી કોઇ પણ નિમિત્તથી કે નિમિત્ત વિના હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને જુગુપ્સા થાય તે અહીં હાસ્યાદિ મોહનીય જાણવું.

**વિવેચનઃ**—જેના ઉદયથી દર્શન, શ્રવણ અને ભાષણરૂપ બાહ્યનિમિત્તથી કે બાહ્યનિમિત્ત શિવાય સ્મરણ માત્રથી હાસ્ય થાય તે હાસ્યમોહનીય. ઠાણુંગસૂત્રમાં કહ્યું છે-કે" चउहिं ठाणेहिं हासुप्पत्ती सिया । तजहा--पासित्ता, २ भासित्ता, ३ सुणित्ता. ४ समारित्ता ॥" ચાર સ્થાનકે હાસ્યની ઉત્પત્તિ થાયછે. દર્શનથી, ભાષણથી, શ્રવણથી અને સ્મરણથી. અહીં દર્શન, ભાષણ અને શ્રવણ બાહ્ય કારણ છે અને સ્મરણ અભ્યંતર કારણ છે. જેના ઉદયથી સનિમિત્ત કે નિર્નિમિત્ત બાહ્યાભ્યંતર વસ્તુ વિષે પ્રીતિ થાય તે રતિમોહનીય. જેના ઉદયથી અપ્રીતિ થાય તે અરતિમોહનીય.

પ્રીતિ સુખ રૂપ અને અપ્રીતિ દુઃખ રૂપ છે, તેથી વેદનીય કર્મમાં તેનો સમાવેશ થઈ શકે, તો રતિ અને અરતિ મોહનીય માનવાનું કાંઇ પ્રયોજન નથી. આ શંકા અયુકત છે, કેમકે વેદનીય કર્મ વડે સુખ અને દુઃખના કારણો પ્રાપ્ત થાય છે, પણ સુખના કારણોમાં પ્રીતિ અને દુઃખના કારણોમાં અપ્રીતિ થવી તે રતિ અરતિ મોહનીયનો વ્યાપાર છે.

જેના ઉદયથી પ્રિયના વિયોગાદિ નિમિત્તે આક્રંદન કરે, પૃથ્વીપર આળોટે, દીર્ઘ નીસાસો મૂકે તે શોકમોહનીય. જેના ઉદયથી સનિમિત્ત કે નિમિત્ત વિના સંકલ્પ માત્રથી ભય પામે તે ભયમોહનીય.

ભય સાત પ્રકારના કહેલા છેઃ—૧. મનુષ્યને મનુષ્યથી ભય થાય તે ઇહલોક ભય. ૨. મનુષ્યને પશુ આદિકનો કે નરકાદિગતિનો ભય તે પરલોક ભય. ૩ દ્રવ્યાદિના હરણનો ભય તે આદાન ભય. ૪. પોતાના ઉપર વિદ્યુત્પાતનો કે ઘર વગેરે પડવાનો ભય તે અકસ્માદ્ ભય. ૫. જીવિકાનો ભય તે આજીવિકા ભય. ૬. મૃત્યુનો ભય તે મરણ ભય. ૭. અપયશનો ભય તે અશ્લાઘા ભય.

જેના ઉદયથી શુભ કે અશુભ વસ્તુ વિષયક જુગુપ્સા થાય તે જુગુપ્સા મોહનીય. એ રીતે હાસ્યાદિ ષટ્કનું સ્વરૂપ બતાવ્યું.

હવે ત્રણ વેદનુ સ્વરૂપ વર્ણવે છેઃ—

पुरिसि–त्थी- तदुभयं पइ अहिलासो जव्वसा हवइ सो उ ।
थी-नर-नपुवेउदओ फुंफुम-तण-नगरदाहसमो ॥ २२ ॥

पुरुष–स्त्री-तदुभय प्रत्यभिलाषो यद्वशाद् भवति स तु ।
स्त्री-नर-नपुंसकवेदोदय. फुंफुमा–तृण-नगरदाहसमः ॥

અર્થઃ–પુરુષ, સ્રી અને તે બન્નેના પ્રતિ અભિલાષ જે કર્મના વશથી થાય તે અનુક્રમે સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુસકવેદ જાણવો તેનો ઉદય છાણનાં, તૃણના અને નગરના અગ્નિ સમાન છે.

સ્રીવેદ–જેમ પિત્તના પ્રકોપથી મીષ્ટ પદાર્થ ખાવાની ઇચ્છા થાય, તેમ જેના ઉદયથી પુરુષના પ્રતિ અભિલાષા થાય તે છાણના અગ્નિ સરખો સ્રીવેદનો ઉદય જાણવો જેમ

છાણાનો અગ્નિ ફેરવવાથી વધે છે, તેમ પુરુષના સ્પર્શાદિથી સ્ત્રીને અધિક અભિલાષા થાય છે; પુરુના સ્પર્શાદિક વિના ભસ્મથી ઢાંકેલ છાણાના અગ્નિસમાન સ્ત્રીવેદનો ઉદય મન્દ હોય છે.

**પુરુષવેદઃ**-જેના ઉદયથી સ્ત્રી પ્રતિ મૈથુનનો અભિલાષ થાય તે પુરુષવેદ જાણવો. તેનો ઉદય તૃણના અગ્નિ સમાન છે. જેમ તૃણનો અગ્નિ એકદમ થાય છે, અને શીઘ્ર શાંત થાય છે, તેમ પુરુષવેદના ઉદયથી સ્ત્રીના પ્રતિ અધિક ઉત્સુકતા થાય છે અને સ્ત્રી સેવન પછી તરત જ શાન્ત થાય છે.

**નપુંસકવેદઃ**-જેના ઉદયથી સ્ત્રી અને પુરુષ બન્નેના પ્રતિ અભિલાષા થાય તે નપુંસક વેદ જાણવો. તે નગરદાહના સરખો છે. જેમ શહેરમા આગ લાગે અને તે લાંબા કાળ સૂધી બળ્યા કરે, તેમ નપુંસકવેદના ઉદયથી પુરુષ સ્ત્રી-બન્નેના પ્રતિ તીવ્ર અભિલાષા થાય અને તે લાંબા કાળે પણ નિવૃત ન થાય. એ રીતે અઠ્યાવીશ પ્રકારે મોહનીય કર્મ કહ્યું.

હવે આયુષ્કર્મના દેવાદિ ચાર પ્રકાર, અને નામ કર્મના ભેદોનું વર્ણન કરે છેઃ—

सुर-नर-तिरि नरयाऊ हडिसरिसं नामकम्म चित्तिसमं।
बायाल-तिनवइविहं तिउत्तरसयं च सत्तट्ठी ॥ २३ ॥

सुर-नर तिर्यग्-नरकायुर्हडिसदृशं नामकर्म चित्रिसमम् ।
द्विचत्वारिंशत्-त्रिनवतिविधं त्र्युत्तरशत च सप्तषष्टिः ॥

**અર્થઃ**-દેવાયુ, મનુષ્યાયુ, તિર્યંચાયુ અને નરકાયુ-એ

રીતે ચાર પ્રકારે આયુષ્ કર્મ છે, અને તે હડિ ( હેડ ) ના સરખું છે. નામકર્મ ચિતારા સમાન છે તેના બેતાળીશ, ત્રાણું, એકસો ત્રણ અને સડસઠ પ્રકાર છે.

આયુષ્:-જે કર્મના ઉદયથી પ્રાણી જીવે, અને જેના ક્ષયથી મરણ પામે તે આયુષ્કર્મ. તે હેડના સમાન છે. જેમ કોઈ ગુન્હેગારને અમુક મુદતની હેડની સજા કરી હોય, અને જ્યાં સૂધી સજાની મુદત પૂરી ન થાય ત્યાં સુધી તે હેડમાંથી નીકળી શકે નહિ, તેમ જ્યાં સૂધી આયુષ્ પૂરૂં ન થાય ત્યા સૂધી આત્મા આ સ્થૂલ શરીરનો ત્યાગ ન કરી શકે.

સામાન્ય રીતે આયુષ્ બે પ્રકારનું છે—અપવર્તનીય અને અનપવર્તનીય. ચિન્તાદિક આંતર કારણ કે વિષશસ્ત્રાદિ બાહ્ય કારણથી લાબા કાળ સૂધી ભોગવવા લાયક આયુષ્ થોડા કાળમાં ભોગવાય તે અપવર્તનીય, અને જેટલા કાળમાં ભોગવવા લાયક હોય તેટલા જ કાળમા ભોગવાય પણ તેમા ન્યૂનતા ન થાય તે અનપવર્તનીય દેવ, નારક, ચરમ શરીરી, ઉત્તમ પુરુષ–તીર્થંકર, ચક્રવતી, વાસુદેવ, બલદેવ અને અસખ્ય વર્ષના આયુષ્વાળા મનુષ્ય અને તિર્યંચનું અનપવર્ત્તનીય આયુષ્ હોય છે; અને તે શિવાય બાકીના જીવોનું અપવર્તનીય અને અનપવર્તનીય બન્ને પ્રકારનું આયુષ હોય છે. તેના ચાર પ્રકાર છે. દેવાયુ, મનુષ્યાયુ, તિર્યંચાયુ અને નરકાયુ.

સુરાયુઃ- સુર-દેવ, सुरन्ति सहजशरीरकान्त्या दीप्यन्ते इति सुराः જે સહજ શરીરની કાન્તિથી શોભે તે સુર જેમાં

પ્રાયઃ શારીરિક અને માનસિક સુખ છે એવી દેવગતિને વિષે જેના ઉદયથી સ્થિતિ થાય તે સુરાયુ. આત્માની મનુષ્ય અને તિર્યંચગતિ શિવાય દેવ અને નરક એવી બે અવસ્થાઓ છે, જે અવસ્થામાં પ્રાયઃ સુખનો જ અનુભવ થાય તે સ્વર્ગ, અને પ્રાયઃ દુઃખનો જ અનુભવ થાય તે નરક. જે પ્રાણીનું અતિ ઉગ્ર પુણ્ય અને ઉગ્ર પાપ હોય છે, કે જેનું ફલ મનુષ્ય કે તિર્યંચની અવસ્થામાં ભોગવી શકાય નહિ માટે સ્વર્ગ અને નરક માનવાની આવશ્યકતા છે.

નરાયુઃ-નર એટલે મનુષ્ય. नृणन्ति वस्तुतत्त्वमिति नराः જે વિવેકથી વસ્તુ તત્ત્વનો નિશ્ચય કરે તે નર. જેના ઉદયથી શારીરિક માનસિક સુખ દુઃખ યુક્ત :મનુષ્યગતિમાં સ્થિતિ થાય તે નરાયુ.

તિર્યગાયુઃ-જેના ઉદયથી ક્ષુધા પીપાસા શીત આતપાદિ દુઃખયુક્ત તિર્યંચપણામાં સ્થિતિ થાય તે તિર્યંચાયુ.

નરકાયુઃ-જેના ઉદયથી તીવ્ર શીત ઉષ્ણાદિ વેદના યુક્ત નરકમાં દીર્ઘકાળ સુધી સ્થિતિ થાય તે નરકાયુ.

નામકર્મઃ-ગતિ જાતિ વગેરે અનેક પ્રકારના શરીરાશ્રિત પર્યાયનું કારણ તે નામ કર્મ. તે ચિત્રકાર સમાન છે. જેમ ચિત્રકાર અનેક પ્રકારના પુરુષ, સ્ત્રી, ગાય, ભેંસ વિગેરે રૂપો ચિતરે છે; તેમ નામકર્મ જીવના અનેક વિધ દેવ, મનુષ્ય, તિર્યંચ, નારક વગેરે રૂપો કરે છે. તેના બેંતાળીશ. ત્રાણું, એકસો ત્રણ અને સડસઠ પ્રકાર છે.

હવે નામકર્મના બેંતાળીશ ભેદ કહેવા માટે પ્રથમ ચૌદ પિંડપ્રકૃતિ કહે છેઃ-

**गई–जाइ–तणु–उवंगा बंधण–संघायणाणि संघयणा ।**
**संठाण-वण्ण-गंध-रस-फास–अणुपुव्वी-विहगगई ॥ २४ ॥**

गति-जाति-तनू-पाङ्गानि बन्धन-संघातनानि संहननानि ।
संस्थान-वर्ण–गन्ध–रस–स्पर्शा–नुपूर्वी–विहगगतयः ॥

**અર્થઃ**—ગતિનામ, જાતિનામ. શરીરનામ, અંગોપાંગનામ, બંધનનામ, સંઘાતનનામ, સંહનનનામ, સસ્થાનનામ, વર્ણ-નામ, ગન્ધનામ, રસનામ, સ્પર્શનામ, આનુપૂર્વી નામ, અને વિહાયોગતિ નામ-એ નામકર્મની ચૌદ પિંડ-પ્રકૃતિ જાણવી.

૧. **ગતિનામ**-જે કર્મના ઉદયથી દેવ નારક વગેરે અવસ્થા પ્રાપ્ત થાય તે ગતિનામ.

૨. **જાતિનામઃ**-એકેન્દ્રિયાદિ શબ્દનું પ્રવૃત્તિ નિમિત્ત, વિવિધ પ્રકારના એકેન્દ્રિયાદિ જીવોમાં સમાન પરિણામની પ્રાપ્તિ તે જાતિ, તેનું કારણભૂત કર્મપ્રકૃતિ તે જાતિનામકર્મ.

૩. **શરીરનામ**-જે કર્મના ઉદયથી ઔદારિકાદિ શરીરની પ્રાપ્તિ થાય તે શરીરનામ.

૪. **અંગોપાંગનામઃ**-જેના ઉદયથી શરીરરૂપે ગ્રહણ કરેલા પુદ્ગલોનો અંગ અને ઉપાંગરૂપે પરિણામ થાય તે અંગોપાંગનામ

૫. **બન્ધનનામ**-જેના ઉદયથી ઔદારિકાદિ શરીર-રૂપે ગ્રહણ કરેલા પુદ્ગલોનો પરસ્પર સબંધ થાય તે બન્ધનનામ.

૬. **સંઘાતનામ**-જે કર્મના ઉદયથી ઔદારિકાદિ શરીરની રચના પ્રમાણે પુદ્ગલો એકઠા થાય તે સંઘાતનામ.

૭. સંહનનનામઃ-જે કર્મના ઉદયથી અસ્થિની રચના વિશેષ થાય તે સંહનનનામ.

૮. સંસ્થાનનામઃ-જે કર્મના ઉદયથી શરીરની શુભ અથવા અશુભ આકૃતિ થાય તે સંસ્થાનનામ.

૯. વર્ણનામઃ-જે કર્મના ઉદયથી શરીરને વિષે કૃષ્ણાદિવર્ણ થાય તે વર્ણનામ.

૧૦. ગન્ધનામઃ-જે કર્મના ઉદયથી શરીર સુગંધી કે દુર્ગન્ધયુક્ત થાય તે ગન્ધનામ.

૧૧. રસનામઃ-જે કર્મના ઉદયથી શરીરવિષે તિક્તાદિ રસ હોય તે રસનામ.

૧૨. સ્પર્શનામઃ-જે કર્મના ઉદયથી શરીરવિષે કર્કશાદિ સ્પર્શ હોય તે સ્પર્શનામ.

૧૩. આનુપૂર્વીનામઃ-જે કર્મના ઉદયથી ભવાન્તર જતા વિગ્રહગતિને વિષે આકાશ પ્રદેશની શ્રેણીને અનુસારે ગમન થાય તે આનુપૂર્વીનામ.

૧૪. વિહાયોગતિનામઃ-જે કર્મના ઉદયથી હસ્તી કે હંસ સમાન સારી, ઊંટ અને ગધેડા સમાન ખરાબ ગતિ પ્રાપ્ત થાય તે વિહાયોગતિનામ. અંહી ગતિની સાથે આકાશવાચક વિહાયસ્‌શબ્દ જોડેલો છે તે ગમનાર્થક ગતિ સમજવા માટે અને નામ કર્મની પ્રથમ પ્રકૃતિ દેવગતિ વગેરેની ભિન્નતા સમજાવવા માટે છે.

હવે પ્રત્યેક પ્રકૃતિઓના ભેદ કહે છેઃ—

पिंडपयडित्ति चउदस परघा-ऊसास-आयवुज्जोअं ।

अगुरुलहु-तित्थ-निमिणो-वघायमिअ अट्ठपत्तेआ ॥ २५॥

पिण्डप्रकृतिरिति चतुर्दश पराघातो-च्छ्वासा-तपो-द्योतम् ।
अगुरुलघु-तीर्थ-निर्माणो-पघातमित्यष्टौ प्रत्येकाः ॥

અર્થઃ-એ પૂર્વે કહેલી ચૌદ પિંડપ્રકૃતિઓ છે. ૧. પરાઘાત, ૨. ઉચ્છ્વાસ, ૩. આતપ, ૪. ઉદ્યોત, ૫. અગુરુલઘુ, ૬. તીર્થંકર, ૭. નિર્માણ, અને ૮. ઉપઘાત-એ આઠ પ્રત્યેક પ્રકૃતિઓ છે.

વિવેચનઃ-પૂર્વની ગાથામાં કહેલી ગત્યાદિ ચૌદ પિંડપ્રકૃતિઓ છે. પિંડ-સમૂહ, જે એક પ્રકૃતિના અનેક ભેદ હોય તે પિંડપ્રકૃતિઓ કહેવાય છે. જેમ ગતિનામ; તેના ચાર અવાન્તર ભેદ ( પેટા ભેદ ) છે, માટે તે પિંડપ્રકૃતિ છે. તે શિવાય આઠ પ્રત્યેક પ્રકૃતિઓ છે, કેમકે તેના અનેક ભેદ નથી. જેના અવાન્તર ભેદ ન હોય તે પ્રત્યેક પ્રકૃતિઓ કહેવાય છે.

હવે ત્રસાદિ-દશ પ્રકૃતિઓના નામ કહે છે -

तस-बायर-पज्जत्तं पत्तेय थिरं सुभं च सुभगं च ।
सुसरा-इज्ज-जसं तसदसगं थावरदस तु इमं ॥ २६ ॥

त्रस-बादर-पर्याप्तं प्रत्येक-स्थिरं शुभ च सुभग च ।
सुस्वरा-देय यशः त्रसदशक स्थावरदशकं त्विदम् ॥

અર્થ-ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, પ્રત્યેકનામ, સ્થિરનામ, શુભનામ, સુભગનામ, સુસ્વરનામ, આદેયનામ,

યશઃકીર્તિનામ–એ ત્રસાદિ દશ પ્રકૃતિઓ ત્રસદશક કહેવાય છે, અને આ સ્થાવરદશક છે.

સ્થાવરદશક કહે છેઃ—

थावर-सुहुम-अपज्जं साहारण-अथिर-असुभ-दुभगाणि ।
दुस्सर-णाइज्जा-जसमिअ नामे सेअरा वीसं ॥ २७ ॥
स्थावर-सूक्ष्मा-पर्याप्तं साधारणा-स्थिरा-शुभ-दुर्भगाणि ।
दुःस्वरा-नादेया-यश इति नाम्नि सेतरा विंशतिः ॥

અર્થઃ–સ્થાવરનામ, સૂક્ષ્મનામ, અપર્યાપ્તનામ, સાધારણનામ, અસ્થિરનામ, અશુભનામ, દુર્ભગનામ, અનાદેયનામ, અયશનામ–એ પ્રમાણે ઇતર–વિરોધી ( ત્રસદશક ) સહિત નામકર્મને વિષે વીશ પ્રકૃતિઓ જાણવી.

ચૌદ પિંડપ્રકૃતિઓ, આઠ પ્રત્યેકપ્રકૃતિઓ, ત્રસ દશક અને સ્થાવરદશક મળી નામકર્મના બેતાલીશ ભેદ કહ્યા.

હવે પ્રસંગથી કર્મસ્તવાદિ કર્મગ્રન્થમાં ઉપયોગી કેટલી એક પારિભાષિક સંજ્ઞાઓ જણાવે છેઃ–

तसचउ-थिरछक्कं अथिरछक्क-सुहुमतिग-थावरचउक्कं ।
सुभगतिगाइविभासा तयाइसंखाहिं पयडीहिं ॥ २८ ॥
त्रसचतुष्कं स्थिरषट्कमस्थिरषट्क-सूक्ष्मत्रिक-स्थावरचतुष्कम् ।
सुभगत्रिकादिविभाषा तदादिसंख्याभिः प्रकृतिभिः ॥

અર્થઃ—ત્રસચતુષ્ક, સ્થિરષટ્ક, અસ્થિરષટ્ક, સૂક્ષ્મત્રિક, સ્થાવરચતુષ્ક, સુભગત્રિક-વગેરે સંજ્ઞાઓ સંખ્યાની આદિમાં જે પ્રકૃતિ હોય ત્યાંથી માંડીને તેટલી સંખ્યાયુક્ત પ્રકૃતિઓની જાણવી.

**વિવેચનઃ**-શાસ્ત્રનો સંક્ષેપ કરવા માટે પરિભાષા-સંજ્ઞા ઉપયોગી છે

**ત્રસચતુષ્કઃ**-ત્રસાદિચાર પ્રકૃતિઓ-ત્રસનામ, બાદર-નામ, પર્યાપ્તનામ, પ્રત્યેકનામ. એ પ્રકૃતિઓ ત્રસદશકના ક્રમથી જાણવી.

**સ્થિરષટ્કઃ**—સ્થિરનામ, શુભનામ, સુભગનામ, સુસ્વરનામ, આદેયનામ, યશઃકીર્તિનામ.

**અસ્થિરષટ્કઃ**—અસ્થિરનામ, અશુભનામ, દુર્ભગ-નામ, દુઃસ્વરનામ, અનાદેયનામ, અપયશનામ. એ અસ્થિરાદિ છ પ્રકૃતિઓ સ્થાવરદશકના ક્રમથી જાણવી.

**સૂક્ષ્મત્રિકઃ**—સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ-એ સૂક્ષ્માદિ ત્રણ પ્રકૃતિઓ સ્થાવરદશકના ક્રમથી જાણવી.

**સ્થાવરચતુષ્કઃ**—સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ.

**સુભગત્રિકઃ**—સુભગ, સુસ્વર, અને આદેય-ઈત્યાદિ.

આ સંજ્ઞાઓ સંખ્યાની આદિમાં રહેલી પ્રકૃતિથી આરંભી જેટલી સંખ્યા કહી હોય તેટલી પ્રકૃતિઓની જાણવી.

" वण्णचउ–अगुरुलहुचउ–तसाइदु–ति–चउर–छक्कमिच्चाइ ।
इय अन्नाइ विभासा तयाइसंखाहिं पयडीहिं ॥ "

આ ગાથા પ્રક્ષિપ્ત છે, પરન્તુ ઉપયોગી હોવાથી તેનો અર્થ જણાવીએ છીએ.

**વર્ણચતુષ્કઃ**—વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શ.

અગુરુલઘુચતુષ્કઃ—અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત અને શ્વાસોચ્છ્વાસ,

ત્રસદ્વિકઃ—ત્રસનામ, બાદરનામ.

ત્રસત્રિકઃ—ત્રસનામ, બાદરનામ; પર્યાપ્તનામ.

ત્રસચતુષ્કઃ—ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, પ્રત્યેકનામ.

ત્રસષટ્કઃ—ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર અને સુભગ.

સ્ત્યાનર્દ્ધિદ્વિકઃ—સ્ત્યાનર્દ્ધિ, નિદ્રાનિદ્રા, અને પ્રચલા-પ્રચલા-ઇત્યાદિ સંજ્ઞાઓ જાણવી. એ પ્રમાણે અન્ય સંજ્ઞાઓ પણ સંખ્યાની આદિમાં કહેલી પ્રકૃતિથી આરંભી જે સંખ્યા કહી હોય તે સંખ્યા જ્યાં પૂરી થાય ત્યાં સુધીની સર્વ પ્રકૃતિઓની જાણવી.

હવે નામકર્મના ત્રાણુ ભેદો કહેવા માટે ગત્યાદિ ચૌદ પિંડપ્રકૃતિના ઉત્તર ભેદની સંખ્યા જણાવે છેઃ—

गइयाईण उ कमसो चउ-पण-पण-ति-पण-पंच-छ-छक्कं।
पण-दुग-पण-ट्ठ-चउ-दुग इअ उत्तरभेअ पणसट्ठी ॥ २९ ॥
गत्यादीनां तु क्रमशश्चतु-पञ्च-पञ्च-त्रि-पञ्च-पञ्च-षट्-षट्कम्।
पञ्च-द्विक-पञ्चा-ष्ट-चतु-र्द्विकमित्युत्तरभेदाः पञ्चषष्टिः ॥

અર્થઃ—ગત્યાદિ ચૌદ પિંડપ્રકૃતિના અનુક્રમે ચાર, પાંચ, પાંચ, ત્રણ, પાંચ, પાંચ, છ, છ, પાંચ, બે, પાંચ, આઠ, ચાર અને બે ભેદો છે. એ રીતે પાંસઠ ઉત્તર ભેદો થાય છે.

વિવેચનઃ—ગતિનામ ચાર પ્રકારે છે, જાતિનામ પાંચ પ્રકારે છે, ઉપાંગનામ ત્રણ પ્રકારે છે. બન્ધનનામ પાંચ પ્રકારે છે. સંઘાતનનામ પાંચ પ્રકારે છે. સંઘયણનામ છ પ્રકારે છે. સંસ્થાનનામ છ પ્રકારે છે. વર્ણનામ પાંચ પ્રકારે છે. ગન્ધનામ બે પ્રકારે છે. રસનામ પાંચ પ્રકારે છે. સ્પર્શનામ આઠ પ્રકારે છે. આનુપૂર્વીનામ ચાર પ્રકારે છે. વિહાયોગતિનામ બે પ્રકારે છે. એ પ્રમાણે ગત્યાદિ પિંડપ્રકૃતિના પાંસઠ ઉત્તર ભેદ થાય છે.

હવે નામકર્મની ત્રાણું, એકસો ત્રણ અને સડસઠ પ્રકૃતિઓની ગણુનાનો પ્રકાર બતાવે છેઃ—

अडवीसजुआ तिनवइ संते, वा पनरबंधणे तिसयं ।
बन्धणसंघायगहो तणूसु सामन्नवण्णचउ ॥

अष्टाविंशतियुक्ता त्रिनवतिः सति, वा पञ्चदशबन्धनैस्त्रिशतम् ।
बन्धनसंघातग्रहस्तनुषु सामान्यवर्णचतुष्कम् ॥

અર્થઃ—પૂર્વોક્ત પાંસઠ પ્રકૃતિની સાથે અઠયાવીશ પ્રકૃતિ જોડવાથી ત્રાણું પ્રકૃતિની ગણુના સત્તાની અપેક્ષાએ જાણુવી. પંદર બંધનની વિવક્ષા કરતા એકસો ત્રણ પ્રકૃતિ થાય. બન્ધન અને સંઘાતનનો શરીરને વિષે સમાવેશ કરવો, અને સામાન્યવર્ણચતુષ્ક ગ્રહણ કરવું. ( એટલે ૬૭ પ્રકૃતિ થાય છે ).

વિવેચન—પૂર્વે કહેલ ચૌદ પિંડપ્રકૃતિના પાંસઠ ઉત્તરભેદોને ત્રસદશક, સ્થાવરદશક, અને આઠ પ્રત્યેક પ્રકૃતિ મળી અઠયાવીશ ભેદોથી યુક્ત કરીએ તો નામકર્મના ત્રાણું

ભેદો થાય તે સત્તાને આશ્રયી જાણવા, કેમકે પ્રાચીન આચાર્યોએ સત્તામાં નામકર્મના ત્રાણુ ભેદોની વિવક્ષા કરી છે. તેમાં ઔદારિકાદિ પાંચ બન્ધનને સ્થાને પંદર બંધન મેળવતાં એકસો ત્રણુ પ્રકૃતિઓ પણુ થાય છે.

હવે બન્ધની અપેક્ષાએ નામકર્મના સડસઠ ભેદો કહે છે–બન્ધનનામ અને સંઘાતનનામ કર્મનો શરીરનામ-કર્મમાં સમાવેશ કરવો–એટલે પંદર બંધનનામ અને પાંચ સંઘાતનનામનો શરીરનામકર્મમાં અન્તર્ભાવ કરવો, કેમકે બંધન અને સંઘાતન બન્ને શરીરને જ આશ્રયી છે, માટે તેના કારણુ શરીરનામકર્મથી તે કર્મની પૃથક્ વિવક્ષા ન કરવી; પાંચ વર્ણ, બે ગન્ધ, પાંચ રસ અને આઠ સ્પર્શ મળી વીશ પ્રકૃતિનો સામાન્ય વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શ–એ ચાર પ્રકૃતિમાં સમાવેશ કરવો–એટલે પાંચ વર્ણનામનો એક વર્ણનામમાં, બે ગન્ધનામનો એક ગન્ધનામમાં, પાંચ રસનામનો એક રસનામમાં અને આઠ સ્પર્શનામનો એક સ્પર્શનામમાં અન્તર્ભાવ કરવો. એટલે પિંડપ્રકૃતિના પાંસઠ ભેદોમાંથી પાંચ બન્ધન અને પાંચ સંઘાતનનો શરીરમાં સમાવેશ કર્યો હોવાથી દશ પ્રકૃતિ બાદ કરતાં, તેમજ વર્ણાદિની વીશ ઉત્તરપ્રકૃતિને બદલે વર્ણચતુષ્ક ગ્રહણુ કરવાથી બાકીની સોળ પ્રકૃતિ બાદ કરતાં ઓગણચાલીશ પ્રકૃતિ બાકી રહી, તેમાં ત્રસદશક, સ્થાવરદશક અને પરાઘાતાદિ આઠ પ્રકૃતિ મેળવતાં સડસઠ પ્રકૃતિઓ થઇ.

બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તાની અપેક્ષાએ કર્મ પ્રકૃતિઓની ભિન્નભિન્ન સંખ્યા કહે છેઃ—

इअ सत्तट्ठी बंधोदए अ न य सम्ममीसया बन्धे ।
बंधुदए सत्ताए वीस-दुविस-ट्ठवन्नसयं ॥
इति सप्तषष्टिर्बन्धोदये च न च सम्यग्मिश्रके बन्धे
बन्धोदये सत्ताया विंशं द्वाविंशं अष्टपञ्चाशं शतम् ॥

અર્થ:--એ પ્રમાણે નામકર્મની સડસઠ પ્રકૃતિઓ બન્ધ, ઉદય અને ઉદીરણાની અપેક્ષાએ જાણવી. સમ્યકત્વ-મોહનીય અને મિશ્રમોહનીય બંધને વિષે નથી, તેથી બંધને વિષે, ઉદયને વિષે, અને સત્તાને વિષે એકસોવીશ, એકસો બાવીશ અને એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓ અનુક્રમે જાણવી.

વિવેચન:—બન્ધ વિષે ઉદય વિષે અને ( च શબ્દથી ) ઉદીરણા વિષે એ પ્રમાણે નામકર્મની ૬૭ પ્રકૃતિઓ વિવક્ષિત છે. કર્મના ફલનો અનુભવ તે ઉદય, અપ્રાપ્તકાલે કર્મ ફલનો અનુભવ તે ઉદીરણા, અને કર્મની આત્માની સાથે સ્થિતિ તે સત્તા. પ્રાચીન આચાર્યોએ નામકર્મમાં બન્ધનનામ, સંઘાતનનામ, અને વર્ણાદિની અવાન્તર પ્રકૃતિઓની બન્ધ અને ઉદયમાં વિવક્ષા કરી નથી, અને સત્તામાં વિવક્ષા કરી છે, તેથી બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તામા પ્રકૃતિની સંખ્યાનો ભેદ છે.

સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયનો બન્ધ સર્વથા નથી, પરન્તુ મિથ્યાત્વમોહનીયનો જ બન્ધ છે; કેમકે અનિવૃત્તિકરણના છેલ્લા સમયથી આરંભી સમ્યક્ત્વને અનુકૂલ વિશુદ્ધિવડે મિથ્યાત્વમોહનીય કર્મના શુદ્ધ, અર્ધવિશુદ્ધ અને અશુદ્ધ એવા ત્રણ પુંજ કરાય છે. શુદ્ધપુંજ તે સમ્યક્ત્વમોહનીય, અર્ધવિશુદ્ધપુંજ તે મિશ્રમોહનીય, અને અશુદ્ધ

પુંજ તે મિથ્યાત્વમોહનીય, એટલે મિથ્યાત્વના પુદ્દગલોની અવસ્થા વિશેષ તે સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય; માટે તે બન્ધમાં નથી, પણ ઉદય અને ઉદીરણામાં છે. તેથી જ્ઞાનાવરણીયની ૫, દર્શનાવરણીયની ૯, વેદનીયની ૨, મોહનીયની ૨૬, આયુષની ૪, નામકર્મની ૬૭, ગોત્રની ૨, અને અંતરાયની ૫ પ્રકૃતિઓ-એ રીતે ૧૨૦ પ્રકૃતિઓ બંધમાં છે. ઉદય અને ઉદીરણામાં સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય સહિત ૧૨૨ પ્રકૃતિઓ છે. કર્મપ્રકૃતિકારને મતે સત્તામાં નામકર્મની ૯૩ પ્રકૃતિ ગણતાં સર્વ કર્મની ૧૪૮ પ્રકૃતિ, અને ગર્ગર્ષિના મતે નામકર્મની ૧૦૩ પ્રકૃતિ ગણતાં ૧૫૮ પ્રકૃતિ અધિકૃત છે.

પૂર્વે કહેલી ગત્યાદિ ચૌદ પિંડપ્રકૃતિઓના ઉત્તર ભેદોનું વર્ણન કરે છે:—

निरय-तिरि-नर-सुरगई इग-बिय-तिय-चउ-पणिंदिजाईओ ।
ओराल-विउव्वा-हारग-तेअ-कम्मण पण सरीरा ॥ ३२ ॥
निरय-तिर्यग्-नर-सुरगतय एक द्वि-त्रि-चतुः-पञ्चेन्द्रियजातयः ।
उदार-वैक्रिया-हारक तेजः-कार्मणानि पञ्च शरीराणि ॥

અર્થ:—નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને સુરગતિ-એ રીતે ગતિનામકર્મ ચાર પ્રકારે છે. એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેંદ્રિય-એ પ્રમાણે જાતિનામ કર્મ પંચ પ્રકારે છે. ઔદારિક, વૈક્રિય આહારક, તૈજસ અને કાર્મણ-એ રીતે શરીરનામ કર્મ પાંચ ભેદે છે.

ગતિનામઃ-જે કર્મના ઉદયથી નારકાદિ ગતિ પ્રાપ્ત થાય તે ગતિનામ. તેના ચાર ભેદ છે:-૧. નરકગતિનામ,

૨. તિર્યંચગતિનામ, ૩. મનુષ્યગતિનામ. અને ૪. દેવગતિનામ. જે અવસ્થામાં આત્મા અમુક પ્રકારના સુખદુઃખને ભોગવી શકે. તેને ગતિ કહે છે-એટલે સુખદુઃખના ઉપભોગમાં નિયામક અવસ્થા વિશેષ તે ગતિ. અમુક પ્રકારના સુખદુઃખને આત્મા નરક અવસ્થામાં ભોગવી શકે છે માટે નારકગતિનામકર્મજન્ય તે અવસ્થાને નરકગતિ કહેવાય છે. તેવી રીતે સર્વ ગતિઓ જાણવી.

જાતિનામઃ–જે કર્મના ઉદયથી એકેન્દ્રિયાદિ જાતિપ્રાપ્ત થાય–'એકેન્દ્રિય, બે ઇંદ્રિય' ઇત્યાદિ વ્યવહાર થાય તે જાતિનામ. તેના પાંચ ભેદ છેઃ–૧. એકેન્દ્રિયજાતિનામ, ૨. બેઇન્દ્રિયજાતિનામ, ૩. ત્રીન્દ્રિયજાતિનામ, ૪. ચઉરિન્દ્રિયજાતિનામ, ૫. પંચેન્દ્રિયજાતિનામ. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ–આ સર્વ એકેન્દ્રિય જીવો ભિન્ન ભિન્ન પ્રકારના છે, છતાં તેમાં ચૈતન્યનો વિકાસ સ્વલ્પ અને લગભગ સરખો છે, તેનું કારણ તેઓની કોઈક સમાન બાહ્ય પરિણતિ છે તે એકેન્દ્રિય જાતિ. તેથી બેઇન્દ્રિય જીવોમાં ચૈતન્યનો વિકાસ અધિક છે, અને તેઓમાં પરસ્પર લગભગ સરખો છે, તેનું કારણ તેઓમાં કોઈક સમાન બાહ્ય પરિણામ છે. જે તેઓના અમુક ચૈતન્ય વિકાસમાં નિયામક છે તે બેઇન્દ્રિયજાતિ. તેવી રીતે બીજી ત્રીન્દ્રિયાદિક જાતિઓ જાણવી. જેમ ગતિ સુખદુઃખના ઉપભોગમાં નિયામક છે, તેમ જાતિ અમુક ચૈતન્યવિકાસમાં નિયામક છે, તેનું કારણ જે કર્મ તે જાતિનામ.1

1 "એકેન્દ્રિયાદિ જીવોમા એકેન્દ્રિયાદિ શબ્દની પ્રવૃત્તિનુ કારણ તેવા પ્રકારની સમાન પરિણતિરૂપ સામાન્ય તે જાતિ. તેના વિપાકથી વેદવા

જે કર્મના ઉદયથી ઔદારિકાદિ શરીરની પ્રાપ્તિ થાય તે શરીરનામ. સુખ દુઃખના ઉપભોગનું સાધન તે શરીર, તેના પાંચ પ્રકાર છેઃ–૧. ઔદારિક, ૨. વૈક્રિય, ૩. આહારક, ૪. તૈજસ અને ૫ કાર્મણ. તેનું કારણભૂત શરીરનામ કર્મ પણ પાંચ પ્રકારે છે.

**૧. ઔદારિકશરીરનામઃ**–જે કર્મના ઉદયથી ઔદારિક શરીરની પ્રાપ્તિ થાય તે ઔદારિકશરીરનામ. તીર્થંકર ગણધરની અપેક્ષાએ ઉદાર–પ્રધાન શરીર, અને વૈક્રિયની

---

લાયક કર્મપ્રકૃતિ પણ જાતિ કહેવાય છે. આ વિષે પૂર્વાચાર્યનો આ અભિપ્રાય છેઃ–" દ્રવ્યરૂપ ઇન્દ્રિય અંગોપાંગનામ અને ઇન્દ્રિયપર્યાપ્તિનામ કર્મથી ઉત્પન્ન થાય છે, ભાવરૂપ ઇન્દ્રિય સ્પર્શનાદિ ઇન્દ્રિયાવરણ ( મતિજ્ઞાનાવરણ )ના ક્ષયોપશમજન્ય છે, કેમકે 'ઇન્દ્રિયો ક્ષયોપશમજન્ય છે' એવું આગમનું વચન છે, પરન્તુ એકેન્દ્રિયાદિ શબ્દોનું પ્રવૃત્તિનિમિત્ત સામાન્ય અન્યવડે અસાધ્ય હોવાથી જાતિનામકર્મજનિત છે." અહીં કોઇ શંકા કરે કે "શબ્દના પ્રવૃત્તિનિમિત્તમાત્રથી જાતિની સિદ્ધિ ન થાય, જો એમ હોય તો હરિ આદિ પદના પ્રવૃત્તિનિમિત્તથી હરિત્વાદિ જાતિની સિદ્ધિ થાય, માટે એકેન્દ્રિયાદિ પદનો વ્યવહાર ઉપાધિ ( સામાન્ય ધર્મ ) વિષે હોઇ શકે છે તેથી જાતિનામ માનવાનું કોઇ પણ કારણ નથી જો એકેન્દ્રિયત્વાદિ જાતિનો સ્વીકાર કરશો તો નારકત્વાદિકને પણ નારકાદિ વ્યવહારના કારણ હોવાથી પંચેન્દ્રિયત્વની વ્યાપ્ય ( અવાન્તર ) જાતિ તરીકે માનવી પડશે, અને ગતિનામ માનવાની જરૂર પડશે નહિ અહીં અમે આ પૂર્વપક્ષનો ઉત્તર આપીએ છીએ—અપકૃષ્ટચૈતન્યાદિકના નિયામક તરીકે એકેન્દ્રિયત્વાદિ જાતિની સિદ્ધિ થાય છે, અને તે જ એકેન્દ્રિયાદિ શબ્દ વ્યવહારનું કારણ છે નારકત્વાદિક જાતિ નથી, કેમકે તિર્યંકત્વનું પંચેન્દ્રિત્વસાથેનું સાંકર્ય ( ન્યાયશાસ્ત્ર પ્રસિદ્ધ જાતિનો બાધક એક દોષ ) બાધક છે. પરન્તુ નારકત્વાદિ અમુક પ્રકારના સુખ દુઃખના ઉપભોગનો નિયામક પરિણામ વિશેષ છે, તેના કારણ રૂપે ગતિનામ કર્મ છે." ( ન્યાયાચાર્યકૃત કર્મપ્રકૃતિટીકા પા. ૩ નો અનુવાદ )

અપેક્ષાએ અલ્પપરમાણુનિષ્પન્ન ઉદાર-સ્થૂલ વર્ગણાનું બનેલું તે ઔદારિક શરીર. મનુષ્ય અને તિર્યંચને આ શરીર સાહજિક હોય છે. જે કર્મના ઉદયથી ઉપર કહેલા ઔદારિક-શરીર યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી ઔદારિકશરીરરૂપે પરિણમાવી જીવપ્રદેશની સાથે પરસ્પર સંબંધ કરે તે ઔદારિક શરીરનામકર્મ.

૨. વૈક્રિયશરીરનામઃ-જે કર્મના ઉદયથી વૈક્રિય શરીરની પ્રાપ્તિ થાય તે વૈક્રિયશરીરનામ. વિવિધ પ્રકારની ક્રિયા કરવા નિમિત્તે બનેલું તે વૈક્રિયશરીર. તે એક શરીરના અનેક થાય, અનેક થઇને પાછું એક થાય, સૂક્ષ્મ થઇને મોટું થાય, અને મોટું થઇને સૂક્ષ્મ થાય, આકાશગામિ થઇને ભૂમિ ઉપર ચાલે, અને ભૂમિચર થઇને આકાશમાં ચાલે, દશ્ય થઇને અદશ્ય થાય અને અદશ્ય થઇને દશ્ય થાય. તે શરીરના ૧ ઔપપાતિક અને ૨ લબ્ધિપ્રત્યય-એ બે ભેદ છે. દેવ અને નારકિને ઔપપાતિક (ઉપપાતજન્મ-નિમિત્તક) ભવધારણીય વૈક્રિય શરીર હોય છે. મનુષ્ય અને તિર્યંચને લબ્ધિપ્રત્યય વૈક્રિય શરીર હોય છે. એ સઘળા પોતાના મૂળ શરીરથી બીજું વૈક્રિય શરીર કરે ત્યારે તેને ઉત્તરવૈક્રિય શરીર કહે છે. જેના ઉદયથી વૈક્રિયશરીર યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી વૈક્રિય શરીરપણે પરિણમાવી જીવપ્રદેશોની સાથે પરસ્પર સંબન્ધ કરે તે વૈક્રિયશરીરનામકર્મ.

૩. આહારકશરીરનામઃ-જે કર્મના ઉદયથી આહારક-શરીરની પ્રાપ્તિ થાય તે આહારકશરીરનામ. ચઉદપૂર્વધર તીર્થંકરની ઋદ્ધિ જોવા નિમિત્તે કે બીજા કોઈ પણ કારણે

આહારક લબ્ધિના સામર્થ્યથી હસ્તપ્રમાણ, અત્યંત સ્વચ્છ પુદ્ગલોનું બનેલું, કોઈને વ્યાઘાત ન કરે, અને અન્યથી જેને વ્યાઘાત ન થઈ શકે એવું શરીર તે [1]આહારકશરીર. ચઉદ પૂર્વધરજ અત્યંતસૂક્ષ્મ અર્થના સંદેહને દૂર કરવા માટે, અન્ય ક્ષેત્રમાં રહેલા તીર્થંકર પાસે ઔદારિક શરીરથી જવું અશકય ધારી, લબ્ધિનિમિત્તે આહારક શરીર કરે છે, અને ભગવાનને પૂછી સંદેહ દૂર કરી પોતાને સ્થાને આવી અન્તર્મુહૂર્તમાં તે શરીરનો ત્યાગ કરે છે. જેના ઉદયથી ઉપર કહેલા આહારકશરીર યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી આહારકશરીરરૂપે પરિણમાવી જીવપ્રદેશની સાથે પરસ્પર સંબન્ધ કરે તે આહારકશરીરનામકર્મ.

૪. **તૈજસશરીરનામઃ**–જે કર્મના ઉદયથી તૈજસશરીરની પ્રાપ્તિ થાય તે તૈજસશરીરનામ. આહારાદિના પાચનનું કારણ તે તૈજસશરીર. જ્યારે અમુક જાતના તપોનુષ્ઠાનથી તૈજસલબ્ધિ પ્રાપ્ત થાય છે ત્યારે તૈજસશરીરમાંથી શાપ નિમિત્તે તેજોલેશ્યા, અને ઉપકાર કરવા નિમિત્તે શીતલેશ્યા નીકળે છે. જે કર્મના ઉદયથી તૈજસ શરીરયોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી તૈજસશરીરપણે પરિણમાવી જીવપ્રદેશની સાથે પરસ્પર સંબન્ધ કરે તે તૈજસશરીરનામકર્મ.

---

[1] शुभं विशुद्धमव्याघाति चाहारकं चतुर्दशपूर्वधरस्यैव. (तत्वार्थ० २. ४९.) શુભ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શયુક્ત, સ્ફટિકની પેઠે વિશુદ્ધ દ્રવ્યથી બનેલું, કોઈને વ્યાઘાત ન કરે, કે અન્યથી જેને વ્યાઘાત ન થઇ શકે એવું આહારક શરીર ચઉદપૂર્વધરને જ હોય છે

૫. કાર્મણશરીરનામઃ–જે કર્મના ઉદયથી કાર્મણ શરીર પ્રાપ્ત થાય તે કાર્મણશરીરનામ. કર્મ પુદ્ગલોનું બનેલું, અથવા કર્મપરમાણુઓ આત્મપ્રદેશ સાથે લાગેલા છે તે કાર્મણશરીર. કર્મ કાર્મણનું તેમ જ બીજા શરીરનું કારણ છે. પણ એટલો વિશેષ છે કે તે કાર્મણશરીરનું ઉપાદાન કારણ, અને બીજા શરીરોનું નિમિત્ત કારણ છે.

" कम्मविगारो कम्मणमट्ठविहविचित्तकम्मनिप्पन्नं ।
सव्वेसि सरीराणं कारणभूयं मुणेयव्वं ॥ "

वि. भा.

" કર્મનો વિકાર તે કાર્મણશરીર. તે આઠ પ્રકારના વિચિત્રકર્મથી બનેલું છે, અને તે સર્વ શરીરનું કારણ છે."

આ કાર્મણશરીર જીવને ભવાન્તર જવામાં ખાસ સાધન-રૂપ છે. જ્યારે બીજા શરીરનો ત્યાગ કરવો પડે છે, ત્યારે તૈજસ અને કાર્મણ–એ બન્ને શરીરો ભવાન્તરમાં સાથે જાય છે. તે અત્યંત સૂક્ષ્મ હોવાથી જતાં આવતાં જણાતાં નથી. જેના ઉદયથી કાર્મણશરીર યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી કાર્મણ-શરીરરૂપે પરિણમાવી જીવપ્રદેશની સાથે અન્યોન્ય સંબન્ધ કરે તે કાર્મણશરીરનામકર્મ.

એ રીતે શરીરનામકર્મ પાંચ પ્રકારે કહ્યું, હવે અંગો-પાંગનામકર્મના ત્રણ પ્રકાર કહે છેઃ–

बाहूरु पिट्ठि सिर उर उअरंग उवंग अंगुलीपमुहा ।
सेसा अंगोवंगा पढमतणुतिगस्सुवंगाणि ॥ ३३ ॥

" बाहूरू पृष्टिः शिर उर उदरमङ्गानि उपाङ्गान्यङ्गुलिप्रमुखाणि
शेषाण्यङ्गोपाङ्गानि प्रथमतनुत्रिकस्योपाङ्गानि ॥ "

અર્થઃ—બે હાથ, બે ઉરુ, પીઠ, મસ્તક, છાતી અને ઉદર એ આઠ અંગો છે; આંગળી પ્રમુખ ઉપાંગ છે; અને બાકીના આંગળીના પર્વ રેખા વગેરે અંગોપાંગ છે. પ્રથમના ત્રણ શરીરને ઉપાંગો છે.

ભાવાર્થઃ—ઔદારિક વૈક્રિય અને આહારક—એ ત્રણ શરીરને ઉપાગો હોય છેઃ—૧. ઔદારિકશરીરોપાંગ, ૨. વૈક્રિયશરીરોપાંગ અને ૩. આહારકશરીરોપાંગ.

૧. ઔદારિકશરીરોપાંગનામઃ—જે કર્મના ઉદયથી ઔદારિકશરીરરૂપે પરિણામ પામેલા પુદ્ગલોનો ભિન્ન ભિન્ન અંગોપાંગરૂપે પરિણામ થાય તે ઔદારિકશરીરોપાંગનામ.

૨. વૈક્રિયશરીરોપાંગનામઃ—જે કર્મના ઉદયથી વૈક્રિયશરીરરૂપે પરિણામ પામેલા પુદ્ગલોનો ભિન્ન ભિન્ન અંગોપાંગરૂપે પરિણામ થાય તે વૈક્રિયશરીરાગોપાંગનામકર્મ.

૩. આહારકશરીરોપાંગનામઃ—જે કર્મના ઉદયથી આહારકશરીરરૂપે પરિણત પુદ્ગલોનો અંગોપાંગરૂપે પરિણામ થાય તે આહારકશરીરાંગોપાંગનામ. તૈજસ અને કાર્મણશરીરનો ખાસ આકાર નથી, પણ તે બીજા શરીરની આકૃતિને અનુસરે છે; જેમ પાણીને જેવા વાસણમાં ભરીએ તેવો તેનો આકાર થાય છે, તેથી પાણીનો ખાસ આકાર કહી શકાતો નથી, તેમ જેવું બીજા શરીરનું સંસ્થાન હોય છે, તેને અનુસારે તૈજસ અને કાર્મણ શરીરનું સંસ્થાન હોય છે, તેથી તેના અંગોપાંગ નથી. ઔદારિકાદિ શરીરના અંગોપાંગની આકૃતિને જીવપ્રદેશો અનુસરે છે, અને તૈજસ કાર્મણની

આકૃતિ જીવપ્રદેશોને અનુસારે હોય છે, માટે ઔદારિકાદિ શરીરના અંગોપાંગો છે, અને તૈજસ કાર્મણ શરીરના નથી.

અંગોપાંગનામ કર્મ કહ્યું, હવે બન્ધનનામકર્મનું સ્વરૂપ કહે છેઃ—

उरलाइपुग्गलाणं निबद्ध–बज्झंतयाण संबंधं ।
जं कुणइ जउसमं तं उरलाइबंधणं नेयं ॥ ३४ ॥
औदारिकादिपुद्गलानां निबद्ध-बध्यमानानां संबन्धम् ।
यत्करोति जतुसमं तदौदारिकादिबन्धनं ज्ञेयम् ॥

અર્થઃ—પૂર્વે બાંધેલા અને હમણાં બંધાતા ઔદારિકાદિ પુદ્ગલોનો સંબન્ધ લાખની પેઠે જે કરે તે ઔદારિકાદિ બંધન જાણવા.

ભાવાર્થઃ—જેમ લાખ લાકડાના કકડાને પરસ્પર જોડી દે છે, તેમ બંધનનામ કર્મ પહેલાં બાંધેલા ઔદારિકાદિ શરીરના પુદ્ગલોની સાથે હમણાં બંધાતા ઔદારિકાદિ પુદ્ગલોને જોડી દે છે. તેના શરીરનામની પેઠે પાંચ પ્રકાર છેઃ—

૧. ઔદારિકબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી પહેલાં ગ્રહણ કરેલા ઔદારિક પુદ્ગલોની સાથે હમણાં ગ્રહણ કરાતા ઔદારિક પુદ્ગલોનો સંબન્ધ થાય તે ઔદારિકબન્ધનનામ.

૨. વૈક્રિયબંધનનામઃ—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા વૈક્રિય પુદ્ગલોની સાથે હમણા ગ્રહણ કરાતા વૈક્રિય પુદ્ગલોનો સંબન્ધ થાય તે વૈક્રિયબંધનનામ.

૩. આહારકબંધનનામઃ—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા આહારક પુદ્ગલો સાથે હમણાં ગ્રહણ કરાતા આહારક પુદ્ગલોનો સંબન્ધ થાય તે આહારકબંધનનામ.

૪. તૈજસબંધનનામઃ—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા તૈજસ પુદ્ગલોની સાથે હમણા ગ્રહણ કરાતા તૈજસ પુદ્ગલોનો સંબંધ થાય તે તૈજસબંધનનામ.

૫. કાર્મણબંધનનામઃ—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા કાર્મણ પુદ્ગલોની સાથે હમણા ગ્રહણ કરાતા કાર્મણ પુદ્ગલોનો સંબન્ધ થાય તે કાર્મણબંધનનામ.

ઔદારિકાદિશરીરનામ કર્મના સામર્થ્યથી ગ્રહણ કરાયેલા ઔદારિકાદિ વર્ગણાના પુદ્ગલોનો શરીરરૂપે પરિણામ થયા છતાં તેઓનો પરસ્પર સંબંધ કરનાર બંધનનામકર્મ ન હોત તો તેઓ ચૂર્ણની માફક છુટા રહેત, પણ દૃઢ પિંડરૂપ ન થાત, માટે બન્ધનનામકર્મ માનવાની આવશ્યકતા છે.

બંધનનામકર્મ કહ્યુ, પણ પુદ્ગલોનો સંઘાત (સમૂહ) થયા શિવાય બંધન સંભવે નહિ, માટે શરીર રચનાને અનુસારે પુદ્ગલોના જથ્થા કરવારૂપ સંઘાતનું કારણભૂત સંઘાતનામકર્મ કહે છે—

जं संघायइ उरलाइपुग्गले तिणगणं व दंताली ।
तं संघायं बंधणमिव तणुनामेण पंचविहं ॥ ३६ ॥
यत्संघातयति औदारिकादिपुद्गलान् तृणगणमिव दंताली ।
तत्संघातं बन्धनमिव तनुनाम्ना पञ्चविधम् ॥

અર્થઃ—જેમ દંતાળી તૃણના સમૂહને એકઠો કરે, તેમ ઔદારિકાદિ શરીરના પુદ્ગલોને (શરીર રચનાનુસારે) એકઠા કરે તે સંઘાતનામ કર્મ. તે બંધનની પેઠે શરીરના નામે પાંચ પ્રકારે છે.

ભાવાર્થઃ—જે કર્મના ઉદયથી ઔદારિક શરીરરૂપે પરિણામ પામેલા પુદ્ગલોનો ઔદારિક શરીર રચનાને અનુકૂલ સંઘાત (સમૂહ) વિશેષ થાય તે ઔદારિક સંઘાતનામ કર્મ. એ પ્રમાણે વૈક્રિયાદિસંઘાતનામ કર્મ જાણી લેવા.

પ્ર૦—સંઘાતનામકર્મ શું કાર્ય કરે છે? જો 'પુદ્ગલોનો જથ્થો કરે છે' એમ કહેશો તો તે જથ્થો પુદ્ગલને ગ્રહણ કરવા માત્રથી થઈ શકે, અને પુદ્ગલોને ગ્રહણ કરવામાં ઔદારિકાદિશરીરનામ કર્મનો ઉપયોગ છે, તો પછી સંઘાતનામકર્મ માનવાની શી જરૂર છે?

ઉ૦—સંઘાતનનામકર્મનું કાર્ય માત્ર પુદ્ગલોને એકઠા કરવાનું નથી, પણ શરીરરચનાનુસારે પુદ્ગલોના જથ્થા કરવાનું છે. યદ્યપિ પુદ્ગલોનો સમૂહ ગ્રહણ કરવા માત્રથી થઈ શકે છે પરન્તુ પ્રતિનિયત પ્રમાણ શરીર રચનાને અનુકૂળ જત્થો કરવો તે ગ્રહણમાત્રથી થઇ શકે તેમ નથી, માટે ત્યાં સઘાતનનામ કર્મનો વ્યાપાર છે. તે પાંચ પ્રકારે છેઃ-(૧) ઔદારિકસંઘાતનનામકર્મ; (૨) વૈક્રિયસંઘાતનનામકર્મ; (૩) આહારકસંઘાતનનામકર્મ; (૪) તૈજસસંઘાતનનામકર્મ; (૫) કાર્મણસંઘાતનનામકર્મ.

સંઘાતનનામકર્મના પાંચ ભેદ કહ્યા, હવે બંધનનામકર્મના પંદર ભેદ કરવા માટે બંધનના પંદર ભેદ બતાવે છેઃ—

ओराल-विउव्वा-हारयाण सग-तेअ-कम्मजुत्ताणं।
नव बंधणाणि इयरदुसहियाणं तिन्नि तेसिं च ॥ ३६ ॥
उदारवैक्रियाहारकाणां स्वकतैजसकर्मयुक्तानाम् ।
नव बन्धनानि इतरद्विसहितानां त्रीणि तेषां च ॥

અર્થ:—'સ્વકતૈજસકર્મયુક્તાનામ્' પોતાનાથી, તૈજસથી અને કાર્મણથી જોડાયલા 'ઉદારવૈક્રિયાહારકાણામ્' ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરના નવ બંધન થાય છે. 'ઇતરદ્વિસહિતાનાં' તૈજસ અને કાર્મણ એ બન્નેવડે સહિત કરતાં (ત્રણ બંધન), અને તેઓને પરસ્પર જોડતાં બીજા ત્રણ બંધન થાય છે.

ભાવાર્થ:—ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરને પોતાની સાથે જોડતા ત્રણ બંધન થાય છે:-૧. ઔદારિક-ઔદારિકબંધન; ૨. વૈક્રિયવૈક્રિયબંધન; ૩. આહારક-આહારકબંધન.

(૧) ઔદારિકઔદારિકબંધનનામ:-જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરાયેલા ઔદારિક પુદ્ગલોની સાથે હમણાં ગ્રહણ કરાતા ઔદારિક પુદ્ગલોનો સંબન્ધ થાય તે ઔદારિકઔદારિકબંધનનામ.

(૨) વૈક્રિયવૈક્રિયબંધનનામ:—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરાયેલા વૈક્રિય પુદ્ગલોની સાથે હમણાં ગ્રહણ કરાતા વૈક્રિય પુદ્ગલોનો સંબન્ધ થાય તે વૈક્રિયવૈક્રિય બન્ધનનામ.

(૩) આહારકઆહારકબંધનનામ:—જે કર્મના

ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા આહારક પુદ્ગલોની સાથે હમણાં ગ્રહણ કરાતા આહારક પુદ્ગલોનો સંબન્ધ થાય તે આહારક-આહારકબન્ધનનામ.

જેમ પૂર્વે બાંધેલા ઔદારિકાદિ પુદ્ગલોની સાથે નવા બંધાતા ઔદારિકાદિ પુદ્ગલોનો સંબન્ધ થાય છે, તેમ તેની સાથે તેજસ ને કાર્મણનો પણ સંબન્ધ થાય છે; માટે તેનું કારણભૂત અન્ય બંધનનામ કર્મનો સ્વીકાર કરવો જોઇએ. તેથી ઔદારિકતૈજસબંધન, વૈક્રિયતૈજસબંધન, અને આહારકતૈજસબંધન, ઔદારિકકાર્મણબંધન, વૈક્રિયકાર્મણ-બંધન અને આહારકકાર્મણબંધન-એ પ્રમાણે છ બન્ધનો થાય છે.

(૪) ઔદારિકતૈજસબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી ઔદારિક પુદ્ગલો અને તૈજસ પુદ્ગલોનો પરસ્પર સંબન્ધ થાય તે ઔદારિકતૈજસબંધનનામ.

(૫) વૈક્રિયતૈજસબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી વૈક્રિય અને તૈજસ પુદ્ગલોનો પરસ્પર સંબન્ધ થાય તે વૈક્રિય તૈજસબંધનનામ.

(૬) આહારકતૈજસબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી આહારક અને તૈજસ પુદ્ગલોનો પરસ્પર સંબંધ થાય તે આહારકતૈજસબંધનનામ.

(૭) ઔદારિકકાર્મણબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી ઔદારિક અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબન્ધ થાય તે ઔદારિકકાર્મણબંધનનામ.

(૮) વૈક્રિયકાર્મણબન્ધનનામઃ-જે કર્મના ઉદયથી વૈક્રિય અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબન્ધ થાય તે વૈક્રિય કાર્મણબંધનનામ

(૯) આહારકકાર્મણબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી આહારક અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબન્ધ થાય તે આહારકકાર્મણબન્ધનનામ.

એ રીતે નવ બંધનો થયા. હવે બીજા ત્રણ બંધનો બનાવે છેઃ—

'ઇતરદ્વિસહિતાનાં' ઔદારિક પુદ્ગલોની સાથે તેથી ઇતર-અન્ય તૈજસ કાર્મણ એ બન્નેનો સંયોગ કરતા ત્રણ બંધનો થાય છેઃ-૧ ઔદારિકતૈજસકાર્મણબંધન, ૨ વૈક્રિય-તૈજસકાર્મણબન્ધન, અને ૩ આહારકતૈજસકાર્મણબંધન.

(૧૦) ઔદારિકતૈજસકાર્મણબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી ઔદારિકપુદ્ગલોનો તૈજસ કાર્મણ ઉભયની સાથે સંબન્ધ થાય તે ઔદારિકતૈજસકાર્મણ બન્ધનનામ.

(૧૧) વૈક્રિયતૈજસકાર્મણબન્ધનનામઃ—જે કર્મના ઉદયથી વૈક્રિય પુદ્ગલોનો તૈજસ અને કાર્મણની સાથે સંબન્ધ થાય તે વૈક્રિયતૈજસકાર્મણબંધનનામ.

(૧૨) આહારકતૈજસબંધનનામઃ—જે કર્મના ઉદયથી આહારક પુદ્ગલોની સાથે તૈજસ અને કાર્મણ ઉભયનો સંબન્ધ થાય તે આહારક તૈજસકાર્મણબંધનનામ.

'ત્રીણિ તેષાં ચ' તેઓના-તૈજસ અને કાર્મણ પુદ્ગલોના પરસ્પર ત્રણ બંધનો થાય છેઃ-૧. તૈજસતૈજસબંધન-

નામ, ૨. કાર્મણકાર્મણબંધનનામ, અને ૩. તૈજસકાર્મણ-બંધનનામ.

(૧૩) તૈજસતૈજસબંધનનામઃ—જેના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા તૈજસ પુદ્ગલો સાથે નવા બંધાતા તૈજસ-પુદ્ગલોનો સંબન્ધ થાય તે તૈજસતૈજસબંધનનામ.

(૧૪) કાર્મણકાર્મણબંધનનામઃ-જેના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા કાર્મણપુદ્ગલોની સાથે હમણા બંધાતા કાર્મણ પુદ્ગલોનો સંબન્ધ થાય તે કાર્મણકાર્મણબંધનનામ.

(૧૫) તૈજસકાર્મણબંધનનામઃ-જેના ઉદયથી તૈજસ અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબન્ધ થાય તે તૈજસકાર્મણબન્ધનનામ.

અંહીઆ ઔદારિક, વૈક્રિય અને આહારક પુદ્ગલોનો વિજાતીય સંયોગ થતો નથી; એટલે ઔદારિકનો વૈક્રિય કે આહારક પુદ્ગલો સાથે યોગ થતો નથી માટે પંદર જ બંધનો થાય છે અધિક થતાં નથી.

સંહનનનામ છ પ્રકારે કહે છેઃ–

संघयणमट्ठिनिचओ तं छद्धा वज्जरिसहनारायं।
तह य रिसहनारायं नारायं अद्धनारायं ॥ ३७ ॥
कीलिय छेवट्ठं इह रिसहो पट्टो य कीलिया वज्जं।
उभओ मक्कडबंधो नाराय इममुरालंगे ॥ ३८ ॥

संहननमस्थिनिचयः तत्षोढा वज्रऋषभनाराचम् ।
तथा च ऋषभनाराचं नाराचमर्द्धनाराचम् ॥

कीलिका सेवार्तमिह ऋषभः पट्टश्च कीलिका वज्रम् ।
उभयतो मर्कटबन्धो नाराचमिदमुदाराङ्गे ॥

અર્થઃ—હાડકાંઓના નિચય-રચનાને સંઘયણ કહે છે. તેના ૭ પ્રકાર છેઃ—૧. વજ્રઋષભનારાચ; ૨. ઋષભ-નારાચ; ૩. નારાચ; ૪. અર્દ્ધનારાચ; ૫. કીલિકા; ૬ છેવઠું.—સેવાર્ત. અંહી ઋષભ એટલે પાટો, વજ્ર એટલે ખીલી, અને નારાચ એટલે બન્ને પાસે મર્કટબંધ. આ સંઘયણો માત્ર ઔદારિકશરીરને વિષે હોય છે.

ભાવાર્થઃ—શરીરની દઢતાનો આધાર અસ્થિની રચના ઉપર છે, અને તેનેજ સંઘયણ કહે છે. અસ્થિનો સંભવ માત્ર ઔદારિક શરીરને વિષે હોવાથી બીજા વૈક્રિયાદિ શરીરને વિષે સંઘયણ નથી. સૂત્રમાં દેવોને વજ્રઋષભનારાચ સંઘયણવાળા કહ્યા છે, તે માત્ર શક્તિની અપેક્ષાએ જાણવું. એટલે દેવો વજ્રઋષભનારાચસંઘયણવાળાની પેઠે દઢ શરીર-વાળા છે.

૧. વજ્રઋષભનારાચનામઃ-બે હાડકાને મર્કટબંધ-વડે બાંધેલા હોય, તેના ઉપર ઋષભ એટલે પાટાના આકાર-વાળું હાડકું વીંટાયેલું હોય, અને ત્રણ હાડકાને ભેદનાર વજ્ર એટલે ખીલીના આકારવાળાં હાડકાથી મજબુત થયેલ એવું તે વજ્રઋષભનારાચસંહનન. તેનું કારણ જે કર્મ તે વજ્રઋષભનારાચસંઘયણનામકર્મ.

૨. ઋષભનારાચનામઃ—માત્ર ખીલી રહિત પૂર્વોક્ત જે હાડની રચના તે ઋષભનારાચ, તેનું કારણ જે કર્મ તે ઋષભનારાચસંઘયણનામ કર્મ.

૩. **નારાચનામઃ**—જ્યાં હાડકાના બન્ને પાસા મર્કટ-બંધથી બંધાયેલા હોય, પણ હાડનાં પાટો અને ખીલી ન હોય તેવા પ્રકારની હાડની રચના તે નારાચસંઘયણ. તેનું કારણ જે કર્મ તે નારાચસંઘયણનામ.

૪. **અર્દ્ધનારાચનામઃ**—જ્યાં હાડકાને એક પાસે મર્કટ-બંધ હોય, અને બીજે પાસે ખીલી હોય તેવા હાડની રચના તે અર્દ્ધનારાચ. તેનું કારણ જે કર્મ તે અર્દ્ધનારાચસંઘયણનામ.

૫. **કીલિકાનામઃ**—જ્યાં કીલિકા-ખીલી માત્રથી હાડકાં બંધાયેલા હોય તેવા પ્રકારની હાડની રચના તે કીલિકા, તેનું કારણ જે કર્મ તે કીલિકાસંઘયણનામ.

૬. **સેવાર્તનામઃ**—જ્યાં હાડકાં પરસ્પર અડકીને રહેલા હોય તે છેવટ્ઠું સંઘયણ કે સેવાર્ત. સ્નિગ્ધપદાર્થનું ભોજન, તૈલમર્દન વગેરે સેવાથી ઋત-વ્યાપ્ત હોય એટલે જેને તેની નિત્ય અપેક્ષા હોય તે સેવાર્ત તેનું કારણભૂત જે કર્મ તે સેવાર્તસંઘયણનામ.

એ રીતે સંઘયણનામકર્મ ૭ પ્રકારે કહ્યું, હવે ૭ પ્રકારે સંસ્થાનનામ અને પાંચ પ્રકારે વર્ણનામ કર્મ કહે છેઃ—

समचउरंसं निग्गोह–साइ–खुज्जा इ वामणं हुंडं ।
संठाणा वन्ना किण्ह–नील–लोहिय–हलिद्द–सिया ॥३९॥

समचतुरस्र न्यग्रोध–सादि–कुब्जा वामनं हुंडं ।
संस्थानानि वर्णा कृष्ण–नील–लोहित–हारिद्र–सिताः ॥

**અર્થઃ**—સમચતુરસ્ર, ન્યગ્રોધ, સાદિ, કુબ્જ, વામન અને હુંડ એ (૭) સંસ્થાનો છે. કૃષ્ણ (કાળો), નીલ

(લીલો), રક્ત (રાતો), પીત (પીળો) અને શ્વેત-એ (પાંચ) વર્ણો છે.

૧. **સમચતુરસ્રનામઃ**—સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા લક્ષણયુક્ત શરીરના સઘળા અવયવો હોય; અથવા પર્યંકાસને બેઠેલા પુરુષના બે ઢીંચણનું અંતર, ડાબા ખભા ને જમણા ઢીંચણનું અન્તર, જમણા ખભા ને ડાબા ઢીંચણનું અન્તર, આસન ને લલાટનું અન્તર-એ પ્રમાણે ચાર અસ્રિ-બાજુનું અન્તર સમ-સરખું હોય તે સમચતુરસ્રસંસ્થાન; જે કર્મના ઉદયથી તેવા સમચતુરસ્ર સંસ્થાનની પ્રાપ્તિ થાય તે સમચતુરસ્રનામ.

૨. **ન્યગ્રોધપરિમંડલનામઃ**—ન્યગ્રોધ-વડના જેવો, પરિમંડલ-આકાર; જેમ વડની ઉપરનો ભાગ શાખા, પ્રશાખા ને પાંદડા વગેરેથી સુંદર હોય છે, અને નીચેનો ભાગ તેવો સુશોભિત હોતો નથી; તેમ શરીરની ઉપરનો ભાગ સુન્દર-લક્ષણયુક્ત હોય, અને નીચેનો ભાગ લક્ષણહીન હોય તે ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન. જે કર્મના ઉદયથી તેવા ન્યગ્રોધપરિમંડલ સંસ્થાનની પ્રાપ્તિ થાય તે ન્યગ્રોધપરિમંડલનામ.

૩. **સાદિનામઃ**—શરીરમાં નાભિની ઉપરના અવયવો લક્ષણહીન હોય, અને નીચેના અવયવો લક્ષણયુક્ત હોય તે સાદિસંસ્થાન. જે કર્મના ઉદયથી સાદિ સંસ્થાનની પ્રાપ્તિ થાય તે સાદિસંસ્થાનનામ.

૪. **કુબ્જનામઃ**—મસ્તક, ગ્રીવા, હાથ ને પગ લક્ષણ યુક્ત હોય, અને છાતી ઉદર વગેરે લક્ષણ હીન હોય તે

કુબ્જ સંસ્થાન. જે કર્મના ઉદયથી તેવા પ્રકારના કુબ્જ-સંસ્થાનની પ્રાપ્તિ થાય તે કુબ્જસંસ્થાનનામ.

**૫. વામનનામઃ**—છાતી, પેટ વગેરે અવયવો લક્ષણ યુક્ત હોય, અને મસ્તક, ગ્રીવા, હાથ ને પગ લક્ષણ રહિત હોય તે વામનસંસ્થાન, જે કર્મના ઉદયથી વામન-સંસ્થાનની પ્રાપ્તિ થાય તે વામનસંસ્થાનનામ.

કોઇ આચાર્ય કુબ્જ અને વામન સંસ્થાનનું લક્ષણ પરસ્પર વિપરીત જણાવે છે.

**૬. હુંડકનામ**—શરીરના સઘળા અવયવો લક્ષણ રહિત અને બેડોળ હોય તે હુંડક સંસ્થાન. જે કર્મના ઉદયથી તેવા ખરાબ સંસ્થાનની પ્રાપ્તિ થાય તે હુંડક-સંસ્થાન નામ.

જે કર્મના ઉદયથી પ્રાણીના શરીરને વિષે કૃષ્ણાદિ વર્ણની પ્રાપ્તિ થાય તે વર્ણનામ. તેના પાંચ ભેદ છે—

**૧. કૃષ્ણનામઃ**—જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર કૃષ્ણવર્ણવાળું ( કાળું ) હોય તે કૃષ્ણનામ.

**૨. નીલનામઃ**—જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર નીલવર્ણયુક્ત ( લીલું ) હોય તે નીલનામકર્મ.

**૩. લોહિતનામ**—જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર લોહિત-રાતું હોય તે લોહિતનામ.

**૪. હારિદ્રનામઃ**—જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર પીળું હોય તે હારિદ્રવર્ણનામ.

**૫. સિતનામઃ**—જે કર્મના ઉદયથી જન્તુનું શરીર શ્વેતવર્ણ યુક્ત હોય તે સિતનામકર્મ.

એ શિવાય બીજા ચિત્ર (કાબરચિતરા) વગેરે અનેક વર્ણો છે, પણ તે સાંયોગિક હોવાથી તેનું પૃથક્ ગ્રહણ કર્યું નથી.

વર્ણનામકર્મ પાંચ પ્રકારે કહ્યું, હવે ગંધનામ, રસનામ, અને સ્પર્શ નામના ભેદો કહે છે—

सुरहिदुरही रसा पण तित्त–कडु–कसाय–अंबिला महुरा ।
फासा गुरु–लहु–मिउ–खर–सी–उण्ह–सिणिद्ध–रुक्खट्ठा ॥४०॥

सुरभिदुरभी, रसाः पञ्च तिक्त–कटु–कषाय–अम्ल–मधुराः ।
स्पर्शा गुरु–लघु–मृदु–खर–शीत–उष्ण–स्निग्ध–रूक्षा अष्टौ ॥

અર્થ:—સુરભિગન્ધ અને દુરભિગન્ધ–એ બે પ્રકારનો ગન્ધ છે. રસના પાંચ પ્રકાર છે–તિક્ત (કડવો), કટુક (તીખો), કષાય (તુરો), અમ્લ (ખાટો), અને મધુર. ગુરુ (ભારે), લઘુ (હલકો), મૃદુ (સુંવાળો), ખર (કર્કશ–ખરબચડો) શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, અને રૂક્ષ (લુખો) એ આઠ સ્પર્શ છે.

૧. સુરભિગન્ધનામઃ—જે કર્મના ઉદયથી જીવનું શરીર કપુરાદિની પેઠે સુગન્ધી હોય તે સુરભિગન્ધનામ.

૨. દુરભિગન્ધનામઃ—જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર લસણાદિકની પેઠે દુર્ગન્ધી હોય તે દુરભિગન્ધનામ.

હવે રસનામના તિક્તાદિક પાંચ પ્રકાર કહે છેઃ—

૧. તિક્તનામઃ—કફ વગેરે દોષનો નાશ કરનાર લિંબડા વગેરેમાં રહેલો તે તિક્ત–કડવો રસ. જેના ઉદયથી જીવનું શરીર લીંબડા વગેરેની પેઠે કડવું હોય તે તિક્તરસનામકર્મ.

૨. કટુકનામઃ—ગળા પ્રમુખના રોગને શમાવનાર,

મરી સુંઠ વગેરે કટુક પદાર્થમાં રહેલો તે કટુકરસ, જેના ઉદયથી પ્રાણીનું શરીર મરી વગેરેની પેઠે તીખા રસવાળું હોય તે કટુકરસનામ.

૩. કષાયનામઃ--બહેડાં ને આમળા પ્રમુખમાં રહેલો, રક્તદોષ વગેરે વ્યાધિને શાન્ત કરનાર કષાય-તૂરો રસ જાણવો. જેના ઉદયથી પ્રાણીનું શરીર તુરારસવાળું હોય તે કષાયરસનામ.

૪. અમ્લરસનામઃ—જઠરાગ્નિનું ઉદ્દીપન કરનાર, આંબલી લીંબુ વગેરેમાં રહેલ અમ્લ ( ખાટો ) રસ જાણવો. જેના ઉદયથી પ્રાણીનું શરીર આંબલી વગેરેની જેમ ખાટું થાય તે અમ્લરસનામ.

૫. મધુરરસનામઃ—પિત્તાદિ દોષને શમાવનાર, ગોળ, સાકર વગેરેમાં રહેલ મધુરરસ જાણવો. જેના ઉદયથી પ્રાણીનું શરીર શેરડી આદિની પેઠે મિષ્ટ હોય તે મધુરરસનામ.

બીજે સ્થળે સૈંધવ પ્રમુખ ખારી ચીજમાં રહેલ લવણ ( ખારો ) રસ જૂદો માનેલ છે, પણ તે મધુરાદિ રસના સંયોગજન્ય હોવાથી તેને પૃથક્ ગણ્યો નથી.

હવે સ્પર્શનામના આઠ પ્રકાર બતાવે છે–

૧. ગુરુસ્પર્શનામ—અધોગમનનું કારણ, લોહ વગેરે ભારે વસ્તુમાં રહેલો ગુરુસ્પર્શ જાણવો; જેના ઉદયથી જન્તુનું શરીર લોહની માફક ભારે હોય તે ગુરુસ્પર્શનામ.

૨. લઘુસ્પર્શનામ—પ્રાયઃ તિર્યગ્ અને ઉર્ધ્વ ગમનનું કારણ, આકડાના રૂ વગેરે હલકી ચીજોમાં રહેલ હોય તે

એ શિવાય બીજા ચિત્ર (કાબરચિતરા) વગેરે અનેક વર્ણો છે, પણ તે સાંયોગિક હોવાથી તેનું પૃથક્ ગ્રહણ કર્યું નથી.

વર્ણનામકર્મ પાંચ પ્રકારે કહ્યું, હવે ગંધનામ, રસનામ, અને સ્પર્શ નામના ભેદો કહે છે—

सुरहिदुरही रसा पण तित्त-कडु-कसाय-अंबिला महुरा ।
फासा गुरु-लहु-मिउ-खर-सी उण्ह-सिणिद्ध-रुक्खट्ठा ॥४०॥

सुरभिदुरभी, रसाः पञ्च तिक्त-कटु-कषाय-अम्ल-मधुराः ।
स्पर्शा गुरु-लघु-मृदु-खर-शीत-उष्ण-स्निग्ध-रूक्षा अष्टौ ॥

અર્થ.—સુરભિગન્ધ અને દુરભિગન્ધ-એ બે પ્રકારનો ગન્ધ છે. રસના પાચ પ્રકાર છે-તિક્ત ( કડવો ), કટુક ( તીખો ), કષાય ( તુરો ), અમ્લ ( ખાટો ), અને મધુર. ગુરુ ( ભારે ), લઘુ ( હલકો ), મૃદુ ( સુવાળો ), ખર ( કર્કશ-ખડબચડો ) શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, અને રૂક્ષ ( લુખો ) એ આઠ સ્પર્શ છે.

૧. સુરભિગન્ધનામઃ—જે કર્મના ઉદયથી જીવનું શરીર કપુરાદિની પેઠે સુગન્ધી હોય તે સુરભિગન્ધનામ.

૨. દુરભિગન્ધનામઃ—જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર લસણાદિકની પેઠે દુર્ગન્ધી હોય તે દુરભિગન્ધનામ.

હવે રસનામના તિક્તાદિક પાચ પ્રકાર કહે છે—

૧. તિક્તનામઃ—કફ વગેરે દોષનો નાશ કરનાર લિંબડા વગેરેમાં રહેલો તે તિક્ત-કડવો રસ. જેના ઉદયથી જીવનું શરીર લીંબડા વગેરેની પેઠે કડવું હોય તે તિક્તરસનામકર્મ.

૨. કટુકનામઃ—ગળા પ્રમુખના રોગને શમાવનાર,

મરી સુંઠ વગેરે કટુક પદાર્થમાં રહેલો તે કટુકરસ, જેના ઉદયથી પ્રાણીનું શરીર મરી વગેરેની પેઠે તીખા રસવાળું હોય તે કટુકરસનામ.

૩. કષાયનામઃ—બહેડાં ને આમળા પ્રમુખમાં રહેલો, રક્તદોષ વગેરે વ્યાધિને શાન્ત કરનાર કષાય-તૂરો રસ જાણવો. જેના ઉદયથી પ્રાણીનું શરીર તુરારસવાળું હોય તે કષાયરસનામ.

૪. અમ્લરસનામઃ—જઠરાગ્નિનું ઉદ્દીપન કરનાર, આંબલી લીંબુ વગેરેમાં રહેલ અમ્લ ( ખાટો ) રસ જાણવો. જેના ઉદયથી પ્રાણીનું શરીર આંબલી વગેરેની જેમ ખાટું થાય તે અમ્લરસનામ.

૫. મધુરરસનામઃ—પિત્તાદિ દોષને શમાવનાર, ગોળ, સાકર વગેરેમાં રહેલ મધુરરસ જાણવો. જેના ઉદયથી પ્રાણીનું શરીર શેરડી આદિની પેઠે મિષ્ટ હોય તે મધુરરસનામ.

બીજે સ્થળે સેંધવ પ્રમુખ ખારી ચીજમાં રહેલ લવણ ( ખારો ) રસ જૂદો માનેલ છે, પણ તે મધુરાદિ રસના સંયોગજન્ય હોવાથી તેને પૃથક્ ગણ્યો નથી.

હવે સ્પર્શનામના આઠ પ્રકાર બતાવે છે:-

૧. ગુરુસ્પર્શનામ—અધોગમનનું કારણ, લોહ વગેરે ભારે વસ્તુમાં રહેલો ગુરુસ્પર્શ જાણવો; જેના ઉદયથી જન્તુનું શરીર લોહની માફક ભારે હોય તે ગુરુસ્પર્શનામ.

૨. લઘુસ્પર્શનામ—પ્રાયઃ તિર્યગ્ અને ઉર્ધ્વ ગમનનું કારણ, આકડાના રૂ વગેરે હલકી ચીજોમાં રહેલ હોય તે

લઘુસ્પર્શ; જેના ઉદયથી પ્રાણીનું શરીર આકડાના રૂની પેઠે હલકું હોય તે લઘુસ્પર્શનામ.

૩. મૃદુસ્પર્શનામઃ—નેતર વગેરે નરમ વસ્તુમાં રહેલ મૃદુ સ્પર્શ જાણવો; જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર મૃદુ-કોમળ સ્પર્શવાળું હોય તે મૃદુસ્પર્શનામ.

૪. ખરસ્પર્શનામઃ—પત્થર વગેરે ખરસટ વસ્તુમાં રહેલો ખરસ્પર્શ જાણવો; જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર ખર-કર્કશ થાય તે ખરસ્પર્શનામ.

૫. શીતસ્પર્શનામઃ—બરફ વગેરે ઠંડા પદાર્થમાં રહેલો શીતસ્પર્શ જાણવો, જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર શીત-ઠંડુ હોય તે શીત સ્પર્શનામ.

૬. ઉષ્ણસ્પર્શનામઃ—આહારના પાકનું કારણ, અગ્નિ વગેરે ઉષ્ણ પદાર્થમાં રહેલો ઉષ્ણસ્પર્શ જાણવો; જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર ઉષ્ણ-ગરમ હોય તે ઉષ્ણસ્પર્શનામ.

૭. સ્નિગ્ધસ્પર્શનામઃ—પુદ્ગલ દ્રવ્યના પરસ્પર સંયોગનું કારણ, ઘૃતાદિ સ્નિગ્ધ પદાર્થમાં રહેલો સ્નિગ્ધ સ્પર્શ જાણવો; જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર સ્નિગ્ધ-ચીકાશવાળું હોય તે સ્નિગ્ધસ્પર્શનામ.

૮. રૂક્ષસ્પર્શનામઃ—છુટા રહેલા પુદ્ગલ દ્રવ્યના પરસ્પર સંબન્ધ નહિ થવામાં કારણ ભસ્માદિકમાં રહેલો રૂક્ષ સ્પર્શ જાણવો. જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર રૂક્ષ-લુખું હોય તે રૂક્ષસ્પર્શનામ.

આ આઠ સ્પર્શના સંસર્ગથી ઉત્પન્ન થયેલા બીજા સ્પ-

શોની અહીં ગણના કરી નથી, કારણ કે તે સર્વેનો આમાંજ અન્તર્ભાવ થાય છે.

એ પ્રમાણે વર્ણાદિચતુષ્કના વીશ ઉત્તર ભેદ થયા; હવે તેમાં શુભાશુભપણું બતાવે છે—:

नीलकसिण दुगंधं तित्त कडुअं गुरुं खरं रुक्खं ।
सीअं च असुहनवगं इक्कारसगं सुभं सेसं ॥ ४१ ॥

नीलकृष्णं दुर्गन्ध तिक्तं कटुकं गुरु खरं रुक्षम् ।
शीतं चाशुभनवकमेकादशक शुभं शेषम् ॥

અર્થઃ—(વર્ણમાં) નીલ (લીલો) અને કૃષ્ણ (કાળો) વર્ણ, (ગન્ધમાં) દુર્ગન્ધ, (રસમાં) તિક્ત અને કટુક રસ, (સ્પર્શમાં) ગુરુ (ભારે), કર્કશ, રૂક્ષ અને શીત સ્પર્શ-એ નવ (વર્ણાદિ) અશુભ છે. બાકીના અગીઆર શુભ છે.

ભાવાર્થઃ--નીલવર્ણાદિ નામ કર્મની નવ પ્રકૃતિ અશુભ છે, કારણ કે તે શરીરાશ્રિત અશુભ નીલ વર્ણાદિનો હેતુ છે. બાકી રહેલા વર્ણમાં રકત, પીત અને શ્વેત વર્ણ, ગંધમાં સુરભિગન્ધ, રસમાં મધુર, અમ્લ અને કષાય (તૂરો) રસ, અને સ્પર્શમાં લઘુ, મૃદુ, સ્નિગ્ધ અને ઉષ્ણ સ્પર્શ-એ નામ કર્મની અગીઆર પ્રકૃતિઓ શુભ છે; કારણ કે તે શરીરમાં શુભવર્ણાદિ વિપાકને આપે છે.

હવે આનુપૂર્વીનામ, નરકદ્વિકાદિ સંજ્ઞાઓ, તથા વિહાયોગતિનામનું વર્ણન કરે છેઃ-

चउह गइव्वणुपुव्वी गइपुव्विदुगं तिगं निआउजुअं ।
पुव्वीउदओ वक्के सुहअसुहवसुट्टविहगगई ॥ ४२ ॥

चतुर्धा गतिरिवानुपूर्वी गतिपूर्वीद्विकं त्रिकं निजायुर्युतम्
पूर्व्युदयो वक्रे शुभाशुभवृषोष्ट्रविहगगतयः ॥

**અર્થઃ**—ગતિની પેઠે આનુપૂર્વી ચાર પ્રકારે છે. ગતિ અને આનુપૂર્વી મળી દ્વિક કહેવાય છે. અને તે ગતિના આયુષથી યુકત કરીએ એટલે ત્રિક કહેવાય છે. આનુપૂર્વીનામનો ઉદય વક્રગતિને વિષે હોય છે. વૃષભ અને ઉંટની ગતિની પેઠે શુભ અને અશુભ વિહાયોગતિ બે પ્રકારે છે.

**ભાવાર્થઃ**—ગતિના નામથી આનુપૂર્વી ચાર પ્રકારની છેઃ-૧. નરકાનુપૂર્વી, ૨. તિર્યંગાનુપૂર્વી, ૩. મનુષ્યાનુપૂર્વી, અને ૪. દેવાનુપૂર્વી. નરકગતિ સહચરિત જે આનુપૂર્વી તે નરકાનુપૂર્વી, કેમકે ગતિનામકર્મનો ઉદય થવાથીજ તેનો ઉદય થાય છે. તેવી રીતે તિર્યંગાનુપૂર્વી, મનુષ્યાનુપૂર્વી અને દેવાનુપૂર્વી જાણવી.

૧. **નરકાનુપૂર્વીનામઃ**—જે કર્મના ઉદયથી વક્રગતિએ નરકગતિમાં જતાં જીવની આકાશપ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે નરકાનુપૂર્વીનામ.

૨. **તિર્યંગાનુપૂર્વીનામઃ**—જે કર્મના ઉદયથી વક્રગતિએ તિર્યંચગતિમાં જતા જીવની આકાશ પ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે તિર્યંગાનુપૂર્વીનામ.

૩. **મનુષ્યાનુપૂર્વીનામઃ**—જે કર્મના ઉદયથી વક્રગતિએ મનુષ્યગતિમાં જતા જીવની આકાશપ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે મનુષ્યાનુપૂર્વીનામ.

૪. **દેવાનુપૂર્વીનામઃ**—જે કર્મના ઉદયથી વક્રગતિએ

દેવગતિમાં જતા જીવની આકાશ પ્રદેશની શ્રેણીને અનુસારે ગતિ થાય તે દેવાનુપૂર્વીનામ.

આનુપૂર્વીનો ઉદય વક્ર ગતિએ જતા હોય છે. જેમ, બે સમયાદિની વક્રગતિએ નરકમાં જતાં જીવને નરકાનુપૂર્વીનો ઉદય હોય છે. બૃહત્ કર્મવિપાકમાં કહ્યું છે કે- " નરકાયુષ્યના ઉદયથી નરકને વિષે વક્ર ગતિથી જતાં જીવને નરકાનુપૂર્વીનો ઉદય હોય છે અન્યત્ર નથી " તેવી રીતે અન્ય આનુપૂર્વીના સંબંધમાં જાણવું.

હવે આનુપૂર્વીના યોગથી થતી નરકદ્વિકાદિ સંજ્ઞાએ। બતાવે છે. ગતિ અને આનુપૂર્વી મળી દ્વિક કહેવાય છે. નરકદ્વિક-નરકગતિ અને નરકાનુપૂર્વી. તિર્યગ્દ્વિક-તિર્યગ્ગતિ અને તિર્યગાનુપૂર્વી. તે ગતિના આયુષ્યવડે સહિત કરીએ એટલે ત્રિક કહેવાય છે. નરકત્રિક-નરકગતિ, નરકાનુપૂર્વી અને નરકાયુષ. મનુષ્યત્રિક-મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી અને મનુષ્યાયુષ્ વગેરે. એ શિવાય બીજી પણ સંજ્ઞાએ। જાણવી. જેમ વૈક્રિયષટ્ક-દેવગતિ, દેવાનુપૂર્વી, નરકગતિ, નરકાનુપૂર્વી, વૈક્રિયશરીર અને વૈક્રિયઅંગોપાંગ. વિકલત્રિક-બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચઉરિન્દ્રિય જાતિ. ઔદારિકદ્વિક-ઔદારિકશરીર અને ઔદારિક અંગોપાંગ. આહારકદ્વિક-આહારકશરીર અને આહારકઅંગોપાંગ. વૈક્રિયાષ્ટક-દેવત્રિક, નરકત્રિક, વૈક્રિયશરીર અને વૈક્રિયઅંગોપાંગ, અગુરુલઘુચતુષ્ક-અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત અને ઉચ્છ્વાસ.

વિહાયોગતિ શુભ અને અશુભ એ પ્રમાણે બે પ્રકારની છે. વૃષભ, હસ્તિ અને હંસના જેવી ગતિ તે શુભ

વિહાયોગતિ; અને ઉંટ, ગધેડા વગેરેના જેવી ગતિ તે અશુભવિહાયોગતિ જાણવી.

૧. શુભવિહાયોગતિનામઃ—જે કર્મના ઉદયથી વૃષભ હસ્તિ વગેરેની પેઠે સારી ગતિ (ચાલ) હોય તે શુભવિહાયોગતિનામ.

૨. અશુભવિહાયોગતિનામઃ—જે કર્મના ઉદયથી ઉંટ ગધેડા વગેરેની પેઠે ખરાબ ગતિ (ચાલ) પ્રાપ્ત થાય તે અશુભવિહાયોગતિનામ.

પિંડ પ્રકૃતિના ઉત્તર ભેદો વર્ણવ્યા, હવે પ્રત્યેક પ્રકૃતિઓમાં પરાઘાત અને ઉચ્છ્વાસ નામનું વર્ણન કરે છેઃ—

परघाउदया पाणी परेसि बलिणंपि होइ दुद्धरिसो ।
ऊससणलद्धिजुत्तो हवेइ ऊसासनामवसा ॥ ४३ ॥

पराघातोदयात्प्राणी परेषां बलिनामपि भवति दुर्धर्षः ।
उच्छ्वसनलब्धियुक्तो भवति उच्छ्वासनामवशात् ॥

અર્થઃ—પરાઘાતનામકર્મના ઉદયથી પ્રાણી બીજા બલવાનથી પણ પરાભવ ન પામે. શ્વાસોચ્છ્વાસ નામકર્મના ઉદયથી ઉચ્છ્વાસલબ્ધિયુક્ત હોય.

પરાઘાતનામઃ—જે કર્મના ઉદયથી મહાન્ તેજસ્વી આત્મા પોતાના દર્શનમાત્રથી અને વાણીના અતિશયથી મહારાજાઓની સભાના સભ્યોને પણ ક્ષોભ પેદા કરે, પોતાના પ્રતિસ્પર્દ્ધિની પ્રતિભાનો નાશ કરે તે પરાઘાતનામકર્મ.

ઉચ્છ્વાસનામઃ—જે કર્મના ઉદયથી આત્માને શ્વાસોચ્છ્વાસની લબ્ધિ પ્રાપ્ત થાય તે ઉચ્છ્વાસનામ.

શિષ્યઃ—હે ભગવન્! શાસ્ત્રમાં સર્વલબ્ધિઓ ક્ષાયોપશમિકી ( કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલી ) કહેલી છે, તો શ્વાસોચ્છ્વાસલબ્ધિ ઔદયિકી ( કર્મના ઉદયથી થયેલી ) કેમ કહો છો?

ગુરુઃ—શાસ્ત્રમાં લબ્ધિઓ ક્ષાયોપશમિકી કહેલી છે, છતાં કોઇ કોઈ લબ્ધિઓ આદયિકી પણ છે. જેમ વૈક્રિયલબ્ધિ અને આહારકલબ્ધિ ઔદયિકી છે, તેમ આ લબ્ધિ પણ ઔદયિકી છે; છતાં તેમાં વીર્યાન્તરાયનો ક્ષયોપશમ પણ નિમિત્ત કારણ છે એટલે ઔદયિકી છતાં ક્ષાયોપશમિકી કહેવામાં કાંઇ પણ વિરોધ નથી.

હવે આતપનામ કર્મનું વર્ણન કરે છેઃ—

रविबिंबे उ जिअंगं तावजुअं आयवाउ न उ जलणे ।
जमुसिणफासस्स तहिं लोहियवन्नस्स उदउत्ति ॥ ४४ ॥
रविबिम्बे तु जीवाङ्गं तापयुतं आतपाद् न तु ज्वलने ।
यदुष्णस्पर्शस्य तत्र लोहितवर्णस्य उदय इति ॥

અર્થઃ—આતપનામકર્મના ઉદયથી સૂર્યના બિંબને વિષેજ જીવનું શરીર તાપયુક્ત હોય છે, પણ અગ્નિને વિષે ( તેનો ઉદય ) નથી; કેમ કે તેને ઉષ્ણસ્પર્શનો અને રાતા વર્ણનો ઉદય છે.

ભાવાર્થઃ—આતપનામકર્મના ઉદયથી પ્રાણીઓનું શરીર અનુષ્ણ છતાં ઉષ્ણ પ્રકાશરૂપ તાપ ઉત્પન્ન કરે છે. તેનો ઉદય માત્ર સૂર્યમંડલ વિષે રહેલા પૃથ્વીકાયના જીવોને હોય છે, પણ અગ્નિને હોતો નથી. કેમકે તેને વિષે ઉષ્ણતા

ઉષ્ણુસ્પર્શનામકર્મના ઉદયથી હોય છે અને ઉત્કટ લોહિતવર્ણના ઉદયથી પ્રકાશકત્વ છે.

**આતપનામઃ**—જે કર્મના ઉદયથી જીવનું શરીર પોતે અનુષ્ણ છતાં ઉષ્ણ પ્રકાશરૂપ તાપ ઉત્પન્ન કરે તે આતપનામ.

ઉદ્યોતનામકર્મનું સ્વરૂપ બતાવે છેઃ—

अणुसिणपयासरूवं जियंगमुज्जोअए इहुज्जोआ ।
जइदेवुत्तरविक्किअ-जोइस-खज्जोअमाइ व्व ॥ ४८ ॥
अनुष्णप्रकाशरूपं जीवाङ्गमुद्योतते इहोद्योतात् ।
यतिदेवोत्तरवैक्रियज्योतिष्कखद्योतादय इव ॥

**અર્થઃ**—અહીં ઉદ્યોતનામ કર્મના ઉદયથી જીવનું શરીર અનુષ્ણ ( શીત ) પ્રકાશરૂપ ઉદ્યોત કરે છે. જેમ, યતિ અને દેવનું ઉત્તર વૈક્રિય શરીર, ચંદ્રાદિ જ્યોતિષિક વિમાનો, તથા ખજુઆ વગેરે [ ઉદ્યોત કરે છે.]

**ભાવાર્થઃ**—જ્યારે વૈક્રિય લબ્ધિવાળા સાધુ તથા દેવો પોતાના મૂળ શરીરથી ઉત્તર-બીજું વૈક્રિય શરીર કરે છે, ત્યારે તે શરીર શીત પ્રકાશ કરે છે; તથા ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, અને તારાના વિમાનો તેમજ ખજુઆ વગેરે જીવો, આદિ શબ્દથી રત્ન મણિ અને ઔષધિ વગેરે શીત પ્રકાશ આપે છે, તે સર્વ ઉદ્યોતનામ કર્મના ઉદયથી સમજવું.

**ઉદ્યોતનામઃ**—જે કર્મના ઉદયથી યતિ વગેરેના વૈક્રિય શરીરાદિની પેઠે જીવનું શરીર શીત પ્રકાશ કરે તે ઉદ્યોતનામ.

અગુરુલઘુનામ કર્મ અને તીર્થંકરનામ કર્મનું સ્વરૂપ બતાવે છેઃ—

**अंगं न गुरु न लहुअं जायइ जीवस्स अगुरुलहुउदया ।**
**तित्थेण तिहुअणस्स वि पुज्जो से उदओ केवलिणो ॥४६॥**

अंगं न गुरु न लघु जायते जीवस्यागुरुलघूदयात् ।
तीर्थेन त्रिभुवनस्यापि पूज्यस्तस्योदयः केवलिन. ॥

**અર્થઃ**—અગુરુલઘુનામ કર્મના ઉદયથી જીવનું શરીર અત્યંત ભારે, તેમ અત્યંત હલકુ હોતું નથી. તીર્થંકરનામ કર્મના ઉદયથી આત્મા ત્રણ ભુવનના પ્રાણીઓને પણ પૂજ્ય હોય છે; અને તેનો ઉદય માત્ર કેવલીને હોય છે.

**અગુરુલઘુનામઃ**—જે કર્મના ઉદયથી પ્રાણીનું શરીર ગુરુ (અત્યંત ભારયુક્ત) તેમ અત્યંત લઘુ ન હોય, તેમ ગુરુ લઘુ પણ ન હોય, પરન્તુ અગુરુલઘુ પરિણામ વડે પરિણત હોય તે અગુરુલઘુનામ કર્મ. એકાન્ત ભારે હોય તો વહન કરવું અશક્ય થઈ પડે, અને અત્યંત હલકું હોય તો વાયુ વગેરેથી ઉડી જાય માટે અગુરુલઘુ પરિણામથી પરિણત હોય છે; તેથી સુખપૂર્વક વહન તેમ ધારણ થઇ શકે છે.

યદ્યપિ અગુરુલઘુનામ ધ્રુવોદયિની પ્રકૃતિ હોવાથી અત્યંત ભારે શરીરવાળાને તથા તદ્દન હલકા શરીરવાળાને પણ તેનો ઉદય હોય છે, પરન્તુ તેઓને તેનો મન્દ રસ-વિપાક સંભવે છે, તેના તીવ્ર વિપાકથી તો મધ્યમ વજન-દાર શરીર પ્રાપ્ત થવું સંભવિત છે.

તીર્થંકરનામ કર્મનો વિપાક-રસોદય માત્ર કેવલજ્ઞાનિને હોય છે, તેથી તે ત્રણ ભુવનના જનોને પૂજવા લાયક થાય છે, સુરાસુર અને મનુષ્યને પૂજ્ય ઉત્તમોત્તમ ધર્મતીર્થ પ્રવર્તાવે છે, અને પોતે કૃતકૃત્ય છતાં પણ ધર્મના ઉપદેશ કરવામાં પ્રવૃત્તિ કરે છે, કેવલજ્ઞાની શિવાય બીજાને તીર્થંકરનામનો વિપાકોદય હોતો નથી, પણ પ્રદેશોદય હોય છે, તેથી બીજા જીવની અપેક્ષાએ તેની લોકમાં માન પ્રતિષ્ઠા વધારે પ્રવર્તે છે.

**તીર્થંકરનામઃ**—જે કર્મના ઉદયથી સુરાસુર અને મનુષ્યને પૂજ્ય ધર્મતીર્થ પ્રવર્તાવે, અને ધર્મનો ઉપદેશ કરે તે તીર્થંકરનામ. તીર્થ એટલે ચતુર્વિધ સંઘ અથવા પ્રથમગણધર.

હવે નિર્માણનામ અને ઉપઘાતનામ કર્મનું સ્વરૂપ બતાવે છેઃ—

अंगोवंगनियमणं निम्माणं कुणइ सुत्तहारसमं ।
उवघाया उवहम्मइ सतणुवयवलंबिगाईहिं ॥ ४७ ॥

अङ्गोपाङ्गनियमनं निर्माणं करोति सूत्रधारसमम् ।
उपघातादुपहन्यते स्वतन्ववयवलंबिकादिभिः ॥

**અર્થઃ**—સુતારની પેઠે નિર્માણનામ અંગોપાંગનું નિયમન ( વ્યવસ્થા ) કરે છે. ઉપઘાતનામ કર્મના ઉદયથી પોતાના શરીરના અવયવ લંબીકાદિ વડે પોતે હણાય છે.

**ભાવાર્થઃ**—નિર્માણનામ કર્મ અંગ અને ઉપાંગને

યોગ્ય સ્થળે ગોઠવે છે. માટે તે સુતારની તુલ્ય છે. જેમ સુતાર પુતળીના અવયવોની યોગ્ય સ્થળે ગોઠવણુ કરે છે, તેમ નિર્માણુનામ કર્મ અંગોપાંગનામ કર્મથી નિષ્પન્ન થયેલ અંગ અને ઉપાંગની યોગ્ય સ્થળે ગોઠવણુ કરે છે; તેના અભાવમાં મસ્તક, ઉદર, હાથ પગ ઇત્યાદિ અવયવોની યથાસ્થળે ગોઠવણુ થઇ શકે નહિ.

**નિર્માણુનામઃ**—જેના ઉદયથી અંગોપાંગની પ્રતિનિયત સ્થાને વ્યવસ્થા થાય તે નિર્માણુનામ કર્મ.

ઉપઘાતનામકર્મના ઉદયથી પ્રાણી પોતાના શરીરના અધિક કે વિકાર પામેલા અવયવો—લંબીકા, પડજીભી, ચોરદાંત, રસોળી પ્રમુખ—થી પોતે દુ:ખ પામે તે ઉપઘાતનામ.

**ઉપઘાતનામઃ**—જે કર્મના ઉદયથી પોતાના શરીરના અધિક કે વિકૃત થયેલા અવયવો વડે પોતે હણાય, અથવા ગળે ફાંસો ખાવા વગેરેથી પોતાનો ઘાત કરે તે ઉપઘાતનામ.

આઠ પ્રત્યેક પ્રકૃતિઓનું સ્વરૂપ વર્ણવ્યું, હવે ત્રસ દશકનું સ્વરૂપ કહેતાં પ્રથમ ત્રસનામ, બાદરનામ, અને પર્યાપ્તનામનું સ્વરૂપ બતાવે છે:—

बि-ति-चउ-पणिंदिय तसा बायरओ बायरा जीया थूला।
नियनियपज्जत्तिजुआ पज्जत्ता लद्धिकरणेहिं ॥ ४८ ॥

द्वि-त्रि-चतु:-पञ्चेन्द्रियास्त्रसाद् बादरतो बादरा जीवाः स्थूलाः।
निजनिजपर्याप्तियुताः पर्याप्ताद् लब्धिकरणाभ्याम् ॥

અર્થઃ--ત્રસનામ કર્મના ઉદયથી જીવો બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય થાય છે. બાદરનામ કર્મના ઉદયથી જીવો બાદર-સ્થૂલ, ચક્ષુથી દેખી શકાય તેવા શરીરવાળા થાય છે. પર્યાપ્તનામ કર્મના ઉદયથી જીવો પોતાની યોગ્ય પર્યાપ્તિવડે યુક્ત હોય છે. તે પર્યાપ્ત લબ્ધિ અને કરણથી બે પ્રકારના છે.

ભાવાર્થઃ--પ્રયોજનના વશથી જે એક ઠેકાણેથી બીજે સ્થાને જઇ શકે તે ત્રસ. ત્રસપણું બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોને વિષે હોય છે.

ત્રસનામઃ--જે કર્મના ઉદયથી જીવ ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટના પરિહાર (ત્યાગ) માટે એક સ્થાનેથી બીજે સ્થાને જઈ શકે તે ત્રસનામ.

.. બાદરનામઃ—જે કર્મના ઉદયથી જીવો બાદર પરિણામ વડે પરિણત થાય તે બાદરનામ.1

1. બાદરનામ કર્મના ઉદયથી જીવને ચક્ષુથી દેખી શકાય તેવા શરીરની પ્રાપ્તિ થાય છે. યદ્યપિ પૃથિવીકાયાદિનું પ્રત્યેક શરીર ચક્ષુથી દેખી શકાતુ નથી, તો પણ તેનો સમુદાય દેખી શકાય છે; સૂક્ષ્મ જીવોના શરીરો ગમે તેટલા એકઠા થાય તો પણ તે દેખી શકાતા નથી પ્રાચીન કર્મવિપાકમાં કહ્યુ છે કે-" बायरना मुदएणं बायरकाओ उ होइ सो नियमा "। (गा. १२५) (બાદરનામ કર્મના ઉદયથી જીવ નિશ્ચયથી બાદર શરીરવાળો થાય છે) પરન્તુ આ નવીન કર્મવિપાકની સ્વોપજ્ઞ ટીકામા કહ્યુ છે કે-"ચક્ષુથી ગ્રહણ કરવા યોગ્ય એવા બાદર શરીર કે શરીરના સમુદાયની પ્રાપ્તિ તે બાદરનામ કર્મનો વિપાક છે-એમ કહેવું ઇષ્ટ નથી, કેમકે બાદરનામ કર્મ જીવવિપાકિની (ખાસ જીવને વિપાક આપનાર) પ્રકૃતિ હોવાથી શરીરાદિ

**પર્યાપ્તનામઃ**—જે કર્મના ઉદયથી આત્મા સ્વસ્વ-યોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરે તે પર્યાપ્તનામ.

**1પર્યાપ્તિઃ**—પુદ્ગલના ઉપચયથી ઉત્પન્ન થયેલી, આહારાદિ પુદ્ગલોના ગ્રહણ, પરિણામ અને અવલંબનમાં કારણભૂત

---

પુદ્ગલને વિષે પોતાનો વિપાક કેમ બતાવે ? જો તે પુદ્ગલવિપાકિની પ્રકૃતિ હોય તો શરીરાદિ પુદ્ગલને આશ્રયી પોતાનો વિપાક બતાવે. માટે જીવનો બાદર પરિણામ ઉત્પન્ન કરવો તે બાદરનામ કર્મનો મુખ્ય વિપાક છે, તેથી મૂળ ગાથામાં "बायरओ बायरा जीआ थूला"-(બાદરનામ કર્મના ઉદયથી જીવો બાદર પરિણામ વડે પરિણત થાય છે.) એમ કહ્યું છે. આ પ્રકૃતિ જીવ વિપાકિની છતા પણ પોતાનો કાઇક વિપાક શરીરાદિ પુદ્ગલમે વિષે પણ દેખાડે છે, તેથી બાદર પૃથિવીકાયના એકત્ર મળેલા ઘણા શરીરો ચક્ષુથી દેખાય છે, અને સૂક્ષ્મ પૃથિવીકાયના ઘણા શરીરો મળ્યા હોય તો પણ દેખાતા નથી. જીવવિપાકીની પ્રકૃતિ શરીરને વિષે પોતાનો વિપાક કેમ બતાવે ? આ શંકા પણ ન કરવી, કેમકે ક્રોધ જીવવિપાકિની છતાં ગુસ્સે થયેલા માણસનું મુખ લાલચોળ થઇ જાય છે, એ રીતે પોતાનો વિપાક શરીરને વિષે પ્રકટ કરે છે. તેમ બાદરનામ જીવ વિપાકિની છતાં પોતાનો વિપાક ગૌણપણે શરીરને વિષે દેખાડે છે, કેમકે કર્મની વિચિત્ર શક્તિ છે"

1 તત્ત્વાર્થ ભાષ્યમાં પર્યાપ્તિનું સ્વરૂપ આ પ્રમાણે છે—पर्याप्तिरात्मनः क्रियापरिसमाप्तिः, આત્માની ક્રિયાની સમાપ્તિ થવી તે પર્યાપ્તિ. તેના પાચ પ્રકાર છે—૧ આહારપર્યાપ્તિ, ૨. શરીરપર્યાપ્તિ, ૩ ઇન્દ્રિયપર્યાપ્તિ, ૪. શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ, ૫ ભાષાપર્યાપ્તિ. (કેમકે મન ઇન્દ્રિય હોવાથી મન પર્યાપ્તિનો ઇન્દ્રિયપર્યાપ્તિમાં સમાવેશ કર્યો છે.)

(૧) આહારપર્યાપ્તિ—शरीरेन्द्रियवाङ् मनः प्राणापानयोग्यदलिक द्रव्याहरणक्रियापरिसमाप्तिराहारपर्याप्तिः, શરીર, ઇન્દ્રિય, ભાષા, મન અને શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલ દ્રવ્યને ગ્રહણ કરવાની ક્રિયાની પરિસમાપ્તિ તે આહારપર્યાપ્તિ.

શક્તિવિશેષ તે પર્યાપ્તિ. ઉત્પત્તિને સ્થાને આવી આત્માએ પ્રથમ સમયે જે પુદ્ગલો ગ્રહણ કરેલા છે, અને પછી પ્રતિસમય જે પુદ્ગલો ગ્રહણ કરાય છે, જે પહેલા ગ્રહણ કરેલા પુદ્ગલોના સંબન્ધથી તે રૂપે પરિણત થયેલા છે તે પુદ્ગલોના ઉપચયથી આહારાદિના પુદ્ગલો ગ્રહણ કરી રસાદિ રૂપે પરિણમાવે છે, તથા શ્વાસોચ્છ્વાસાદિ વર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરી તેરૂપે પરિણમાવી અવલંબન કરી છોડી દે છે માટે પુદ્ગલોના ઉપચયથી ઉત્પન્ન થયેલી, ગ્રહણ, પરિણામ અને અવલંબનમાં કારણભૂત શક્તિને પર્યાપ્તિ કહે છે. તેના ૭ પ્રકાર છેઃ—૧. આહારપર્યાપ્તિ; ૨. શરીરપર્યાપ્તિ; ૩. ઇન્દ્રિય-

---

**(૨) શરીરપર્યાપ્તિ**—गृहीतस्य शारीररूपतया संस्थापनक्रियापरिसमाप्तिः शरीरपर्याप्तिः; संस्थापनं रचना घटनामित्यर्थः ગ્રહણ કરેલા પુદ્ગલોને શરીરરૂપે રચવાની ક્રિયાની સમાપ્તિ તે શરીરપર્યાપ્તિ.

**(૩) ઇન્દ્રિયપર્યાપ્તિ**— त्वगादीन्द्रियनिर्वर्तन क्रियापरिसमाप्तिरिन्द्रिय पर्याप्तिः સ્પર્શનાદિ ઇન્દ્રિયો રચવાની ક્રિયાની સમાપ્તિ ને ઇન્દ્રિયપર્યાપ્તિ.

**(૪) શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ**—प्राणापानक्रियायोग्यद्रव्यग्रहण-निसर्गशक्तिनिर्वर्तनक्रियापरिसमाप्तिःश्वासोच्छ्वासपर्याप्तिःશ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવા અને છોડી દેવાની શક્તિ રચવાની ક્રિયાની સમાપ્તિ શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ.

**(૫) ભાષાપર્યાપ્તિ**—भाषायोग्यद्रव्यग्रहण—निसर्गशक्तिनिर्वर्तनक्रिया—परिसमाप्तिर्भाषापर्याप्तिः ભાષાને યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરવા અને છોડી મુકવાની શક્તિ રચવાની ક્રિયાની સમાપ્તિ તે ભાષાપર્યાપ્તિ. મનને યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરવા અને છોડી મુકવાની શક્તિની રચનાની સમાપ્તિ તે મનપર્યાપ્તિ-એમ કોઇ આચાર્યો માને છે. (અ. ૮ સૂ. ૧૨)

પર્યાપ્તિ; ૪. શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ; ૫. ભાષાપર્યાપ્તિ; ૬. મનઃપર્યાપ્તિ.

(૧) **આહારપર્યાપ્તિઃ**—પુદ્ગલના ઉપચયથી ઉત્પન્ન થયેલી જે શક્તિવડે આત્મા આહાર ગ્રહણ કરી, તેનો રસરૂપે પરિણામ કરે તે આહારપર્યાપ્તિ. આત્મા ભવાન્તરમાં ઉત્પત્તિ સમયે આહારયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી, તેનાથી ઉત્પન્ન થયેલી શક્તિવડે તેને રસરૂપે પરિણમાવે છે. અહીં આહારપર્યાપ્તિ અને તેનું કાર્ય આહારનું ગ્રહણ તથા પરિણામ–એ સર્વ પ્રથમ સમયે થાય છે.

(૨) **શરીરપર્યાપ્તિઃ**—પુદ્ગલના ઉપચયથી ઉત્પન્ન થયેલી જે શક્તિવડે રસરૂપ થયેલા આહારને રસ, રુધિર, માંસ, મેદ (ચરબી), અસ્થિ, મજ્જા (હાડકામાં રહેલો સ્નેહ) અને વીર્ય–એ સાત ધાતુમય શરીરરૂપે પરિણમાવે તે શરીરપર્યાપ્તિ. યદ્યપિ વૈક્રિય તથા આહારક શરીરો સાત ધાતુમય નહિ હોવાથી આહારનો પરિણામ સાત ધાતુરૂપે થતો નથી, તોપણ તેઓના શરીરરૂપે પરિણામ થાય છે, સાત ધાતુરૂપ પરિણામ માત્ર ઔદારિક શરીરને આશ્રયી સમજવો.

(૩) **ઇન્દ્રિયપર્યાપ્તિઃ**—પુદ્ગલના ઉપચયથી થયેલી જે શક્તિવડે શરીરમાંથી એક, બે, ત્રણ, ચાર કે પાંચ ઇન્દ્રિયો યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી તેને ઇન્દ્રિયરૂપે પરિણમાવે, તે ઇન્દ્રિયપર્યાપ્તિ.

(૪) **શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિઃ**—પુદ્ગલના ઉપચયથી થયેલી જે શક્તિવડે શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલો

ગ્રહણ કરી શ્વાસોચ્છવાસરૂપે પરિણમાવી [1]અવલંબન કરી છોડે તે શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ.

(૫) ભાષાપર્યાપ્તિઃ—પુદ્દગલના ઉપચયથી થયેલી જે શક્તિવડે ભાષાને યોગ્ય પુદ્દગલ ગ્રહણ કરી, પરિણમાવી, અવલંબીને છોડે તે ભાષાપર્યાપ્તિ.

(૬) મનઃપર્યાપ્તિઃ—પુદ્દગલના ઉપચયથી થયેલી જે શક્તિવડે મનને યોગ્ય પુદ્દગલો ગ્રહણ કરી, મનરૂપે પરિણમાવી, અવલંબીને છોડે તે મનઃપર્યાપ્તિ.

ઉપર કહેલી છ પર્યાપ્તિઓમાં પ્રથમની ત્રણ પર્યાપ્તિઓનો પરસ્પર સંબન્ધ છે, કેમકે આહારથી શરીર, અને શરીરથી ઇન્દ્રિયો થાય છે. પછીની ત્રણ પર્યાપ્તિઓ સ્વતંત્ર છે, કેમકે તે પોતાને યોગ્ય વર્ગણાઓમાંથી સ્વતંત્રપણે પુદ્દગલો ગ્રહણ કરે છે.

**કયા જીવને કેટલી પર્યાપ્તિઓ હોય?**

તે છ પર્યાપ્તિમાંથી એકેન્દ્રિયને ચાર; બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અને અસંજ્ઞી પંચેન્દ્રિયને પાંચ, પર્યાપ્તિઓ હોય છે; અને સંજ્ઞી પંચેન્દ્રિયને છ પર્યાપ્તિઓ હોય છે.

1. જેમ કોઇ માણસ દડો ફેંકે ત્યારે પ્રથમ પ્રયત્નથી દડાનું અવલંબન કરે છે અને પછી તેને ફેંકી શકે છે. જો તેમ ન કરવામાં આવે તો દડાને ફેંકી શકાય નહિ, તેવીજ રીતે આત્મા શ્વાસોચ્છ્વાસના પુદ્દગલોને છોડવા પહેલા તેનું અવલંબન કરે છે અને પછી તેને છોડે છે. તેવી રીતે ભાષા અને મન પર્યાપ્તિ વિષે અવલંબન જાણવું.

**પ્રારંભ અને સમાપ્તિ.**

જે જીવોને જેટલી પર્યાપ્તિનો સંભવ છે તેનો તેઓ એક સાથે પ્રારંભ કરે છે અને અનુક્રમે સમાપ્ત કરે છે; કેમકે તે પર્યાપ્તિઓ ઉત્તરોત્તર સૂક્ષ્મ છે. જેમ સુતર કાંતનારી નિપુણ છ સ્ત્રીઓ સરખી પુણીઓ લઈ કાંતવા બેસે, તેમાં જે જાડું કાંતે તે પ્રથમ પુરૂં કરે, અને જેમ જેમ ઝીણું કાંતે તેમ તેમ વિલબે કાંતી રહે, તેમ પર્યાપ્તિઓ પણ ઉત્તરોત્તર સૂક્ષ્મ હોવાથી સાથે પ્રારંભ કરે પણ અનુક્રમે પૂરી કરે.

**પર્યાપ્તિઓનો કાળ.**

તે પર્યાપ્તિઓમાં ઔદારિક શરીરની અપેક્ષાએ આહાર પર્યાપ્તિની ઉત્પત્તિનો કાળ એક સમય છે. અને બાકીની પાંચ પર્યાપ્તિનો કાળ ઉત્તરોત્તર અન્ત ર્મુહૂર્ત છે. પ્રથમ સમયે આહાર પર્યાપ્તિ પૂર્ણ થાય, પછી અન્તર્મુહૂર્તે શરીર પર્યાપ્તિ પૂર્ણ થાય, તે પછી અન્તર્મુહૂર્તે ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થાય-એ રીતે બાકીની પર્યાપ્તિઓ વિષે જાણવુ વૈક્રિય અને આહારક શરીરની અપેક્ષાએ પ્રથમ સમયે આહાર પર્યાપ્તિ પૂરી થાય, પછી અન્તર્મુહૂર્તે શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય પછી અનુક્રમે સમયે સમયે ઇન્દ્રિયાદિ પર્યાપ્તિઓ પૂરી થાય. સૈદ્ધાતિક મતે દેવોને શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ પૂરી થયા પછી એક સમયમાં ભાષા અને મન.પર્યાપ્તિ એ બન્ને સાથે પૂરી થાય છે, માટે તે બન્ને પર્યાપ્તિઓનો અભેદ માની પાંચ પર્યાપ્તિઓ કહી છે. સઘળી પર્યાપ્તિઓ પૂરી થવાનો કાળ પણ અન્તર્મુહૂર્ત[1] છે.

---

1 નવ સમયથી આરભી સમય સમય વધારતા બે ઘડીમા એક સમય ઓછો હોય ત્યા સુધીના સર્વે અસંખ્ય અન્તર્મુહૂર્તના ભેદો થાય છે.

જે જીવોએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી છે, અથવા જેઓ પૂરી કરનાર છે તે પર્યાપ્તા કહેવાય છે. તેના બે ભેદ છે-૧ લબ્ધિપર્યાપ્તા, અને કરણપર્યાપ્તા.

**લબ્ધિપર્યાપ્તાઃ**—જેઓ સ્વયોગ્ય સઘળી પર્યાપ્તિ પૂરી કર્યા પછીજ મરણ પામે તે લબ્ધિપર્યાપ્તા-લબ્ધિ, શક્તિવડે પર્યાપ્તા કહેવાય છે.

**કરણપર્યાપ્તાઃ**—જેઓએ સ્વયોગ્ય સઘળી પર્યાપ્તિ પૂર્ણ કરી છે તે કરણપર્યાપ્તા (કરણ-પૂરી કરવાવડે પર્યાપ્તા) કહેવાય છે. કરણ શબ્દનો અર્થ ઇન્દ્રિય પણ થાય છે, જેઓએ ઇન્દ્રિય પર્યાપ્તિ પુરી કરી છે તેઓ પણ કરણ પર્યાપ્તા કહેવાય છે. કહ્યું છે કે 'સર્વ લબ્ધિ અપર્યાપ્તા જીવો કરણપર્યાપ્તા થઇને જ મરે છે.' પરન્તુ આ કરણપર્યાપ્તાનો અર્થ કોઇ કોઇ સ્થળે આવે છે, પણ વ્યાપક અર્થ નથી.

શિષ્યઃ—હે ભગવન્ શરીરનામકર્મના ઉદયથી ઔદારિક પુદ્ગલોનો ઔદારિક શરીરરૂપે પરિણામ થાય છે, તો શરીરપર્યાપ્તિ માનવાનું શું પ્રયોજન છે?

ગુરુઃ—શરીરનામ કર્મના ઉદયથી ઔદારિકાદિ પુદ્ગલોનું ગ્રહણ માત્ર થાય છે, પણ શરીરપર્યાપ્તિ શિવાય તેનો શરીરરૂપે પરિણામ થતો નથી, માટે શરીરપર્યાપ્તિ માનવાની આવશ્યકતા છે.

શિષ્યઃ—શ્વાસોચ્છ્વાસ નામકર્મના ઉદયથી શ્વાસોચ્છ્વાસની શક્તિ પ્રાપ્ત થાય છે, તો શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિનું શું પ્રયોજન છે?

ગુરુઃ—શ્વાસોચ્છ્વાસ નામકર્મના ઉદયથી શ્વાસોચ્છ્વાસની લબ્ધિ ( શક્તિ ) ઉત્પન્ન થાય છે, તો પણ શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ શિવાય તેનો પરિણામાદિ વ્યાપાર થઈ શકતો નથી, માટે શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ માનવી જોઇએ.

पत्तेय तणू पत्तेउदएणं दंतअट्ठिमाइ थिरं ।
नाभुवरिं सिराइ सुह सुभगाओ सव्वजणइट्ठो ॥ ४९ ॥

प्रत्येक तनुः प्रत्येकोदयेन दन्तास्थ्यादि स्थिरम् ।
नाभ्युपरि शिर आदि शुभं सुभगात्सर्वजनेष्टः ॥

અર્થઃ—પ્રત્યેકનામકર્મના ઉદયથી જીવને પ્રત્યેક—પૃથક્ પૃથક્ શરીર પ્રાપ્ત થાય છે. સ્થિરનામકર્મના ઉદયથી દાંત હાડકા આદિ અવયવો સ્થિર—કઠણ હોય છે. શુભ નામકર્મના ઉદયથી નાભિની ઉપરના શિર આદિ અવયવો શુભ હોય છે, અને સુભગનામકર્મના ઉદયથી સર્વજનને પ્રિય લાગે છે.

પ્રત્યેકનામઃ—જે કર્મના ઉદયથી દરેક જીવને ભિન્ન ભિન્ન ઔદારિક કે વૈક્રિય શરીર પ્રાપ્ત થાય તે પ્રત્યેકનામ કર્મ.

સ્થિરનામઃ—જે કર્મના ઉદયથી નાભિની ઉપરના અવયવો શુભ હોય, જેથી શિર, હાથ પ્રમુખ અવયવના સ્પર્શ કરવાથી સામો માણસ ખુશી થાય છે તે શુભનામ કર્મ.

સુભગનામઃ—જે કર્મના ઉદયથી ઉપકાર નહિ કરવા છતાં પ્રાણી સર્વના મનને પ્રિય લાગે તે સુભગનામ કર્મ.

સુભગનામ કર્મનો ઉદય છતાં તીર્થંકરાદિ કોઇને અપ્રિય લાગે છે, તેનું કારણુ તે મનુષ્યમાં રહેલો તીવ્ર દોષ છે.

સુસ્વરનામ, આદેયનામ, યશઃકીર્તિ અને સ્થાવર દશક વર્ણવે છેઃ-

सुसरा महुरसुहझुणी आइज्जा सव्वलोअगिज्झवओ ।
जसओ जसकित्तीओ थावरदसगं विवज्जत्थं ॥ ५० ॥
सुस्वराद् मधुरसुखध्वनिरादेयात्सर्वलोकग्राह्यवचाः ।
यशसो यशःकीर्तयः स्थावरदशकं विपर्ययार्थम् ॥

અર્થઃ—સુસ્વરનામ કર્મના ઉદયથી મધુર અને સુખકારક ધ્વનિ ( સ્વર ) પ્રાપ્ત થાય છે. આદેયનામ કર્મના ઉદયથી સર્વલોકને તેનું વચન માન્ય હોય છે. યશનામ કર્મના ઉદયથી યશ અને કીર્તિ પ્રાપ્ત થાય છે. સ્થાવરદશક તેથી વિપરીત અર્થવાળું જાણવું.

**સુસ્વરનામ**--જે કર્મના ઉદયથી જીવનો સ્વર કાનને પ્રિય લાગે તેવો મધુર હોય તે સુસ્વરનામ.

**આદેયનામઃ**—જે કર્મના ઉદયથી વચન સર્વલોક માન્ય થાય, દર્શનમાત્રથી લોકો તેનો સત્કાર વિનય કરે તે આદેયનામ કર્મ.

**યશોનામઃ**—જે કર્મના ઉદયથી તપ, શૌર્ય અને દાનાદિથી મેળવેલી ખ્યાતિવડે પ્રશંસા થાય, અથવા યશ અને કીર્તિ થાય તે યશઃકીર્તિનામ. યશ અને કીર્ત્તિમાં એટલો વિશેષ છે, "દાન અને પુણ્યથી જે ખ્યાતિ થાય તે કીર્તિ, અને પરાક્રમથી જે ખ્યાતિ થાય તે યશ. એકજ પોતાના દેશમાં

ફેલાય તે કીર્તિ અને ચારે તરફ સર્વ દેશમાં ફેલાય તે યશ."

હવે સ્થાવરદશકને વર્ણવે છેઃ-ત્રસદશકથી સ્થાવરદશકનો વિપરીત અર્થ જાણવો.

**સ્થાવરનામઃ**—જે કર્મના ઉદયથી સ્થાવરપણાની પ્રાપ્તિ થાય તે સ્થાવરનામ. સ્થિર રહેવાના સ્વભાવવાળા તાપાદિકથી પીડાયા છતાં એક સ્થાનેથી બીજે સ્થાને જવાને અસમર્થ, એકેન્દ્રિય પૃથિવીકાયિક, અપ્કાયિક, તેજઃ કાયિક, વાયુકાયિક અને વનસ્પતિકાયિક જીવો સ્થાવર જાણવા. તેજઃકાયિક અને વાયુકાયિક જીવો ગમન કરી શકે છે; તોપણ તેઓ સ્થાવર છે, કેમકે સ્થાવરનામ કર્મનો ઉદય હોવાને લીધે, તેઓ તાપાદિથી પીડાયા છતાં તેનું નિવારણ કરવા બીજે સ્થાને ગમન કરી શકતા નથી. ગતિ માત્રની અપેક્ષાએ તેઓને ત્રસ પણ કહેલા છે. "तेजोवायू द्वीन्द्रियादयश्च त्रसाः" (तत्वार्थ० ૨-૧૪) અગ્નિકાય, વાયુકાય અને બેઇન્દ્રિયાદિક જીવો ત્રસ કહેવાય છે. પણ અગ્નિકાય અને વાયુકાયમાં બેઇન્દ્રિયાદિકની પેઠે ઈષ્ટ વસ્તુ તરફ પ્રવૃત્તિ અને અનિષ્ટ વસ્તુથી નિવૃત્તિ કરવા માટે વિશિષ્ટગમન શક્તિ નહિ હોવાથી તેઓને ત્રસનામકર્મનો ઉદય નથી, પણ સ્થાવરનામકર્મનો ઉદય છે.

**સૂક્ષ્મનામઃ**—જે કર્મના ઉદયથી જીવોના શરીરો ઘણાં એકત્ર મળવા છતાં પણ ચર્મચક્ષુથી દેખી ન શકાય તે સૂક્ષ્મનામ કર્મ. યદ્યપિ આ કર્મની પ્રકૃતિ જીવ વિપાકિની છે, તેથી તે જીવનો જ સૂક્ષ્મ પરિણામ કરે છે, તો પણ શરીરાદિ પુદ્‌ગલોને વિષે પણ પોતાનો વિપાક ગૌણ

રીતે દેખાડે છે જેમ ક્રોધ જીવવિપાકિની પ્રકૃતિ લાલચોળ મુખ થવુ વગેરે વિપાક શરીરને વિષે પણ દેખાડે છે.

**અપર્યાપ્તનામ**--જે કર્મના ઉદયથી આત્મા સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી કર્યા શિવાય મરણ પામે તે અપર્યાપ્તનામ કર્મ. અપર્યાપ્ત જીવો બે પ્રકારના છે-લબ્ધિઅપર્યાપ્ત અને કરણઅપર્યાપ્ત. જેઓ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કર્યા શિવાય મરણ પામે તે લબ્ધિઅપર્યાપ્ત જેણે કરણ એટલે શરીર ઇન્દ્રિયાદિક સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી પણ અવશ્ય પૂર્ણ કરશે તે કરણઅપર્યાપ્ત. અપર્યાપ્તનામ કર્મનો ઉદય માત્ર લબ્ધિઅપર્યાપ્ત જીવોને હોય છે, પણ જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરી નથી પણ અવશ્ય કરશે તેવા કરણઅપર્યાપ્ત જીવોને હોતો નથી. કોઈ સ્થળે કરણનો અર્થ શરીર અને ઇન્દ્રિય-એવો કરેલો છે, એટલે જ્યાં સુધી શરીર અને ઇન્દ્રિય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી ત્યા સુધી તે કરણઅપર્યાપ્ત કહેવાય છે અને એ ત્રણ પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા પછી કરણપર્યાપ્ત કહેવાય છે કેમકે લબ્ધિઅપર્યાપ્ત પણ કરણપર્યાપ્ત થઇને જ મરે છે શાસ્રમા કહ્યુ છે કે-"લબ્ધિ અપર્યાપ્ત પણ નિશ્ચયથી આહાર શરીર અને ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ કરીને જ મરે છે. કેમકે આવતા ભવનુ આયુષ બાંધીને સર્વ જીવો મરે છે અને તે આયુષ્ આહાર શરીર અને ઇન્દ્રિયપર્યાપ્તિ વડે પર્યાપ્તાને જ બંધાય છે."

**સાધારણનામઃ**--જે કર્મના ઉદયથી અનન્ત જીવોને સાધારણ એવું એક શરીર પ્રાપ્ત થાય તે સાધારણનામ કર્મ.

કન્દાદિ સાધારણ વનસ્પતિના જીવોને સાધારણનામ કર્મનો ઉદય હોય છે; કેમકે તેઓને અનન્ત જીવો વચ્ચે એક એક શરીર પ્રાપ્ત થયેલું હોય છે.

**અસ્થિરનામઃ**—જે કર્મના ઉદયથી કાન જીભ ઇત્યાદિ અવયવો અસ્થિર વળી શકે તેવા હોય તે અસ્થિરનામ કર્મ.

**અશુભનામઃ**—જેના ઉદયથી ડુંટીની નીચેના પગ વગેરે અવયવો અશુભ ગણાય છે તે [1]અશુભનામકર્મ. કેમકે પાદાદિકના સ્પર્શથી અન્યને રોષ પેદા થાય છે માટે તેનું અશુભપણું પ્રસિદ્ધ છે. યદ્યપિ સ્ત્રી ઇત્યાદિ પ્રિય મનુષ્યના પાદાદિના સ્પર્શથી ગુસ્સો ઉત્પન્ન થતો નથી, ઉલટો રાગ ઉત્પન્ન થાય છે, પણ તેનું કારણ મોહ હોવાથી અહીં દોષ ન જાણવો.

**દુર્ભગનામઃ**—જે કર્મના ઉદયથી ઉપકાર કરવા છતાં પણ સામા માણસને અપ્રિય લાગે તે દુર્ભગનામ.

**દુઃસ્વરનામઃ**—જે કર્મના ઉદયથી કાનને અપ્રિય લાગે તેવા ખરાબ સ્વરની પ્રાપ્તિ થાય તે દુઃસ્વરનામ.

**અનાદેયનામઃ**—જે કર્મના ઉદયથી ઉચિત કહેવા

---

1 "शुभभाव शोभा माङ्गल्यनिर्वर्तक शुभनाम, तद्विपरीतनिवर्तकमशुभनाम." (तत्वा० भा० अ० ८—१२) શુભભાવ, શોભા અને મંગલને ઉત્પન્ન કરનાર શુભનામ, અને તેથી ઉલટું અશુભભાવ, શોભાનો અભાવ અને અમંગલને ઉત્પન્ન કરનાર અશુભનામ (તત્વાર્થભાષ્ય અ૦ ૮. સૂ. ૧૨)

છતાં પણ વચન માન્ય ન થાય, લોકો સન્માન વિનય ન કરે તે અનાદેયનામ.

અયશઃકીર્તિનામઃ—જે કર્મના ઉદયથી અપકીર્તિ થાય તે અયશઃકીર્તિનામ. એ પ્રમાણે નામકર્મના બેંતાળીશ, ત્રાણું, એકસો ત્રણ અને સડસઠ ભેદ કહ્યા.

હવે ગોત્રકર્મના બે પ્રકાર કહે છે—

गोअं दुहुच्च–नीअं कुलाल इव सुघड–भुंभलाइयं ।
विग्घं दाणे लाभे भोगुवभोगेसु वीरिए अ ॥ ५१ ॥
गोत्रं द्विधोच्चनीचं कुलाल इव सुघटभुंभलादिकम् ।
विघ्नं दाने लाभे भोगोपभोगयोर्वीर्ये च ॥

અર્થઃ—સુઘટ-પૂર્ણકલશાદિક, અને ભુંભલા (મદ્ય ઘટ) વગેરે બનાવનાર કુંભારની પેઠે ઉચ્ચ અને નીચ-એ બે પ્રકારે ગોત્ર કર્મ છે. દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યને વિષે વિઘ્ન કરનાર અંતરાય કર્મ પાંચ પ્રકારે છે.

ભાવાર્થઃ—ગોત્રકર્મના ઉચ્ચ અને નીચ-એમ બે પ્રકાર છે. તે કર્મ કુંભારના સમાન છે. જેમ કુંભાર એકજ જાતની માટીનાં તેવા પ્રકારના પૂર્ણકલશાદિ રૂપો કરે છે, જે પુષ્પ ચંદન અક્ષતાદિકથી પૂજાને પામે છે, અને તે જ જાતની માટીના મદિરા ભરવાના પાત્ર વગેરે ખરાબ રૂપો બનાવે છે, જે મદ્ય પ્રમુખ ન નાંખ્યુ હોય તો પણ લોકના તિરસ્કારને પાત્ર થાય છે; તેમ ઉચ્ચગોત્રના ઉદયથી નિર્ધન, કુરૂપ અને બુદ્ધયાદિકથી હીન છતાં પણ મનુષ્ય પ્રશંસા પામે છે, અને નીચ ગોત્રના ઉદયથી ધનવાન,

સુંદર અને બુદ્ધિમાન્ છતાં પણ લોકના તિરસ્કારને પાત્ર થાય છે

**ઉચ્ચગોત્રઃ**—જે કર્મના ઉદયથી નિર્ધન, કુરૂપ અને બુદ્ધિરહિત છતાં મનુષ્ય ઉચ્ચ કુલમાં જન્મ ધારણ કરવા માત્રથી પ્રશંસા પામે તે ઉચ્ચગોત્ર.

**નીચગોત્રઃ**—જે કર્મના ઉદયથી ધનવાન્, સુંદર અને બુદ્ધિમાન્ છતાં નીચ કુલમાં જન્મ ધારણ કરવાથી નિન્દાપાત્ર થાય તે નીચગોત્ર.

આત્મામાં સ્વાભાવિક રહેલી દાનાદિ શક્તિઓનો નાશ કરનાર જે કર્મ તે અંતરાયકર્મ. તેના પાંચ પ્રકાર છે.—૧ દાનાન્તરાય, ૨. લાભાન્તરાય, ૩. ભોગાન્તરાય, ૪. ઉપભોગાન્તરાય, ૫ વીર્યાન્તરાય.

**દાનાન્તરાયઃ**—બીજાના ઉપકારને માટે ગ્રહણ કે ધારણ કરવા યોગ્ય વસ્તુનું આપવુ, કે તેનો ત્યાગ કરવો તે દાન. તેમાં દાનાન્તરાય કર્મ પ્રતિબન્ધ કરે છે. જે કર્મના ઉદયથી આપવા લાયક વસ્તુ છતાં, ગુણવાન્ પાત્ર વિદ્યમાન છતા, દાનનું ફળ જાણવા છતાં, આપી ન શકે તે દાનાન્તરાય કર્મ.

**લાભાન્તરાયઃ**—ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થવી તે લાભ, તેમાં આ કર્મ પ્રતિબંધ કરે છે. જે કર્મના ઉદયથી દાતા પાસેથી માગવા છતાં પણ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ ન થાય તે લાભાન્તરાય. જેમ ઋષભદેવ ભગવાનને લાભાન્તરાય કર્મના ઉદયથી એક વર્ષ સુધી આહાર ન મળ્યો

**ભોગાન્તરાય**—જે વસ્તુનો એકવાર ઉપભોગ થઇ શકે એવા પુષ્પ આહાર પ્રમુખ ભોગ કહેવાય છે, તેમાં

પ્રતિબન્ધક આ કર્મ છે. જે કર્મના ઉદયથી વિરતિ શિવાય આહારાદિ વસ્તુઓનો પોતાને સારૂ ઉપયોગ ન કરી શકે તે ભોગાન્તરાય.

ઉપભોગાન્તરાયઃ—જે વસ્તુઓનો વારંવાર ઉપયોગ થાય એવા વસ્ત્રાદિને ઉપભોગ કહેવાય છે. જે કર્મના ઉદયથી વિરતિ શિવાય વસ્ત્રાદિ વસ્તુઓ વિદ્યમાન છતાં તેનો ઉપભોગ ન કરી શકે તે ઉપભોગાન્તરાય.

વીર્યાન્તરાય—વીર્ય-સામર્થ્ય, શક્તિ, તેના ઉપયોગમાં આ કર્મ પ્રતિબંધક છે. જે કર્મના ઉદયથી બલવાન, નીરોગી અને જુવાન છતાં પોતાના સામર્થ્યનો ઉપયોગ ન કરી શકે તે વીર્યાન્તરાય.

પૂર્વોક્ત અંતરાય કર્મના ક્ષયોપશમથી દાનાદિક ગુણોની વ્યાવહારિક પ્રવૃત્તિ હોઇ શકે છે, જ્યારે તેનો સર્વથા ક્ષય થાય છે ત્યારે તે દાનાદિ ગુણો લબ્ધિરૂપે-શક્તિરૂપે વિદ્યમાન હોય છે, પણ તેની વ્યાવહારિક પ્રવૃત્તિ થતી નથી. તે અવસ્થામાં તો નૈશ્ચયિક દાનાદિ હોય છે-૧. સર્વ વસ્તુના ત્યાગ રૂપ દાન, ૨. ઇચ્છાનો અભાવ કે આત્મિકગુણોની પ્રાપ્તિરૂપ લાભ, આત્મિક ગુણોનો ભોગ કે ઉપભોગ કરવા રૂપ ભોગ ઉપભોગ, અને આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવા રૂપ સ્વાભાવિક વીર્ય હોય છે.

હવે અંતરાયકર્મ ભંડારીના સમાન બતાવે છેઃ—

सिरिहरियसमं एयं जह पडिकूलेण तेण रायाई ।
न कुणइ दाणाईयं एव विग्घेण जीवो वि ॥५२ ॥

श्रीगृहिकसममेतद् यथा प्रतिकूलेन तेन राजादि ।
न करोति दानादिकमेवं विघ्नेन जीवोऽपि ॥

અર્થઃ—શ્રીગૃહી-ભંડારી સમાન આ અંતરાય કર્મ છે. જેમ તે પ્રતિકૂળ હોવાથી રાજાદિ દાનાદિ કરી શકતા નથી, તેમ અંતરાયકર્મથી જીવ પણ દાનાદિ કરી શકતો નથી.

એ રીતે પાંચ પ્રકારે અંતરાય કર્મ કહ્યું. એ પ્રમાણે કર્મની આઠ મૂળ પ્રકૃતિઓ તથા ઉત્તર પ્રકૃતિઓની વ્યાખ્યા કરી.

હવે કર્મબંધના વિશેષ હેતુઓ જણાવે છે.—

पडिणीयत्तण-निन्हव-उवघाय-पओस-अंतराएणं ।
अच्चासायणयाए आवरणदुगं जिओ जयइ ॥ ५३ ॥

प्रत्यनीकत्व-निह्नव-उपघात-प्रद्वेष-अन्तरायेण ।
अत्याशातनया आवरणद्विकं जीवो जयति ॥

અર્થઃ—( જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનો તરફ ) દુષ્ટ આચરણ, તેઓનો અપલાપ, નાશ, દ્વેષ, અંતરાય-અડચણ, અને અત્યંત આશાતના કરવાથી જીવ જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મ બાંધે છે.

ભાવાર્થઃ—કર્મબંધના સામાન્ય ચાર હેતુઓ છે. ૧ મિથ્યાત્વ, ૨. અવિરતિ; ૩. કષાય અને ૪. યોગ. આ હેતુઓ દ્વારા જીવ પ્રતિસમય આયુષ્ વિના સાત કર્મનો બંધ કરે છે. આયુષ્ ફક્ત એક ભવમાં એક જ વાર બંધાય છે, તેથી જ્યારે તેનો બંધ થાય છે ત્યારે જીવ આઠ કર્મનો બંધ કરે છે. આ સામાન્ય કર્મબંધના હેતુઓને જ્યારે,

ઉપરના વિશેષ હેતુઓ મળે છે ત્યારે તે તે કર્મના અનુભાગ બંધ અને સ્થિતિ બન્ધમાં વિશેષતા થાય છે—એટલે તે તે કર્મનો તીવ્ર અનુભાગબંધ અને દીર્ઘ સ્થિતિબંધ થાય છે;1 માટે ઉપરના જણાવેલા હેતુઓ જ્ઞાનાવરણ કર્મના (દીર્ઘ) સ્થિતિબંધ અને (તીવ્ર) અનુભાગબંધના વિશેષ હેતુઓ છે;2 પણ સામાન્ય બંધના હેતુઓ નથી; કારણ તે હેતુઓના અભાવમાં પણ જ્ઞાનાવરણાદિ કર્મનો બંધ થાય છે. તેવી રીતે બીજા કર્મના વિશેષ હેતુઓ વિષે પણ સમજવું-એટલે તેઓ બીજા વેદનીયાદિબંધના કર્મના સ્થિતિબંધ અને અનુભાગ બંધના હેતુઓ જાણવા.

---

1 पए पइकम्मं पडिनियया आसवा ठिइ-अणुभाग-बंधाविक्खाए विण्णेआ। पगइ-पदेसबंधाविक्खाए पुण अविसेसेण सव्वे वि सव्वकम्माण आसवा भवंति॥
(सप्ततत्त्वप्रकरण.)

૧ અર્થઃ—જ્ઞાનાવરણીયાદિ પ્રત્યેક કર્મના નિયત બંધ હેતુઓ સ્થિતિબંધ અને અનુભાગ બંધની અપેક્ષાએ જાણવા, પ્રકૃતિ બંધ અને પ્રદેશ બંધની અપેક્ષાએ સર્વે સર્વ કર્મબંધના હેતુઓ સમજવા.

2 १. ज्ञानदर्शनयोस्तद्वद्धेतूनां च ये किल।
विघ्न-निह्नव-पैशून्याऽऽशातना-घात-मत्सरा॥

२. ते ज्ञानदर्शनावारकर्महेतव आसवा।"
(योगशास्त्र प्रकाश. ४.)

૧-૨ જ્ઞાન, દર્શન, જ્ઞાની, દર્શની, અને જ્ઞાન દર્શનના સાધનોમાં વિઘ્ન, અપલાપ, નિન્દા, આશાતના, નાશ અને મત્સર તે જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મના આસવો (હેતુઓ) છે (યો. પ્ર ૪)

જ્ઞાન, જ્ઞાની ને જ્ઞાનના સાધન પુસ્તકાદિ તરફ દુષ્ટ ભાવ ધારણ કરવાથી, તેમ ' હું તેમની પાસે ભણ્યો નથી ' તેમ ગુરુને ઓળવવાથી, જ્ઞાની તથા જ્ઞાનના સાધન પુસ્તકાદિકનો નાશ કરવાથી, તેમના ઉપર આંતરિક દ્વેષ ધારણ કરવાથી, તેમને અધ્યયનાદિકમાં અંતરાય કરવાથી તેમની નિન્દા, અપમાન વગેરે અત્યંત આશાતના કરવાથી જીવ જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મ બાંધે છે-એટલે જ્ઞાનાવરણ અને દર્શાવરણની તીવ્ર સ્થિતિ અને અનુભાગબંધ કરે છે. જે જ્ઞાનાવરણના તીવ્ર અનુભાગ અને સ્થિતિ બંધના હેતુઓ છે તેજ દર્શનાવરણના છે; કારણ કે વિશેષાવબોધ તે જ્ઞાન અને સામાન્ય અવબોધ તે દર્શન છે.

હવે વેદનીયકર્મના વિશેષ બંધ હેતુઓ કહે છે—

गुरुभत्ति-खंति-करुणा-वय-जोग-कसायविजय-दाणजुओ ।
दढधम्माई अज्जइ सायमसायं विवज्जयओ ॥ ५४ ॥

गुरुभक्ति-क्षान्ति-करुणा-व्रत-योग-कषायविजय-दानयुतः ।
दृढधर्मादिरर्जयति सातमसातं विपर्ययतः ॥

અર્થ:—[1]ગુરુભક્તિ, ક્ષમા, કરુણા, વ્રત અને યોગ-

---

1 "देवपूजा-गुरूपास्ति-पात्रदान-दया-क्षमा ॥
३. सरागसंयमो देशसंयमोऽकामनिर्जरा: ।
शौचं बालतपश्चेति सद्वेद्यस्य स्युराश्रवा ॥"
४. दुःख-शोक-वधस्ताप-क्रन्दने परिदेवनम् ।
स्वान्योभयस्था. स्युरसद्वेद्यस्यामी इहाश्रवा· ॥"

योगशास्त्र-प्र० ४.

આચાર-યુક્ત; કષાય ઉપર વિજય કરનાર; દાન યુકત અને ધર્મને વિષે દઢ મનવાળો વગેરે સાતા વેદનીય કર્મ ઉપાર્જન કરે છે; (અને તેનાથી) વિપરીતપણે અસાત વેદનીય કર્મ બાંધે છે.

ભાવાર્થઃ—માતા, પિતા, ધર્માચાર્ય આદિ પૂજ્યવર્ગ ગુરુ કહેવાય છે, તેની ભક્તિ એટલે તેને વિષે મનથી શુભ સંકલ્પ કરવો, વચનથી સ્તુતિ કરવી, અને કાયાથી સેવા કરવી; ક્ષમા-ક્રોધનો ત્યાગ કરવો; કરુણા-સર્વ જીવો વિષે દયા કરવી; વ્રત-અણુવ્રત તથા મહાવ્રતનો સ્વીકાર કરવો; યોગ-દશ પ્રકારની સમાચારી રૂપ સાધુઓના આચારનું પાલન કરવું; ક્રોધાદિકષાય ઉપર વિજય મેળવવો એટલે તેને નિષ્ફળ કરવો; દાન આપવું; આપત્તિમાં પણ ધર્મને વિષે દઢતા રાખવી, આદિ શબ્દથી ધર્મને વિષે પ્રીતિ રાખવી; વૃદ્ધ રોગી વગેરેનું વૈયાવૃત્ય કરવું; જિનપૂજા કરવી ઈત્યાદિ હેતુઓવડે જીવ સાતા વેદનીય કર્મ બાંધે છે.

તેનાથી વિપરીત રીતે ગુરુની અવજ્ઞા કરનાર, ક્રોધી, નિર્દય, વ્રત અને યોગ રહિત, અત્યંત કષાયવાળો, કૃપણ, સદ્ધર્મના કાર્યને વિષે પ્રમાદી, હાથી, ઘોડા, બળદ પ્રમુખનું નિર્દય દમનવડે વાહન કરનાર તેના અવયવોને છેદનાર, પોતાને અને પરને દુઃખ, શોક, વધ, સંતાપ, આક્રંદનાદિ કરનાર અસાતાવેદનીય કર્મ બાંધે છે.

---

૨-૩. વીતરાગની પૂજા, ગુરુની ઉપાસના, પાત્રને વિષે દાન, દયા, ક્ષમા, સરાગ સંયમ, દેશવિરતિ, અકામનિર્જરા, શૌચ (વ્રતાદિને વિષે દોષ ન લગાડવા,) અજ્ઞાનયુક્ત તપ તે સાતા વેદનીય કર્મબંધનાં હેતુઓ છે.

દુખ, શોક, વધ, સંતાપ, આક્રંદન અને પોતાને વિષે અન્યને વિષે ઉભયને વિષે શોક કરવો-તે અસાતા વેદનીય કર્મના હેતુઓ છે.

હવે દર્શનમોહનીયકર્મના બંધહેતુઓ કહે છે:—

उम्मग्गदेसणा–मग्गनासण–देवदव्वहरणेहिं ।
दंसणमोहं जिण–मुणि–चेइय–संघाइपडिणीओ ॥ ५५॥

उन्मार्गदेशना-मार्गनाशना-देवद्रव्यहरणैः ।
दर्शनमोहं जिन-मुनि-चैत्य-संघादिप्रत्यनीकः ॥

અર્થઃ—ઉન્માર્ગ–અસન્માર્ગનો ઉપદેશ આપવો, (મોક્ષના) માર્ગનો નાશ કરવો, દેવદ્રવ્યનું હરણ કરવું ઇત્યાદિ હેતુઓવડે જીવ દર્શનમોહનીય કર્મ (બાંધે છે). તેમજ તિર્થંકર, મુનિ, જિનપ્રતિમા તથા સંઘાદિકનો વિરોધી (દર્શનમોહનીય બાંધે છે.1)

ભાવાર્થઃ—સંસારના કારણોને મોક્ષના કારણો બતાવી ઉપદેશ કરવો; સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપ મોક્ષ માર્ગનો નાશ કરવો; દેવદ્રવ્યનું ભક્ષણ કરવું કે ઉપેક્ષા કરવી; તીર્થંકર, મુનિઓ, સાધુઓ, જિનપ્રતિમા અને સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘનું; આદિ શબ્દથી સિદ્ધ, ગુરુ, શ્રુતાદિનો અવર્ણવાદ, આશાતના પ્રમુખ અનિષ્ટ કરવું, ઇત્યાદિ હેતુઓવડે જીવ દર્શનમોહનીય કર્મનો તીવ્ર બંધ કરે છે.

ચારિત્રમોહનીય અને નરકાયુષ્યના બંધહેતુઓ કહે છે:—

दुविहंपि चरणमोहं कसाय–हासाइ–विसयविवसमणो ।
बंधइ नरयाउं महारंभ–परिग्गहरओ रुद्दो ॥ ५६ ॥

1. ५. वीतरागे श्रुते संघे धर्मे सर्वसुरेषु च ।
अवर्णवादिता, तीव्रमिथ्यात्वपरिणामिता ॥

द्विविधमपि चरणमोहं कषाय-हास्यादि-विषयविवशमनाः ।
बध्नाति नरकायुर्महारम्भ—परिग्रहरतो रौद्रः ॥

અર્થઃ—કષાય, હાસ્યાદિ અને વિષયને પરતંત્ર છે મન જેનું એવો પ્રાણી બન્ને પ્રકારે ચારિત્રમોહનીય કર્મને બાંધે છે. મહારંભ પરિગ્રહમાં રક્ત અને રૌદ્રપરિણામી જીવ નરકનું આયુષ બાંધે છે.

ભાવાર્થઃ—1 ક્રોધાદિ કષાયને પરવશ થયેલો જીવ કષાય રૂપ ચારિત્ર મોહનીયને બાંધે છે; હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને જુગુપ્સા ને અધીન થયેલો હાસ્યાદિરૂપ

---

૬. सर्वज्ञ-सिद्ध-देवापह्नवो धार्मिकदूषणम् ।
उन्मार्गदर्शनानर्थाग्रहोऽसयतपूजनम् ॥
૭. असमीक्षितकारित्वं गुर्वादिष्ववमानना ।
इत्यादयो दृष्टिमोहस्याश्रवाः परिकीर्तिताः ॥
योगशास्त्र. प्र० ४.

૫–૭. વીતરાગ, શ્રુતજ્ઞાન, સંઘ, ધર્મ, અને સર્વદેવોનો અવર્ણવાદ; તીવ્ર મિથ્યાત્વનો પરિણામ; સર્વજ્ઞ સિદ્ધ અને દેવોનો અપલાપ કરવો; ધાર્મિકના દોષનું કથન કરવું; ઉન્માર્ગના દર્શન તથા અનર્થનો આગ્રહ; અસંયતની પૂજા; વગર વિચાર્યે કરવું; ગુર્વાદિનો તિરસ્કાર-ઇત્યાદિ દર્શનમોહનીયના હેતુઓ છે

1 ૮. कषायोदयतस्तीव्रः परिणामो य आत्मनः ।
चारित्रमोहनीयस्य स आश्रव उदीरितः ॥

૮ કષાયના ઉદયથી આત્માને તીવ્ર સંતાપ થવો તે ચારિત્ર મોહનીય કર્મ બંધનો હેતુ છે.

મોહનીયકર્મ બાંધે છે;[1] અને શબ્દાદિ પાંચ વિષયમાં આસક્ત થયેલો પ્રાણી પુરુષવેદાદિ ત્રણ વેદને બાંધે છે; માટે સામા-

1 ९. उत्प्रासन सकन्दर्पोपहासो हासशीलता ।
यहुप्रलापो दैन्योक्तिर्हास्यस्यामी स्युरास्रवा ॥

१०. देशादिदर्शनौत्सुक्य चित्रे रमणखेलने ।
परचित्तावर्जना चेत्यास्रवा कीर्तिता रतेः ॥

११. असूया पापशीलत्व परेषां रतिनाशनम् ।
अकुशलप्रोत्साहनं चारतेरास्रवा अमी ॥

१२. परशोकाविष्करण स्वशोकोत्पाद-शोचने ।
रोदनादिप्रसक्तिश्च शोकस्यैते स्युरास्रवा ॥

१३. स्वय भयपरिणाम परेषामथ भापनम् ।
त्रासन निर्दयत्व च भयं प्रत्यास्रवा अमी ॥

१४ चतुर्वर्णस्य सघस्य परिवादजुगुप्सने ।
सदाचारजुगुप्सा च जुगुप्सायाः स्युरास्रवाः ॥

૯ મશ્કરી, કામોત્તેજક હાસ્ય, હસવાનો સ્વભાવ, વાચાલતા અને દીન વચનો હાસ્ય મોહનીયના હેતુઓ છે

૧૦. દેશાદિક જોવામા ઉત્સુકપણુ, વિચિત્ર કામક્રીડા અને પરના ચિત્તને આકર્ષિત કરવુ-તે રતિમોહનીય કર્મના હેતુઓ છે

૧૧ અદેખાઇ, પાપ કરવાનો સ્વભાવ, પારકાના આનદનો નાશ કરવો અને દુષ્ટ કાર્યમા પ્રેરણા કરવી-તે અરતિના બધ હેતુઓ છે

૧૨ પરને અને પોતાને શોક ઉત્પન્ન કરવો, ખેદ કરવો, રોદનાદિનો પ્રસગ-તે શોકના આસ્રવ છે

૧૩. પોતે બીવુ, પારકાને બીવરાવવુ, ત્રાસ આપવો અને નિર્દયપણુ ભયમોહનીયના આસ્રવો છે

૧૪. ચતુર્વિધ સઘની નિદા, જુગુપ્સા કરવી, તેમ જ સદાચારની નિદા કરવી તે જુગુપ્સા મોહનીયના હેતુઓ છે

અરીતે કષાય હાસ્યાદિ અને વિષયોની પરાધીનતા તે કષાય, હાસ્યાદિ અને વેદરૂપ ચારિત્રમોહનીયના બંધનું કારણ છે.

---

१५. ईर्ष्याविषादगार्ध्ये च मृषावादोऽतिवक्रता ।
परदाररतासक्तिः स्त्रीवेदस्याश्रवा इमे ॥

१६. स्वदारमात्रसंतोषोऽनीर्ष्या मन्दकषायता ।
अवक्राचारशीलत्वं पुंवेदस्याश्रवा इति ॥

१७. स्त्रीपुंसानंगसेवोग्राः कषायास्तीव्रकामता ।
पाखंडिस्त्रीव्रतभंगः षण्ढवेदाश्रवा अमी ॥

१८. साधूनां गर्हणा धर्मोन्मुखानां विघ्नकारिता ।
मधुमांसविरतानामविरत्यभिवर्णनम् ॥

१९. विरताविरतानां चान्तरायकरणं मुहुः ।
अचारित्रगुणाख्यानं तथा चारित्रदूषणम् ॥

२०. कषायनोकषायाणामन्यस्थानामुदीरणम् ।
चारित्रमोहनीयस्य सामान्येनाश्रवा अमी ॥

૧૫. ઈર્ષ્યા, ખેદ, લાલચ, જૂઠું બોલવું, અતિશય વક્રતા અને પરસ્ત્રીમાં આસક્તિ-તે સ્ત્રી વેદના હેતુઓ છે.

૧૬. સ્વસ્ત્રીમાં સંતોષ, ઇર્ષ્યાનો અભાવ, કષાયની મંદતા, સરલ આચાર અને સરલ સ્વભાવ પુરુષવેદના હેતુઓ છે.

૧૭. સ્ત્રી પુરુષની અનંગસેવા, તીવ્ર કષાય. અતિશય કામીપણું અને પાખંડી સ્ત્રીના વ્રતનો ભંગ કરવો-તે નપુંસક વેદના હેતુઓ છે.

૧૮-૨૦. સાધુઓની નિંદા, ધર્મને ઉન્મુખ થયેલા ને વિઘ્ન કરવા, મધુમાંસના ત્યાગીની અવિરતિનું વર્ણન કરવું, દેશવિરતિને વારંવાર અંતરાય કરવો, અચારિત્રની પ્રશંસા કરવી, ચારિત્રને દૂષિત કરવું, અને અન્યમાં રહેલા કષાય, અને નોકષાયોની ઉદીરણા કરવી તે સામાન્ય ચારિત્રમોહનીયના આસ્રવો છે.

હવે નરકાયુષના બંધહેતુઓ કહે છે—મહારંભ અને મહાપરિગ્રહમાં આસક્ત થયેલ, રૌદ્રપરિણામી, પંચેન્દ્રિયનો વધ કરવામાં તત્પર એવો જીવ નરકનું આયુષ બાંધે છે.1

નરકાયુષ્યના બંધહેતુઓ કહ્યા, હવે તિર્યંચ અને મનુષ્યાયુષ્યના બંધહેતુઓ કહે છેઃ—

तिरियाउं गूढहियओ सढो ससल्लो तहा मणुस्साउं ।
पयईइ तणुकसाओ दाणरुई मज्झिमगुणो अ ॥ ५७ ॥

तिर्यगायुर्गूढहृदयः शठः सशल्यस्तथा मनुष्यायुः ।
प्रकृत्या तनुकषायो दानरुचिर्मध्यमगुणश्च ॥

અર્થઃ—જેનું હૃદય ગુપ્ત છે એવો, શઠ અને શલ્યયુક્ત જીવ તિર્યંચનું આયુષ્ બાંધે છે. સ્વભાવથી અલ્પકષાયવાળો, દાન કરવામાં રુચિવાળો તથા મધ્યમગુણવાળો મનુષ્યનું આયુષ બાંધે છે.

---

1 २१. पञ्चेन्द्रियप्राणिवधो बह्वारंभपरिग्रहौ ।
निरनुग्रहता मांसभोजनं स्थिरवैरता ॥
२२. रौद्रध्यानं मिथ्यात्वानन्तानुबन्धिकषायता ।
कृष्णनीलकापोताश्च लेश्या अनृतभाषणम् ॥
२३. परद्रव्यापहरणं मुहुर्मैथुनसेवनम् ।
अवशेन्द्रियता चेति नरकायुष आस्रवाः ॥

योगशास्त्र. प्र० ४.

૨૧–૨૩. પંચેન્દ્રિયનો વધ કરવો, ઘણો આરંભ અને પરિગ્રહ, પરોપકારનો અભાવ, માંસનું ભોજન, વૈરની દઢતા, રૌદ્રધ્યાન, મિથ્યાત્વ, અનંતાનુબંધી કષાય, કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યા, જૂઠું બોલવું, પારકાના દ્રવ્યનું હરણ કરવું, વારંવાર મૈથુન સેવવું અને ઇન્દ્રિયોને 'વશ' રહેવું—તે નરકાયુષ્ ના હેતુઓ છે.

ભાવાર્થ'—ઉદાયી નૃપને મારનાર વિનયરત્ન સાધુની પેઠે કોઇ પણ ન જાણી શકે એવા ગુપ્ત હૃદયવાળો; શઠ-માત્ર મોઢેથી મીઠું બોલનાર પણ પરિણામમાં ભયંકર; રાગાદિના વશથી વ્રતનિયમોમાં જેણે અનેક પ્રકારે અતિચારો લગાડયા હોય છતાં આલોચના કે પ્રાયશ્ચિત્ત ન કર્યું હોય તેવો, ઉપલક્ષણથી ઉન્માર્ગની દેશના આપનાર વગેરે તિર્યંચનું આયુષ 1બાંધે.

તિર્યંચના આયુષના બંધ હેતુઓ કહ્યા; હવે મનુષ્યાયુના બંધહેતુઓ કહે છે-સ્વભાવથી મન્દ કષાયવાળો, દાન આપવાની રુચિવાળો, જેમાં મધ્યમ એવા ક્ષમા માર્દવ સરલતા ઇત્યાદિ ગુણો છે એવો પ્રાણી 2મનુષ્યાયુનો બંધ કરે.

---

1 २४. उन्मार्गदेशना मार्गप्रणाशो गूढचित्तता ।
आर्तध्यान सशल्यत्व मायारम्भपरिग्रहौ ॥
२५. शीलव्रते सातिचारो नीलकापोतलेश्यता ।
अप्रत्याख्यानकषायास्तिर्यगायुष आस्रवाः ॥
योगशास्त्र. प्र० ४.

૨૪-૨૫ ઉન્માર્ગનો ઉપદેશ, માર્ગનો નાશ, ગૂઢ અભિપ્રાય, આર્તધ્યાન, શલ્ય-વ્રતાદિના દોષો, માયા, આરંભ, પરિગ્રહ, બ્રહ્મચર્યવ્રતમાં દોષ લગાડવો, નીલ. કાપોત લેશ્યા અને અપ્રત્યાખ્યાન કષાયો તિર્યંચાયુષના હેતુઓ છે

2 २६. अल्पौ परिग्रहारम्भौ सहजे मार्दवार्जवे ।
कापोतपीतलेश्यात्व धर्मध्यानानुरागिता ॥
२७. प्रत्याख्यानकषायत्व परिणाश्च मध्यम ।
रुविभागविधायित्व देवतागुरुपूजनम् ॥
२८. पूर्वालापप्रियालापौ सुखप्रज्ञापनीयता ।
लोकयात्रासु माध्यस्थ मानुषायुष आस्रवा. ॥
योगशास्त्र. प्र० ४.

अविरयमाई सुराउ बालतवोऽकामनिज्जरो जयइ ।
सरलो अगारविल्लो सुहनामं अन्नहा असुहं ॥ ५८ ॥
अविरतादि सुरायुर्बालतपा अकामनिर्जरो जयति
सरलोऽगौरववान् शुभनाम अन्यथाऽशुभम् ॥

**અર્થ**—અવિરતિસમ્યગ્દષ્ટિ વગેરે (વૈમાનિક) દેવનું આયુષ બાંધે છે, તથા અજ્ઞાન તપ કરનાર અકામ નિર્જરાયુક્ત જીવ (અસુરાદિક) દેવનું આયુષ બાંધે છે. સરલ અને ગૌરવ (મોટાઈ) રહિત શુભનામ કર્મની પ્રકૃતિને બાંધે છે; અને તેથી ઉલટી રીતે અશુભ નામ કર્મની પ્રકૃતિઓ બાંધે છે.

**ભાવાર્થ**—અવિરતિસમ્યગદૃષ્ટિ, દેશવિરતિ અને સરાગસંયમી વૈમાનિક દેવનું આયુષ બાંધે છે. વીતરાગસંયમી આયુષનો બંધ કરતો નથી, કેમકે આયુષનો બંધ ઘોલના (ડામાડોળ) પરિણામે થાય છે, અને તે અત્યંત વિશુદ્ધ પરિણામવાળો હોવાથી તેને ઘોલના પરિણામ હોતા નથી. બાલતપસ્વી-પરમાર્થ જાણ્યા શિવાય દુઃખગર્ભિત અને મોહગર્ભિત વૈરાગ્યયુક્ત અજ્ઞાન પૂર્વક તપ કરનાર અસુરાદિકનું આયુષ બાંધે છે. ઈચ્છાવિના પરાણે ભૂખ, તરસ, ટાઢ, તડકો સહન કરવાથી, બ્રહ્મચર્ય પાલન કરવાથી,

૨૬-૨૮ થોડો પરિગ્રહ, સ્વલ્પ આરંભ, સ્વાભાવિક મૃદુતા અને સરલતા, કાપોત અને પીતલેશ્યા, ધર્મ ધ્યાનમાં અનુરાગ, પ્રત્યાખ્યાનકષાય, મધ્યમ પરિણામ, દાન આપવું, દેવ ગુરુની પૂજા, પૂર્વે બોલવું, પ્રિય વચન, સુખપૂર્વક બોધ પામવાની યોગ્યતા અને લોકવ્યવહારમાં મધ્યસ્થ પણું એ સઘળા મનુષ્યાયુના હેતુઓ છે

ડાંસ, મચ્છર વગેરેનું કષ્ટ સહવાથી જે કર્મનો ક્ષય થાય તે અકામ નિર્જરા; તેવી નિર્જરાવાળો પ્રાણી વ્યન્તરાદિક દેવોનું આયુષ્ય બાંધે છે.

દેવના આયુષના બંધહેતુઓ કહ્યા, હવે નામકર્મની શુભાશુભપ્રકૃતિના બંધહેતુઓ કહે છે—માયારહિત; ઋદ્ધિ ગૌરવ, રસ ( દૂધ ઘી વગેરેનો ) ગૌરવ, અને સાત ( સુખ ) ગારવરહિત, સંસારથી ભીરૂ, ક્ષમામાર્દવાદિગુણયુક્ત પ્રાણી દેવગતિ પ્રમુખ નામકર્મની શુભ પ્રકૃતિઓનો બંધ કરે છે. તેનાથી વિપરીતરીતે માયાવી, ઋદ્ધિપ્રમુખ ગૌરવવાળો, ઉત્કટ ક્રોધાદિપરિણામવાળો નરકગતિ પ્રમુખ અશુભ નામકર્મની પ્રકૃતિઓનો [1]બંધ કરે છે.

હવે ગોત્રકર્મના બંધહેતુઓ કહે છે:—

---

1 २९. सरागसंयमो देशसंयमोऽकामनिर्जरा।
कल्याणमित्रसंपर्को धर्मश्रवणशीलता॥
३०. पात्रे दानं तपः श्रद्धा रत्नत्रयाविराधना।
मृत्युकाले परिणामो लेश्ययोः पद्मपीतयोः॥
३१. बालं तपोऽग्नीतोयादिसाधनोल्लम्बनानि च।
अव्यक्तसामायिकता देवस्यायुष आस्रवाः।
योगशास्त्र. प्र० ४.

૨૯-૩૧. સરાગ સંયમ, દેશવિરતિ, અકામનિર્જરા, કલ્યાણ મિત્રનો યોગ, ધર્મશ્રવણ, સુપાત્રદાન, તપ, શ્રદ્ધા જ્ઞાનાદિ રત્નત્રયની અવિરાધના, મૃત્યુ અવસરે તેજોલેશ્યા અને પદ્મલેશ્યાનો પરિણામ, અજ્ઞાન તપ, અગ્નિ પાણી ઇત્યાદિ વડે મરણ થવું અને અવ્યક્ત સામાયિક એ સર્વે દેવાયુષના આસ્રવો છે.

गुणपेही मयरहिओ अज्झयण-ज्झावणारुई निच्चं ।
पकुणइ जिणाइभत्तो उच्चं नीअं इअरहा उ ॥ ५९ ॥

गुणप्रेक्षी मदरहितोऽध्ययनाध्यापनारुचिर्नित्यम् ।
प्रकरोति जिनादिभक्त उच्चं नीचं इतरथा तु ॥

અર્થઃ—ગુણગ્રાહી, મદરહિત, હમેશાં અધ્યયન અને અધ્યાપનમાં રુચિવાળો, જિનાદિને વિષે ભક્તિવાળો ઉચ્ચ ગોત્રને બાંધે, અને તેથી વિપરીત નીચ ગોત્રને બાંધે.

---

1 ३२. मनोवाक्कायवक्रत्वं परेषां विप्रतारणम् ।
मायाप्रयोगो मिथ्यात्वं पैशून्यं चलचित्तता ॥

३३. सुवर्णादिप्रतिच्छन्दकरणं कूटसाक्षिता ।
वर्णगंधरसस्पर्शान्यथोपपादनानि च ॥

३४. अंगोपांगच्यावनानि यन्त्रपञ्जरकर्म च ।
कूटमानतुलाकर्मान्यनिन्दात्मप्रशंसनम् ॥

३५. हिंसानृतस्तेयाब्रह्ममहारंभपरिग्रहाः ।
परुषासभ्यवचनं शुचिवेषादिना मदः ॥

३६. मौखर्याक्रोशौ सौभाग्योपघाताः कार्मणक्रियाः ।
परकौतूहलोत्पादः परहास्यविडंबने ॥

३७. वेश्यादीनामलंकारदानं दावाग्निदीपनम् ।
देवादिव्याजाद्गन्धादिचौर्यं तीव्रकषायता ॥

३८. चैत्यप्रतिमारामप्रतिमानां विनाशनम् ।
अंगारादिक्रिया चैत्यशुभस्य नाम्न आस्रवाः ॥

३९. इत एवान्यथारूपास्तथा संसारभीरुता ।
प्रमादहानं सद्भावार्पणं क्षान्त्यादयोऽपि च ॥

ભાવાર્થઃ—ગુણમાત્રને જોનાર અને દોષોની ઉપેક્ષા કરનાર; ઉત્તમ જાતિ, કુલ, ઐશ્વર્ય, બલ, રૂપ, તપ અને શ્રુત યુક્ત છતાં અહંકાર રહિત; હમેશાં સ્વયં ભણતો હોય, અને બીજાને ભણાવતો હોય; ભણવા ભણાવવાની અશકિત હોય તો તે તરફ બહુજ માન રાખતો હોય; અધ્યયનાદિકમાં તત્પર એવા અન્યનું અનુમોદન કરતો હોય; જિન, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, ચૈત્ય અને અન્ય ગુણવાનનો ભકત હોય તે ઉચ્ચગોત્રને બાંધે; અને તેથી ઉલટી રીતે નીચગોત્ર કર્મને 1બાંધે.

---

૪૦. दर्शने धार्मिकाणां च सम्भ्रम स्वागतक्रिया ।
परोपकारसारत्वमास्रवा शुभनामनि ॥
योगशास्त्र• प्र० ४.

૩૨-૪૦ મન, વચન, કાયાની વક્રતા, પરને છેતરવું, કપટપ્રયોગ, મિથ્યાત્વ, ચાડીઆપાવું, અસ્થિરચિત્ત, સુવર્ણાદિના જેવી ધાતુઓ બનાવવી, જૂઠી સાક્ષી ભરવી, વર્ણ ગંધ રસ અને સ્પર્શનો ફેરફાર કરવો, અંગોપાંગનો છેદ કરવો, યંત્ર અને પાંજરા કરવા, ખોટા તુલા અને માન કરવા, અન્યની નિન્દા કે ખુશામત કરવી, હિંસા, અસત્ય, અબ્રહ્મચર્ય, મહારંભ, પરિગ્રહ, કઠોર અને અસભ્ય બોલવું, સારા પહેરવેશનો મદ કરવો, વાચાલતા, ગાળો આપવી, સૌભાગ્યનો નાશ કરવો, વશીકરણ, પરને કુતૂહલ ઉત્પન્ન કરવું, પારકાની હાસી અને મશ્કરી કરવી, વેશ્યાદિકને ઘરેણા આપવા, દાવાગ્નિ સળગાવવો, દેવાદિને બહાને ગંધાદિ વસ્તુની ચોરી કરવી, તીવ્ર કષાય, ચૈત્ય પ્રતિમા કે આરામ પ્રતિમાનો નાશ કરવો, કોલસા કરવા—વગેરે અશુભ નામ કર્મના હેતુઓ છે.

તેથી વિપરીત, તથા સંસારભીરુતા, પ્રમાદનો ત્યાગ, સદ્ભાવનુ અર્પણ, ક્ષમાદિક, ધાર્મિક પુરુષના દર્શનમા ઉતાવળ, પરોપકાર કરવામા સારપણું-એ સઘળા શુભ નામ કર્મના હેતુઓ છે (પૃ ૧૬૦ ટી.)

I ૪૧. परस्य निन्दाऽवज्ञोपहासा. सद्गुणलोपनम् ।
सदसद्दोषकथनमात्मनस्तु प्रशम्ननम् ॥

ગોત્રકર્મના બંધહેતુઓ કહ્યા, હવે અંતરાયકર્મના બંધહેતુઓ કહે છે –

जिणपूयाविग्घकरो हिंसाइपरायणो जयइ विग्घं ।
इअ कम्मविवागोऽयं लिहिओ देविंदसूरिहिं ॥ ६० ॥

जिनपूजाविघ्नकरो हिंसादिपरायणो जयति विघ्नम् ।
इति कर्मविपाकोऽयं लिखितो देवेन्द्रसूरिभि: ॥

અર્થ—જિનપૂજાનો વિઘ્ન કરનાર, હિંસાદિમાં તત્પર એવો આત્મા અંતરાય કર્મનો બંધ કરે છે. એ રીતે આ કર્મવિપાક દેવેન્દ્રસૂરિએ રચ્યો.

ભાવાર્થ.—“જિનપૂજા પાણી અને પુષ્પાદિક જીવોના વધને લીધે સાવદ્ય હોવાથી ગૃહસ્થોને પણ કરવા લાયક નથી” આવા પ્રકારના ઉપદેશથી જિનપૂજાનો નિષેધ કરનાર, જીવનો વધ, જુઠું બોલવું, ચોરી કરવી, મૈથુનસેવન, પરિ

४२. सदसद्गुणशंसा च स्वदोषाच्छादनं तथा ।
जात्यादिभिर्मदश्चेति नीचैर्गोत्रास्रवा अमी ॥
४३. नीचैर्गोत्रास्रवविपर्यासो विगतगर्वता ।
वाक्कायचित्तैर्विनय उच्चैर्गोत्रास्रवा अमी ॥
(योगशास्त्र प्र० ४.)

૪૨-૪૩ પારકાની નિન્દા, તિરસ્કાર, અને ઉપહાસ કરવો, સદ્ગુણનો લોપ કરવો બીજાના સાચા ખોટા દોષને કહેવા, પોતાની પ્રશંસા કરવી, સાચા ખોટા ગુણના વખાણ કરવા, પોતાના દોષો ઢાંકવા અને જાત્યાદિનો મદ કરવો એ સર્વ નીચ ગોત્રના હેતુઓ છે

નીચગોત્રના હેતુઓથી વિપરીત, તથા ગર્વરહિતપણું, અને મન વચન કાયા વડે વિનય કરવો–આ સર્વ ઉચ્ચગોત્રના હેતુઓ છે

ગ્રહ, રાત્રિભોજન વગેરેમાં તત્પર; સમ્યગ્દર્શનાદિરૂપ મોક્ષમાર્ગમાં તેના દોષ બતાવવાથી વિઘ્ન કરનાર; સાધુઓને ભાત, પાણી, ઉપાશ્રય, ઉપકરણ, અને ઔષધ આપવાનો નિષેધ કરનાર; બીજા જીવોના દાન, લાભ, ભોગ અને પરિભોગનો અંતરાય કરનાર; મંત્રાદિકના પ્રયોગથી પરના વીર્યને હરણ કરનાર; વધબંધનાદિકથી બીજાને નિશ્ચેષ્ટ કરનાર; છેદન ભેદનાદિકથી બીજાની ઇન્દ્રિયોની શક્તિનો નાશ કરનાર પ્રાણી અંતરાય કર્મનું ઉપાર્જન કરે છે. એ રીતે શ્રીમદ્ જગચ્ચન્દ્રસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિએ આ કર્મવિપાક નામે પ્રથમ કર્મગ્રન્થની રચના કરી.

## કર્મવિપાક–વિવેચનસહિત સમાપ્ત.

## क परिशिष्ट.

### કર્મની મૂળપ્રકૃતિ અને ઉત્તરપ્રકૃતિઓનો વિપાક.

આત્માનું સમ્યગ્દર્શનાદિ સ્વભાવપરિણમન તે મોક્ષ છે. જેટલે અંશે પરભાવથી છુટી આત્મા સ્વાભાવમા પરિણત થાય છે તેટલે અંશે તેનો મોક્ષ થાય છે. મિથ્યાદર્શનાદિ વિભાવ પરિણામથી પરિણત આત્મા પ્રતિસમય દ્રવ્યકર્મ ગ્રહણ કરે છે તેને બંધ કહે છે. તેના ચાર પ્રકાર છે.–૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ, ૩ રસબંધ, અને ૪ પ્રદેશબંધ. જ્ઞાનાદિ ગુણને આવરવાનો કે સુખ દુઃખાદિ આપવાનો કર્મનો સ્વભાવ તે પ્રકૃતિબંધ. કર્મનું આત્માની સાથે નિયતકાલ સુધી રહેવું તે સ્થિતિબંધ. કર્મનું સામર્થ્ય તે રસબંધ કે અનુભાગબંધ. કર્મપ્રદેશનો સંચય તે પ્રદેશબંધ.

હવે પ્રકૃતિબંધના મૂળ આઠ ભેદ છેઃ—૧. જ્ઞાનાવરણ, ૨. દર્શનાવરણ, ૩. વેદનીય, ૪. મોહનીય, ૫. આયુષ, ૬. નામ, ૭. ગોત્ર, ૮. અંતરાય. તેમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય

કર્મનો સ્વભાવ 'આત્માના અનુક્રમે જ્ઞાન, દર્શન, સમ્યક્ત્વ-ચારિત્ર અને દાનાદિ ગુણને આવરવાનો છે, તેથી તે પ્રકૃતિ ઘાતિની કહેવાય છે. બાકીના વેદનીયાદિ ચાર કર્મનો સ્વભાવ સુખદુઃખાદિ આપવાનો છે, પણ આત્માના ગુણોને ઘાત કરનારો નથી માટે તેને અઘાતિની પ્રકૃતિ કહેલી છે. અહીં કર્મની મૂળ પ્રકૃતિઓ તથા ઉત્તર પ્રકૃતિઓના વિપાકનુ વર્ણન આપેલુ છે

કર્મની મૂળ પ્રકૃતિ —

**૧. જ્ઞાનાવરણ** —નામ-જાતિ-ગુણ-ક્રિયાવિષયક વિશેષ બોધ તે જ્ઞાન, તેને જે આવરે તેને જ્ઞાનાવરણ કર્મ કહે છે.

**૨. દર્શનાવરણ**.—નામ-જાત્યાદિકલ્પનારહિત સામાન્ય બોધ તેને દર્શન કહે છે, તેને જે આવરે તે દર્શનાવરણ

**૩. વેદનીય** —જેથી સુખ દુઃખનો અનુભવ થાય તે વેદનીય. યદ્યપિ વેદનીય કર્મ સાક્ષાત્ સુખ દુઃખ આપતુ નથી તો પણ તે સુખ દુઃખની સામગ્રી મેળવી આપે છે.

**૪. મોહનીય** —પારમાર્થિક તત્ત્વાતત્ત્વના વિવેકથી આત્માને વિમુખ કરે, સમ્યક્ત્વ અને ચારિત્રને રોકે તે મોહનીય.

**૫. આયુષ** —દેવાદિ ગતિમા આત્માને નિયતકાલ સુધી રોકી રાખે તે આયુષ.

**૬. નામ** —ગતિ જાત્યાદિ વિવિધ પર્યાયનો અનુભવ કરાવે તે નામકર્મ.

**૭. ગોત્રઃ**—જેથી આત્મા ઉચ્ચ નીચ કુલમા જન્મ ધારણ કરે તે ગોત્રકર્મ.

**૮. અંતરાયઃ**—દાનાદિ ગુણનો નાશ કરે તે અંતરાય.

જ્ઞાનાવરણ કર્મની પાંચ ઉત્તર પ્રકૃતિઓ -

**૧. મતિજ્ઞાનાવરણ** —પાચ ઇન્દ્રિયો તથા મનદ્વારા જે જ્ઞાન થાય તે મતિજ્ઞાન, તેને જે કર્મ આવરે તે મતિજ્ઞાનાવરણ

૨. શ્રુતજ્ઞાનાવરણ:—શબ્દ દ્વારા વાચ્યવાચકભાવસંબન્ધના સ્મરણથી જે અર્થનો બોધ થાય તે શ્રુતજ્ઞાન. જેમ ઘટશબ્દના શ્રવણથી ઘટની આકૃતિનો જે ખ્યાલ થાય તે શ્રુતજ્ઞાન. શબ્દ શ્રુતજ્ઞાનનું કારણ છે અને કાર્ય પણ છે. જ્યારે કોઇ વક્તા કોઈ પણ વિષયનું પ્રતિપાદન કરે છે ત્યારે શ્રોતાને શબ્દ દ્વારા વાચ્યવાચકભાવના સ્મરણપૂર્વક અર્થનો બોધ થાય છે માટે શબ્દ શ્રુતજ્ઞાનનું કારણ છે, અને વક્તા ઉપયોગપૂર્વક શબ્દ બોલે છે માટે તે શબ્દ શ્રુત જ્ઞાનનું કાર્ય છે. શાસ્ત્રના જ્ઞાનને પણ શ્રુતજ્ઞાન કહેવાય છે. તેમ એકેન્દ્રિયાદિ જીવોના આહારાદિસંજ્ઞારૂપ જ્ઞાનને શ્રુતજ્ઞાન કહેવામા આવે છે.

૩. અવધિજ્ઞાનાવરણ:—ઇન્દ્રિયાદિની અપેક્ષા વિના માત્ર રૂપિદ્રવ્યવિષયક સાક્ષાત્ બોધ તે અવધિજ્ઞાન, તેને જે આવરે તે અવધિજ્ઞાનાવરણ

૪. મનઃપર્યવજ્ઞાનાવરણ:—અઢી દ્વિપમાં રહેલા સંજ્ઞિપંચેન્દ્રિયના માત્ર મનોગત ભાવને જાણનાર જે જ્ઞાન તે મનઃપર્યવજ્ઞાન, તેને જે આવરે તે મનઃપર્યવજ્ઞાનાવરણ.

૫. કેવલજ્ઞાનાવરણ:—સર્વ દ્રવ્ય અને સર્વ પર્યાયને ત્રણ કાળમા પ્રત્યક્ષ જાણે તે કેવલજ્ઞાન, તેને જે આવરે તે કેવલજ્ઞાનાવરણ.

**દર્શનાવરણ કર્મની નવ ઉત્તર પ્રકૃતિઓ:—**

૧. ચક્ષુદર્શનાવરણ:—ચક્ષુથી જે સામાન્ય અવબોધ થાય તે ચક્ષુદર્શન, તેને જે આવરે–ઢાકે તે ચક્ષુદર્શનાવરણ.

૨. અચક્ષુદર્શનાવરણ:—ચક્ષુ શિવાય બાકીની ઇન્દ્રિયો તથા મન દ્વારા જે સામાન્ય અવબોધ થાય, તથા પરભવ જતાં જીવને દ્રવ્યેન્દ્રિય તથા મન વિના જે સામાન્ય અવબોધ હોય તે અચક્ષુદર્શન, તેને જે આવરે તે અચક્ષુદર્શનાવરણ.

૩. અવધિદર્શનાવરણ:—દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની

મર્યાદાએ ઇન્દ્રિયાદિ નિરપેક્ષ રૂપિદ્રવ્યવિષયક સામાન્ય અવબોધ તે અવધિદર્શન, તેનુ જે આચ્છાદન કરે તે અવધિદર્શનાવરણ

**૪. કેવલદર્શનાવરણ**—સર્વદ્રવ્યપર્યાયવિષયક ત્રૈકાલિક સામાન્ય અવબોધ તે કેવલ દર્શન, તેને જે ઢાકે તે કેવલદર્શનાવરણ

**૫. નિદ્રા**—જે અવસ્થામા સુખેથી જાગૃત થઇ શકે તેવી ઉઘ તે નિદ્રા તેનું કારણ જે કર્મ તે પણ નિદ્રા.

**૬. નિદ્રાનિદ્રા**—ઘણા કષ્ટથી જાગૃત થઇ શકાય એવી ઉઘ તે નિદ્રાનિદ્રા, તેનું કારણ જે કર્મ તે નિદ્રાનિદ્રા

**૭. પ્રચલા**—બેઠા અથવા ઉભા રહેલાને જે નિદ્રા પ્રાપ્ત થાય તે પ્રચલા, તેનું કારણ જે કર્મ તે પણ પ્રચલા

**૮. પ્રચલાપ્રચલા**—ચાલતા જે ઉઘ આવે તે પ્રચલાપ્રચલા, તેનું કારણ જે કર્મ તે પણ પ્રચલાપ્રચલા

**૯. સ્ત્યાનર્દ્ધિ ( થીણદ્ધિ )**—સ્ત્યાન-એકઠી થયેલ છે ઋદ્ધિ-આત્મશક્તિ અથવા ગૃદ્ધિ-વાસના જે નિદ્રામા તે સ્ત્યાનર્દ્ધિ અથવા સ્ત્યાનગૃદ્ધિ કહેવાય છે તે નિદ્રામા દિવસે ચિતવેલુ કાર્ય ઉઠીને રાત્રે કરે છે સ્ત્યાનર્દ્ધિનિદ્રાના ઉદયથી પ્રથમસહનન યુક્ત મનુષ્યને અર્ધ વાસુદેવના જેટલુ બલ પ્રાપ્ત થાય છે, અહીં નિદ્રાદિક દર્શનાવરણના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ દર્શન લબ્ધિનો ઘાત કરે છે, અને દર્શનાવરણ ચતુષ્ક દર્શનલબ્ધિનો મૂલથી ઘાત કરે છે, માટે નવ પ્રકૃતિને દર્શનાવરણ કહેલ છે

**વેદનીય કર્મની બે પ્રકૃતિઓ**—

**૧. સાતાવેદનીય**—જેના ઉદયથી પ્રાણી ઇષ્ટ સાધનો દ્વારા સુખનો અનુભવ કરે તે સાતાવેદનીય.

**૨. અસાતાવેદનીય**—જેના ઉદયથી પ્રાણી અનિષ્ટ સાધનો દ્વારા દુખનો અનુભવ કરે તે અસાતાવેદનીય.

### મોહનીય કર્મની અઠયાવીશ પ્રકૃતિઓઃ—

મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, અને સમ્યક્ત્વમોહનીય એ ત્રણ દર્શન મોહનીય; સોળ કષાય, અને નવ નોકષાય-એ પ્રકારે મોહનીય કર્મની-અઠયાવીશ ઉત્તર પ્રકૃતિઓ છે.

**મિથ્યાત્વમોહનીયઃ**—જેના ઉદયથી જિનપ્રણીત સત્ય તત્ત્વની રુચિ ન થાય તે મિથ્યાત્વમોહનીય.

**૨. મિશ્રમોહનીયઃ**—જેના ઉદયથી જિનપ્રણીત તત્ત્વ ઉપર રુચિ તેમ અરુચિ ન હોય તે મિશ્રમોહનીય.

**૩. સમ્યક્ત્વમોહનીયઃ**—જેના ઉદયથી જિનપ્રણીત તત્ત્વની રૂચિ થાય તે સમ્યક્ત્વમોહનીય.

અહીં મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય સમ્યગ્દર્શનનું પ્રતિબંધક હોવાથી, અને સમ્યક્ત્વમોહનીય ઔપશમિક અને ક્ષાયિક-સમ્યક્ત્વમા પ્રતિબન્ધક હોવાથી ત્રણે પ્રકૃતિઓને દર્શનમોહનીય કહેલી છે.

જેનાથી કષ—સંસારનો, આય-લાભ થાય તેને કષાય કહે છે; તેનાં ક્રોધ માન માયા અને લોભ-એ ચાર ભેદ છે. તે દરેકના અનન્તાનુબન્ધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન એ ચાર ચાર ભેદ હોવાથી કષાયના સોળ ભેદ થાય છે.

**૧. અનન્તાનુબન્ધીઃ**—જીવ સાથે અનન્ત સંસારનો સંબન્ધ કરાવનાર જે કષાય તે અનન્તાનુબંધી. તેને સંયોજના પણ કહે છે, કેમકે તે જીવને અનન્ત સંસાર સાથે જોડે છે. તેના ક્રોધ, માન, માયા અને લોભ-એ ચાર ભેદ છે, અને તે સમ્યક્ત્વમા પ્રતિબંધક છે.

**૨. અપ્રત્યાખ્યાનઃ**—જેના ઉદયથી સ્વલ્પ પણ પ્રત્યાખ્યાન-વિરતિનો પરિણામ ન હોય તે અપ્રત્યાખ્યાન કષાય. તે દેશવિરતિમાં પ્રતિબંધક છે. તેના ક્રોધ માન માયા અને લોભ એ ચાર પ્રકાર છે.

**૩. પ્રત્યાખ્યાનાવરણઃ**—જેના ઉદયથી સર્વ વિરતિના પરિ-ણામરૂપ પ્રત્યાખ્યાન ન હોય તે પ્રત્યાખ્યાનાવરણ. તે સર્વ વિરતિમાં પ્રતિબંધક છે. તેના ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર ભેદ છે.

૪. સંજ્વલન—પરિષહ અને ઉપસર્ગો પ્રાપ્ત થવાથી યતિને પણ કાંઈક જ્વલિત-કષાયયુક્ત કરે તે સંજ્વલન કષાય; આ કષાય યથાખ્યાત ચારિત્રનો પ્રતિબંધક છે. તેના પણ પૂર્વોક્ત ચાર ભેદ છે.

ત્રણ વેદ અને હાસ્યાદિક ષટ્ક એ રીતે નોકષાય મોહનીય નવ પ્રકારે છે. 'નો' શબ્દ સાહચર્યવાચી છે. તે આદિના બાર કષાયના સહચારી હોવાથી તેને નોકષાય કહ્યા છે. કહ્યું છે કે–"આદિના બાર કષાયોનો ક્ષય થવાથી નોકષાયો ટકી શકતા નથી, કેમકે તેનો ક્ષય કરવા તરતજ ક્ષપકની પ્રવૃત્તિ થાય છે;" અથવા ઉદિત થયેલા હાસ્યાદિ અવશ્ય કષાયોને ઉદ્દીપન કરે છે. માટે તે કષાયના પ્રેરક કહેવાય છે.

*कषायसहवर्तित्वात् कषायप्रेरणादपि ।
हास्यादिनवकस्योक्ता नोकषायकषायता ॥

૧. સ્રીવેદઃ—જેના ઉદયથી સ્ત્રીને પુરૂષ પ્રતિ વિષયાભિલાષ થાય, જેમ પિત્તના પ્રકોપથી મધુરસની ઇચ્છા થાય તે સ્ત્રીવેદ.

૨. પુરુષવેદઃ—જેમ કફના પ્રકોપથી અમ્લ પદાર્થની રૂચિ થાય, તેમ જેના ઉદયથી પુરૂષને સ્ત્રી પ્રતિ વિષયાભિલાષ થાય તે પુરૂષવેદ.

૩. નપુંસકવેદઃ—જેના ઉદયથી સ્ત્રી અને પુરૂષ બન્ને તરફ વિષયાભિલાષ થાય, જેમ પીત્ત અને કફના પ્રકોપથી ખાટા અને મીઠા પદાર્થની ઇચ્છા થાય તે નપુંસકવેદ.

૪. હાસ્યમોહનીયઃ—જેના ઉદયથી દર્શન કે શ્રવણાદિ બાહ્ય નિમિત્તથી અથવા બાહ્ય નિમિત્ત વિના કેવળ સ્મરણાદિ આંતર નિમિત્તથી હાસ્ય ઉત્પન્ન થાય તે હાસ્યમોહનીય.

---

* કષાયના સહચારી અને પ્રેરક હાસ્યાદિ નવ પ્રકૃતિઓને નોકષાય કહ્યા છે.

**૫. રતિમોહનીયઃ**—જેના ઉદયથી બાહ્ય કે અભ્યન્તર વસ્તુમાં આસક્તિ થાય તે રતિમોહનીય.

**૬. અરતિમોહનીયઃ**—જેના ઉદયથી બાહ્ય કે અભ્યંતર વસ્તુમાં અપ્રીતિ-કંટાળો ઉત્પન્ન થાય તે અરતિમોહનીય.

પ્ર૦—પ્રીતિ સુખરૂપ અને અપ્રીતિ દુઃખરૂપ હોવાથી તેની ગણના વેદનીય કર્મમા થવી જોઇએ, તો મોહનીય કર્મમા તેની ગણના કેમ કરી ?

ઉ૦—વેદનીયકર્મના ઉદયથી સુખ અને દુઃખના સાધનો પ્રાપ્ત થાય છે, પરન્તુ સુખના સાધનમાં પ્રીતિ અને દુઃખના સાધનોમાં અપ્રીતિ થવી તે રતિ, અને અરતિ મોહનીય કર્મનો વ્યાપાર છે.

**૭. શોકમોહનીયઃ**—જેના ઉદયથી પ્રિય વસ્તુના વિયોગથી શોક, આક્રન્દ વગેરે થાય તે શોકમોહનીય.

**૮. ભયમોહનીયઃ**—જેના ઉદયથી કોઇ પણ પ્રકારના નિમિત્તથી કે નિમિત્ત શિવાય પોતાના સંકલ્પથી બીક લાગે તે ભયમોહનીય.

**૯. જુગુપ્સામોહનીયઃ**—જેના ઉદયથી સારી અથવા ખરાબ વસ્તુ ઉપર દુગંછા-સૂગ પેદા થાય તે જુગુપ્સામોહનીય.

પૂર્વોક્ત સોળ કષાય અને નવ નોકષાય એ પચીશ પ્રકૃતિઓને ચારિત્રમોહનીય કહે છે; કેમકે તે ચારિત્રની પ્રતિબંધક છે.

**આયુષ્ કર્મની ચાર પ્રકૃતિઓઃ—**

**સુરાયુઃ**—જેના ઉદયથી આત્મા દેવગતિને વિષે જીવન ગાળે તે સુરાયુ.

**નરાયુઃ**—જેના ઉદયથી પ્રાણી મનુષ્ય ગતિમાં જીવન ગાળે તે નરાયુ.

**તિર્યગાયુઃ**—જેના ઉદયથી પ્રાણી તિર્યચ-એકેન્દ્રિયાદિના ભવમા જીવન ગાળે તે તિર્યગાયુ.

**નરકાયુઃ**—જેના ઉદયથી પ્રાણી નરક ગતિમા જીવન ગાળે તે નરકાયુ.

નામકર્મની સડસઠ, ત્રાણુ અને એકસોત્રણ ઉત્તર પ્રકૃતિઓઃ—

ચૌદ પિંડપ્રકૃતિઓ આઠ પ્રત્યેકપ્રકૃતિઓ, ત્રસાદિદશક, સ્થાવરાદિદશક—એ નામકર્મની પ્રકૃતિઓ છે. તેમાં પ્રથમ ચૌદ પિંડપ્રકૃતિઓ કહે છેઃ-૧. ગતિ, ૨. જાતિ, ૩. શરીર, ૪. અંગોપાગ, ૫. બન્ધન, ૬. સંઘાતન, ૭. સંહનન, ૮. સંસ્થાન, ૯. વર્ણ, ૧૦. ગન્ધ, ૧૧. રસ, ૧૨. સ્પર્શ, ૧૩. આનુપૂર્વી, ૧૪. વિહાયોગતિ-એ ચૌદ પિંડપ્રકૃતિઓ છે. જેના અવાન્તર (પેટા) ભેદો થાય તેને પિંડપ્રકૃતિઓ કહે છે.

૧. ગતિનામઃ—સુખ દુઃખના ઉપભોગને યોગ્ય પર્યાય-અવસ્થા વિશેષ તે ગતિ. તેના ચાર પ્રકાર છેઃ-૧. નરકગતિ, ૨. તિર્યગ્ગતિ, ૩. મનુષ્યગતિ, ૪. દેવગતિ. તેનું કારણ જે કર્મ તે ગતિનામકર્મ. જેના ઉદયથી નરકગતિ આદિ પર્યાયની પ્રાપ્તિ થાય તે નરકગત્યાદિ નામ.

૨. જાતિનામઃ—જે કર્મના ઉદયથી એકેન્દ્રિયાદિ સમાન પરિણામની પ્રાપ્તિ થાય તેને જાતિનામ કર્મ કહે છે. [1]જાતિનામ કર્મ

1. આ વિષયમાં પૂર્વાચાર્યનો અભિપ્રાય આ પ્રમાણે છે-દ્રવ્યેન્દ્રિય અંગોપાંગનામ કર્મ અને ઇન્દ્રિયપર્યાપ્તિનામ કર્મના સામર્થ્યથી ઉપજે છે, અને સ્પર્શનાદીન્દ્રિયાવરણના ક્ષયોપશમથી ભાવેન્દ્રિય થાય છે, કેમકે "ભાવેન્દ્રિયો ક્ષયોપશમજન્ય છે" એવું આગમનું વચન છે. પણ એકેન્દ્રિયાદિ શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત સામાન્ય પરિણામ અન્યથી અસાધ્ય હોવાને લીધે જાતિનામકર્મજન્ય છે

પ્ર૦—શબ્દના પ્રવૃત્તિનિમિત્તથી જાતિ સિદ્ધ થઇ શકે નહિ, જો તેથી જાતિ સિદ્ધ થાય તો હરિ સિંહ આદિ પદના પ્રવૃત્તિનિમિત્તથી હરિત્વાદિક ભિન્ન ભિન્ન જાતિની પણ સિદ્ધિ થાય, માટે એકેન્દ્રિયાદિ શબ્દનો વ્યવહાર ઔપાધિક માનવો; તેથી એકેન્દ્રિયત્વાદિ જાતિ માનવાનું કંઇપણ પ્રયોજન નથી. જો એકેન્દ્રિયાદિશબ્દવ્યવહારનું કારણ હોવાથી એકેન્દ્રિયત્વાદિ જાતિનો સ્વીકાર કરીએ તો નારકાદિ વ્યવહારનું નિમિત્ત પંચેંદ્રિય જાતિની પેટા ભેદ નારકત્વાદિ જાતિનો પણ સ્વીકાર કરવો જોઇએ, અને તેમ થાય તો પછી ગતિનામ કર્મને માનવાની આવશ્યકતા રહેશે નહિ.

પાંચ પ્રકારે છેઃ-૧. એકેન્દ્રિયજાતિ, ૨. બેઇન્દ્રિયજાતિ, ૩. ત્રીન્દ્રિયજાતિ, ૪. ચતુરિન્દ્રિયજાતિ. અને ૫. પંચેન્દ્રિયજાતિ.

**૩. શરીરનામઃ**—જેને આશ્રયી સુખ દુઃખનો અનુભવ થાય તે શરીર. તેના પાંચ પ્રકાર છેઃ-૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ આહારક, ૪ તૈજસ, ૫ કાર્મણ. તેનું કારણ જે કર્મ તે શરીરનામ કર્મ. તે પણ શરીરના નામથી પાચ પ્રકારે છે. જેના ઉદયથી ઔદારિક શરીર યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી ઔદારિકશરીરરૂપે પરિણમાવીને જીવપ્રદેશ સાથે પરસ્પર અભેદરૂપ સબંધ કરે તે ઔદારિકશરીરનામકર્મ. એ પ્રમાણે બાકીના શરીરનામ કર્મ જાણી લેવા.

**૪. અંગોપાંગનામ**—મસ્તક આદિ આઠ અંગ છે.-મસ્તક, છાતી, ઉદર, પિઠ, બે હાથ, અને બે સાથળ. તેના આગળી પ્રમુખ *અવયવો તે ઉપાંગ કહેવાય છે, અને આગળીના વેઢા, રેખા પ્રમુખને* અંગોપાગ કહે છે; તેનું નિમિત્ત જે કર્મ તે અંગોપાંગનામ કર્મ. તે ત્રણ પ્રકારે છેઃ-૧ ઔદારિક અંગોપાંગ, ૨. વૈક્રિય અંગોપાગ, અને ૩. આહારક અંગોપાંગ. જેના ઉદયથી ઔદારિકશરીરરૂપે પરિણામ પામેલા પુદ્ગલોનો અંગોપાગના વિભાગરૂપે પરિણામ થાય તે ઔદારિકઅંગોપાંગનામ કર્મ. એ પ્રમાણે વૈક્રિયઅંગોપાગ અને આહારક અંગોપાગ જાણવા. તૈજસ અને કાર્મણ શરીરનું નિયત સંસ્થાન નહિ હોવાથી તેને અંગોપાગનો સંભવ નથી.

---

ઉ૦—એકેન્દ્રિયાદિને વિષે સમાન બાહ્ય પરિણામ તે અપકૃષ્ટ ચૈતન્યાદિનો નિયામક હોવાથી એકેન્દ્રિયત્વાદિ જાતિરૂપે સિદ્ધ થાય છે. અને તેજ એકેન્દ્રિયાદિ શબ્દવ્યવહારનું નિમિત્ત છે. એકેન્દ્રિયમાં અપકૃષ્ટ ચૈતન્ય-સ્વલ્પ ચૈતન્ય છે, તેનાથી બેઇન્દ્રિયાદિકમાં ચૈતન્યનો વિશેષ વિકાસ જણાય છે. તેનો નિયામક ધર્મ એકેન્દ્રિયત્વાદિ હોવાથી તે જાતિરૂપ છે. જાતિનું કારણ જે કર્મ તે જાતિનામ કર્મ. નારકત્વાદિગતિ સુખદુઃખવિશેષના ઉપભોગમા નિયામક પરિણામવિશેષરૂપ છે, તેથી તેના કારણરૂપે ગતિનામ કર્મની સિદ્ધિ થાય છે.:

५. બન્ધનનામ:—જેના ઉદયથી પૂર્વગૃહીત અને હવણાં ગ્રહણ કરાતા ઔદારિકાદિ પુદ્ગલોનો પરસ્પર સંબન્ધ થાય તે બન્ધન નામ કર્મ. તે ઔદારિકાદિ બન્ધનના ભેદથી પાંચ પ્રકારે છે.

૬. સંઘાતનામ —જેના ઉદયથી ઔદારિકાદિ પુદ્ગલો ગ્રહણ કરી શરીરના આકારને અનુસારે વિશિષ્ટ સમૂહરૂપે ગોઠવે તે સંઘાતનનામ કર્મ. તેના ઔદારિકસંઘાતનાદિ પાંચ ભેદ છે.

પ્ર૦—સંઘાતન નામ કર્મ માનવાનું શું પ્રયોજન છે? 'પુદ્ગલનો સમૂહ માત્ર કરવો' એવું ઉત્તર આપતા હો તો તે સમીચિન નથી, કેમકે પુદ્ગલોનો સમૂહ તો ગ્રહણ કરવા માત્રથી જ સિદ્ધ છે, તેથી ત્યાં સંઘાતનનામ કર્મનો કાંઇ પણ ઉપયોગ નથી. ઔદારિકાદિશરીરની રચના પ્રમાણે સંઘાત-સમૂહ વિશેષ કરવો તે સંઘાતનનામ કર્મનો વ્યાપાર છે' આ પ્રમાણે પ્રાચીન આચાર્યોનો મત છે તે પણ યુક્ત નથી, કારણ કે જેમ તન્તુનો સમૂહ પટ પ્રતિ કારણ છે, તેમ ઔદારિકાદિ પુદ્ગલોનો સમૂહ ઔદારિકાદિ શરીરોનું કારણ છે, તો તેમાં સંઘાતનને વિશેષ કારણ માનવાની શી આવશ્યકતા છે?

ઉ૦—નિયત પ્રમાણવાળા ઔદારિકાદિ શરીરની રચના માટે સમૂહ વિશેષની આવશ્યકતા છે, અને તેથી જ શરીરનું તારતમ્ય થાય છે. માટે સમૂહવિશેષના કારણરૂપે સંઘાતનામ કર્મ અવશ્ય માનવું જોઇએ. એ રીતે પ્રાચીન આચાર્યોનો અભિપ્રાય જ યુક્ત છે.

૭. સંહનનનામ—હાડકાંની રચના વિશેષને સંહનન કે સંઘયણ કહે છે. તેના ૭ પ્રકાર છે:-૧. વજ્રઋષભનારાચ, ૨. ઋષભનારાચ, ૩. નારાચ, ૪. અર્ધનારાચ, ૫ કીલિકા, ૬. સેવાર્ત. વજ્ર-ખીલી, ઋષભ-પાટો, નારાચ-બન્ને તરફ મર્કટ બંધ. જેમાં બે હાડકા પરસ્પર મર્કટ બંધથી બંધાયેલ હોય, તે બન્ને હાડકા ઉપર પાટા રૂપે ત્રીજું હાડકું વીંટાયેલું હોય, અને તે ત્રણે હાડકાને ભેદનાર ખીલી રૂપે એક હાડકું

હોય એવી મજબૂત હાડની રચનાને વજ્રઋષભનારાચ સંહનન કહે છે, તેમા માત્ર ખીલી રહિત હોય એવી રચના તે બીજું ઋષભનારાચ સંહનન. જ્યા હાડકાઓ પરસ્પર બન્ને પાસે મર્કટબંધ માત્રથી બધાયેલ હોય તે નારાચ સંહનન જ્યા એક પાસે ખીલી અને બીજે પાસે માત્ર મર્કટ બધ હોય તે અર્ધનારાચસઘયણ. જ્યા ખીલી માત્રથી સકલિત થયેલ હાડકાઓ છે તે કિલિકાસંઘયણ. જ્યા હાડકાના છેડા પરસ્પર અડકીને રહેલ હોય તે સેવાર્ત અથવા છેવટ્ટુ. અહીં દરેક સંઘયણમા અસ્થિના બંધનુ તારતમ્ય વિવક્ષિત છે, તેના કારણભૂત જે જે કર્મ તે સહનનનામ કર્મ. તેના પણ ૭ પ્રકાર છે.

૮. **સંસ્થાનનામ** — શરીરના આકારવિશેષને સંસ્થાન કહે છે. તેના ૭ પ્રકાર છે.—૧ સમચતુરસ્ર, ૨. ન્યગ્રોધપરિમંડલ, ૩. સાદિ, ૪. કુબ્જ, ૫ વામન, ૬ હુડ. તેના કારણભૂત જે કર્મ તે સંસ્થાનનામ કર્મ. જેના ઉદયથી સમચતુરસ્ર સંસ્થાન પ્રાપ્ત થાય તે સમચતુરસ્રનામકર્મ. એ રીતે આગળ પણ જાણી લેવું. (૧) સામુદ્રિક શાસ્ત્રોક્ત પ્રમાણ અને લક્ષણયુક્ત શરીરની ચાર બાજુઓ જેમા છે તે સમચતુરસ્ર સસ્થાન. (૨) જેમા વડની પેઠે નાભિની ઉપરનો ભાગ સંપૂર્ણ લક્ષણયુક્ત અને નીચેનો ભાગ લક્ષણહીન હોય તેવી શરીરની આકૃતિ તે ન્યગ્રોધ–પરિમંડલ. (૩) જેમા માત્ર નાભિની નીચેનો ભાગ શાસ્ત્રોક્ત લક્ષણ સહિત હોય અને ઉપરનો ભાગ લક્ષણહીન હોય તે સાદિ. કોઇ આચાર્યો સાદિને બદલે 'સાચી' કહે છે. સાચી એવુ શાલ્મલી તરુનું નામ છે. તે ઝાડનો નીચેનો ભાગ સ્કન્ધાદિથી પુષ્ટ હોય છે, અને ઉપરનો ભાગ તેવો વિશાલ હોતો નથી, તેની પેઠે આ સસ્થાનમા શરીરની નીચેનો ભાગ લક્ષણયુક્ત હોય છે, અને ઉપરનો ભાગ તેવો હોતો નથી. (૪) જ્યાં મસ્તક, ગ્રીવા, હાથ, પગ આદિ પ્રમાણ અને લક્ષણોપેત હોય, અને ઉર ઉદરાદિ અપ્રશસ્ત લક્ષણહીન હોય તે કુબ્જસંસ્થાન. (૫) જ્યા ઉર ઉદરાદિ

લક્ષણાદિ સહિત હોય, અને હસ્તપાદાદિ લક્ષણ રહિત હોય તે વામન સંસ્થાન. (૬) જ્યાં સર્વ અવયવો પ્રમાણ અને લક્ષણ રહિત હોય તે હુંડ સંસ્થાન કહેવાય છે.

૯. **વર્ણનામઃ**-વર્ણ પાચ પ્રકારે છેઃ-૧. શ્વેત, ૨. પીત, ૩. રક્ત, ૪. નીલ, ૫. કૃષ્ણ. તેનું કારણ જે કર્મ તે વર્ણનામકર્મ. તે પણ પાંચ પ્રકારે છે. જેના ઉદયથી પ્રાણીના શરીરે શ્વેત વર્ણ પ્રાપ્ત થાય તે શ્વેતવર્ણનામકર્મ. એ રીતે આગળની પ્રકૃતિઓ જાણી લેવી.

૧૦. **ગંધનામઃ**-ગન્ધ બે પ્રકારનો છેઃ-૧. સુરભિગન્ધ, અને ૨. દુરભિગન્ધ. તેનુ કારણ ગન્ધનામકર્મ તે બે ભેદે છે. જેના ઉદયથી પ્રાણીના શરીરે સુરભિગન્ધ પેદા થાય તે સુરભિગન્ધનામ કર્મ. તેમ તેનાથી વિપરીત દુરભિગન્ધનામકર્મ પણ જાણવું.

૧૧. **રસનામઃ**—જીભથી જેનું જ્ઞાન થાય તે રસ, તેના પાચ પ્રકાર છે-૧. તિક્ત, ૨. કટુ, ૩. કષાય (તુરો), ૪. અમ્લ (ખાટો), ૫. મધુર (મીઠો). તેનું કારણભૂત જે કર્મ તે રસનામ કર્મ, તે પાચ પ્રકારે છે. તેમા જેના ઉદયથી પ્રાણીનું શરીર મરી પેઠે તિક્ત રસવાળું હોય તે તિક્તરસનામ કર્મ. એ પ્રમાણે બીજી પ્રકૃતિઓ વિષે સમજી લેવું.

૧૨. **સ્પર્શનામ**—સ્પર્શનેન્દ્રિય માત્રથી જે જણાય તે સ્પર્શ, તેના આઠ ભેદ છે-૧. કર્કશ, ૨. મૃદુ, ૩. લઘુ, ૪. ગુરૂ, ૫. સ્નિગ્ધ, ૬. રૂક્ષ, ૭. શીત, ૮. ઉષ્ણ. તેનુ કારણ જે કર્મ તે સ્પર્શનામ કર્મ. જેના ઉદયથી જન્તુઓના શરીર પાષાણાદિની પેઠે કર્કશ હોય તે કર્કશનામ કર્મ. એ પ્રમાણે બીજી પ્રકૃતિઓ વિષે પણ જાણવું.

૧૩. **આનુપૂર્વીનામઃ**—વિગ્રહગતિ વડે ભવાન્તરમાં જતા જીવનુ આકાશ પ્રદેશની શ્રેણી અનુસરે નિયત ગમન તે આનુપૂર્વી. તેનુ કારણ જે કર્મ પ્રકૃતિ તે આનુપૂર્વીનામ કર્મ. તેના ચાર પ્રકાર છે-૧. નરકગત્યાનુપૂર્વી, ૨. તિર્યગ્ગત્યાનુપૂર્વી, ૩. મનુષ્યગત્યાનુપૂર્વી, ૪. દેવગત્યાનુપૂર્વી.

૧૪. વિહાયોગતિનામ—વિહાયોગતિ બે પ્રકારે છેઃ–૧ પ્રશસ્ત વિહાયોગતિ અને ૨ અપ્રશસ્ત વિહાયોગતિ. હંસ ગજ વૃષભાદિની જેવી ગતિ તે પ્રશસ્તવિહાયોગતિ. ખર ઉંટ પાડા આદિના જેવી ગતિ તે અપ્રશસ્તવિહાયોગતિ. તેના કારણભૂત જે કર્મ પ્રકૃતિ તે વિહાયોગતિનામ. ગતિ નામકર્મની પ્રકૃતિને જૂદી પાડવા માટે 'વિહાયસ્' વિશેષણ જોડેલું છે.

એ પ્રમાણે ચૌદ પિંડ પ્રકૃતિઓ અને તેની પાસઠ અવાન્તર ( પેટા ) પ્રકૃતિઓ કહી. હવે પ્રત્યેક પ્રકૃતિઓ કહે છે. તેના સપ્રતિપક્ષ અને અપ્રતિપક્ષ એવા બે પ્રકાર છે. તેમાં પ્હેલા અપ્રતિપક્ષ આઠ પ્રત્યેક પ્રકૃતિઓ કહે છે -

૧. અગુરુલઘુનામ.—જેના ઉદયથી પ્રાણીઓના શરીર ગુરૂ નહિ, લઘુ નહિ, તેમ ગુરૂ લઘુ નહિ, પણ અગુરૂલઘુપરિણામ વડે પરિણત હોય તે અગુરૂલઘુનામ કર્મ.

૨. ઉપઘાતનામઃ—જેના ઉદયથી પડજીભ, ચોરદાંત, રસોળી પ્રમુખ પોતાના અવયવો વડે પોતે હણાય, પીડા પામે, અથવા પોતે ગળે ફાસો ખાવાથી કે પર્વતાદિના શિખર ઉપરથી પડવાથી આત્મઘાત કરે તે ઉપઘાતનામ કર્મ.

૩. પરાઘાતનામઃ—જેના ઉદયથી પ્રતાપી મનુષ્ય પોતાના દર્શન માત્રથી વાણીની પટુતાથી મહાસભાના સભ્યોને પણ ક્ષોભ ઉત્પન્ન કરે, અથવા પ્રતિવાદીની પ્રતિભાનો નાશ કરે તે પરાઘાત-નામ કર્મ.

૪. શ્વાસોચ્છ્વાસનામઃ—જેના ઉદયથી જીવ શ્વાસોચ્છ્વાસ લેવા મુકવાની શક્તિ વડે યુક્ત હોય તે શ્વાસોચ્છ્વાસનામ કર્મ.

૫. આતપનામઃ—જેના ઉદયથી પ્રાણીઓનું શરીર અનુષ્ણ છતાં ઉષ્ણ પ્રકાશ ઉત્પન્ન કરે તે આતપ નામકર્મ. તેનો ઉદય માત્ર

સૂર્ય મંડલમાં રહેલ પૃથ્વીકાયના જીવોને જ હોય છે. અગ્નિકાયના જીવોને તેનો ઉદય નથી, કારણ કે તે જીવોનું શરીર અનુષ્ણ નથી. તેમા રહેલી ઉષ્ણતા ઉષ્ણસ્પર્શનામના ઉદયથી અને ઉત્કટ રક્તવર્ણ-નામના ઉદયથી પ્રકાશકત્વ છે.

૬. **ઉદ્યોતનામ**—જેના ઉદયથી પ્રાણીઓના શરીર શીત પ્રકાશ રૂપ ઉદ્યોત કરે તે ઉદ્યોતનામ કર્મ, તેનો ઉદય ઉત્તરવૈક્રિય કરવાના સમયે યતિ અને દેવોને, તેમ જ ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર, તારાના વિમાનો, રત્નો અને ઔષધીપ્રમુખને હોય છે.

૭. **નિર્માણનામ**—જેના ઉદયથી પ્રાણીઓના શરીરને વિષે હસ્તપાદાદિ અંગો અને આંગળી પ્રમુખ પત્યંગો જે સ્થાને જોઇએ તે સ્થાને ગોઠવાય તે નિર્માણનામ કર્મ. તેને અભાવે તો અંગોપાગ-નામકર્મ વડે રચિત શિર ઉર ઉદરાદિ અંગોની નિયત સ્થાને ગોઠ-વણ ન થાય.

૮. **તીર્થંકરનામ**—જેના ઉદયથી ધર્મતીર્થ પ્રવર્તાવે, નિરપેક્ષ છતા હિતોપદેશ કરે, ત્રણ જગતને પૂજ્ય થાય તે તીર્થંકરનામકર્મ. આ પ્રમાણે અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ કહી, હવે સપ્રતિપક્ષ પ્રકૃતિઓ કહે છે, તે ત્રસાદિ દશ પ્રકૃતિઓ અને સ્થાવરાદિ દશ પ્રકૃતિઓ મળી વીશ પ્રકૃતિઓ છે.

૧. **ત્રસનામ**—જેઓ તાપાદિકથી પીડિત થયેલા એક સ્થાનેથી બીજે સ્થાને જઇ શકે તે ત્રસ. તે બેઇંદ્રિયાદિક જીવો જાણવા. ત્રસપણાનું કારણ જે કર્મપ્રકૃતિ તે ત્રસનામ કર્મ.

૨. **સ્થાવરનામ**—તાપાદિકથી પીડાયા છતા એક સ્થાનેથી બીજે સ્થાને ન જઇ શકે તે સ્થાવર. સ્થાવરપણાનુ કારણ જે કર્મ તે સ્થાવરનામ કર્મ.

૩. બાદરનામઃ—જેના ઉદયથી ચક્ષુથી દેખી શકાય તેવા શરીરની પ્રાપ્તિ થાય તે બાદરનામ કર્મ. યદ્યપિ પૃથ્વ્યાદિ એકૈક જીવનું શરીર ચક્ષુથી દેખી શકાતું નથી તો પણ બાદરપરિણામ વડે ઘણા શરીરો મળવાથી ચક્ષુથી દેખી શકાય છે.

૪. સૂક્ષ્મનામ—જેના ઉદયથી પ્રાણીઓના ઘણા શરીરો એકત્ર મળવા છતાં પણ આંખે ન દેખી શકાય તે સૂક્ષ્મનામ કર્મ.

૫. પર્યાપ્તનામઃ—જેના ઉદયથી પ્રાણી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી કરે તે પર્યાપ્તનામ કર્મ. પર્યાપ્તિ એટલે જીવન શક્તિ, પુદ્ગલના ઉપચયથી થયેલી આહારાદિ પુદ્ગલોને ગ્રહણ કરી રસાદિરૂપે પરિણમાવવાની તથા અવલંબન કરી મુકવાની આત્માની શક્તિ વિશેષ તે પર્યાપ્તિ. તેથી સ્વયોગ્ય આહાર શરીર અને ઇન્દ્રિય યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી રસાદિરૂપે પરિણમાવે છે, તેમજ શ્વાસોચ્છ્વાસ ભાષા અને મનો-વર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરી, પરિણમાવી અવલંબન કરી તેને મુકે છે.

૬. અપર્યાપ્તનામઃ—જેના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ ન કરી શકે તે અપર્યાપ્તનામ કર્મ.

૭. પ્રત્યેકનામઃ—જેના ઉદયથી દરેક જીવને ભિન્ન ભિન્ન શરીરની પ્રાપ્તિ થાય તે પ્રત્યેકનામ કર્મ.

પ્ર૦—સિદ્ધાન્તમાં આમ્ર નિંબ આદિ વૃક્ષોના મૂલ શાખા આદિ દરેક અવયવો અસંખ્યાત જીવયુકત કહેલ છે, પરન્તુ તે મનુષ્યની પેઠે અખંડ એક શરીરવાળા જણાય છે, તો તેમને પ્રત્યેક નામ કર્મનો ઉદય કેમ કહી શકાય ? કેમકે દરેક જીવને ભિન્ન ભિન્ન શરીર દેખાતું નથી.

ઉ૦—આંબા પ્રમુખ પ્રત્યેક વનસ્પતિના મૂલાદિકમાં રહેલા અસંખ્યાત જીવોમા દરેકના ભિન્ન ભિન્ન શરીર છે, પરન્તુ ચીકાશવાળા દ્રવ્યથી મિશ્રિત તલસાંકળીની પેઠે પ્રબલ રાગદ્વેષવડે મંચિત

વિચિત્ર પ્રત્યેકનામકર્મના ઉદયથી તેઓના પ્રત્યેક શરીર પરસ્પર સંયુક્ત થયેલા છે. તેથી દરેક શરીર ભિન્ન ભિન્ન છતા પણ એક જેવા દેખાય છે.

૮. **સાધારણનામ**–જેના ઉદયથી અનન્ત જીવો વચ્ચે એક –સાધારણ શરીર પ્રાપ્ત થાય તે સાધારણનામ કર્મ.

૯. **સ્થિરનામ**:–જેના ઉદયથી હાડકા દાંત આદિ શરીરના અવયવો સ્થિર હોય તે સ્થિરનામ કર્મ.

૧૦. **અસ્થિરનામ**––જેના ઉદયથી જીહ્વાદિ શરીરના અવયવો અસ્થિર હોય તે અસ્થિરનામ કર્મ.

૧૧. **શુભનામ**––જેના ઉદયથી નાભિની ઉપરના અવયવો શુભ (પ્રશસ્ત) ગણાય તે શુભનામ કર્મ.

૧૨. **અશુભનામ**:–જેના ઉદયથી નાભિની નીચેના અવયવો અશુભ ગણાય તે અશુભનામ કર્મ. તેથી મનુષ્ય મસ્તકાદિવડે સ્પર્શ કરવાથી ખુશી થાય છે, અને પાદાદિવડે અડકવાથી નાખુશ થાય છે. મૂઢ પુરુષ સ્ત્રીના પાદાદિના સ્પર્શ થવાથી જે ખુશ થાય છે તે માત્ર મોહહેતુક છે.

૧૩. **સુસ્વરનામ**––જેના ઉદયથી જીવનો સ્વર સાંભળનારને પ્રીતિ ઉત્પન્ન કરે તે સુસ્વરનામ કર્મ.

૧૪. **દુઃસ્વરનામ**––જેના ઉદયથી સ્વર શ્રોતાને અપ્રીતિ પેદા કરે તે દુઃસ્વરનામ કર્મ.

૧૫. **સુભગનામ**:––જેના ઉદયથી કાઈપણ ઉપકાર નહિ કરવા છતા સર્વના મનને પ્રિય લાગે તે સુભગનામ કર્મ.

૧૬. **દુર્ભગનામ**:––જેના ઉદયથી ઉપકાર કરવા છતા પણ મનુષ્યને પ્રિય ન થાય તે દુર્ભગનામ કર્મ. અભવ્ય જીવોને તીર્થંકર વગેરે મહાપુરુષો અપ્રિય લાગે છે, તેનું કારણ તેને તીવ્ર મિથ્યાત્વ-મોહનીય કર્મનો ઉદય છે.

૧૭. આદેયનામઃ--જેના ઉદયથી કથન લોકમાન્ય થાય તે આદેયનામ કર્મ.

૧૮. અનાદેયનામઃ--જેના ઉદયથી યુક્તિયુક્ત કહેવા છતાં પણ લોકો માન્ય ન કરે તે અનાદેયનામ કર્મ.

૧૯. યશઃકીર્તિનામઃ--જેના ઉદયથી દુનિયામા યશ અને કીર્તિ થાય તે યશઃકીર્તિનામ કર્મ. પરાક્રમથી જે ખ્યાતિ થાય તેને યશ કહે છે અને દાનાદિ જન્ય ખ્યાતિને કીર્ત્તિ કહે છે. અમુક સ્થલે ( પોતાના ગામ વગેરેમાં ) ખ્યાતિ ફેલાય તે કીર્તિ અને સર્વત્ર ફેલાય તે યશ કહેવાય છે.

૨૦. અયશઃકીર્તિનામઃ--જેના ઉદયથી મધ્યસ્થ જનોમા પણ અપયશ અને અપકીર્તિ થાય તે અયશઃકીર્તિનામ કર્મ.

એ પ્રમાણે સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ કહી, તેમાં ત્રસાદિ દશ પ્રકૃતિની ત્રસદશક, અને તેનાથી વિપરીત સ્થાવરાદિ દશ પ્રકૃતિની સ્થાવરદશક સંજ્ઞા છે. સર્વ મળી ચૌદ પિંડપ્રકૃતિના ૬૫ ભેદ થાય છે. તેની સાથે આઠ પ્રત્યેક પ્રકૃતિઓ, ત્રસ દશક અને સ્થાવર દશક મેળવતાં સત્તાને આશ્રયી નામકર્મની ત્રાણું પ્રકૃતિઓ થાય છે, અને ગર્ગર્ષિ પ્રમુખને મતે પાંચ બંધનને સ્થાને * પંદર બંધનની વિવક્ષા

---

* હવે પંદર બંધન કેવી રીતે થાય તે કહીએ છીએઃ-ઔદારિક, વૈક્રિય અને આહારકને પોતાની સાથે, તૈજસ સાથે અને કાર્મણ સાથે જોડવાથી નવ બંધન થાય છે; વળી તેને તૈજસ-કાર્મણ એ બન્ને સાથે જોડવાથી બીજા ત્રણ બંધન થાય છે; અને પરસ્પર તૈજસ કાર્મણના ત્રણ બંધન થાય છે. તૈજસતૈજસ, કાર્મણકાર્મણ, અને તૈજસકાર્મણ.

૧. ઔદારિકઔદારિકબંધન-પૂર્વે ગ્રહણ કરેલા ઔદારિક પુદ્ગલો-નો ઉમણાં ગ્રહણ કરાતા ઔદારિક પુદ્ગલો સાથે સંબંધ.

૨. ઔદારિકતૈજસબંધનઃ-પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતા ઔદારિક પુદ્ગલોનો પૂર્વ ગૃહીત અને ગ્રહણ કરાતાં તૈજસ પુદ્ગલો સાથે સંબંધ.

કરવાથી નામ કર્મની ૧૦૩ પ્રકૃતિઓ થાય છે. પૂર્વોક્ત નામકર્મની ત્રાણું પ્રકૃતિઓમાં પાંચ બંધન અને પાંચ સંઘાતન શરીરાશ્રિત હોવાને લીધે તેનો શરીરમાં સમાવેશ કરીએ, અને વર્ણાદિ ચતુષ્કના વીશ ઉત્તરભેદનો સામાન્ય વર્ણચતુષ્કમાં સમાવેશ કરીએ તો બંધને આશ્રયી નામકર્મની સડસઠ પ્રકૃતિઓ થાય.

---

૩. **ઔદારિકકાર્મણબન્ધન**-પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતાં ઔદારિક પુદ્ગલોનો ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતાં કાર્મણ સાથે સંબંધ.

૪. **વૈક્રિયવૈક્રિયબંધન**-પૂર્વે ગ્રહણ કરેલા વૈક્રિયપુદ્ગલોનો ગ્રહણ કરાતાં વૈક્રિયપુદ્ગલો સાથે સંબંધ.

૫. **વૈક્રિયતૈજસબંધન**-પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતાં વૈક્રિયપુદ્ગલો સાથે પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતા તૈજસપુદ્ગલોનો સંબંધ.

૬. **વૈક્રિયકાર્મણબંધન**-તેવીજ રીતે વૈક્રિય સાથે કાર્મણ પુદ્ગલોનો સંબંધ.

૭. **આહારકઆહારકબંધન**-પૂર્વે ગ્રહણ કરેલા આહારક પુદ્ગલો સાથે ગ્રહણ કરાતા આહારક પુદ્ગલોનો સંબંધ.

૮. **આહારકતૈજસબંધન**-પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતા આહારક પુદ્ગલો સાથે પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતા તૈજસ પુદ્ગલોનો સંબંધ.

૯. **આહારકકાર્મણબંધન**-તેવી રીતે આહારક પુદ્ગલોનો કાર્મણ પુદ્ગલો સાથે સંબંધ.

૧૦. **ઔદારિકતૈજસકાર્મણબંધન**-પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતાં ઔદારિક, તૈજસ અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબંધ

૧૧. **વૈક્રિયતૈજસકાર્મણબંધન**-તેવીજ રીતે વૈક્રિય, તૈજસ અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબંધ.

૧૨. **આહારકતૈજસકાર્મણબંધનઃ**-પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતાં આહારક, તૈજસ અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબંધ

૧૩. **તૈજસતૈજસબંધનઃ**-પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં તૈજસ પુદ્ગલોનો પરસ્પર સંબંધ.

**ગોત્રકર્મની બે ઉત્તર બે પ્રકૃતિઓઃ—**

**૧. ઉચ્ચગોત્રઃ**— જેના ઉદયથી ઉચ્ચકુલમાં જન્મ ધારણ કરે તે ઉચ્ચગોત્રકર્મ.

**૨. નીચગોત્રઃ**—જેના ઉદયથી જ્ઞાનાદિસંપન્ન છતાં નીચકુલમા જન્મ ધારણ કરે તે નીચગોત્ર.

**અંતરાય કર્મની પાંચ ઉત્તર પ્રકૃતિઓઃ—**

**૧. દાનાન્તરાયઃ**—જેના ઉદયથી વિભવ છતાં, ગુણવાન પાત્રનો યોગ છતા, દાનનું મહાફલ જાણવા છતાં પણ આપવાનો ઉત્સાહ ન થાય તે દાનાન્તરાય.

**૨. લાભાન્તરાયઃ**—જેના ઉદયથી દાતાને ઘેર વસ્તુ છતાં, માગનાર ગુણવાન્ છતાં, પણ ન મેળવી શકે તે લાભાન્તરાય.

**૩. ભોગાન્તરાય**—જેના ઉદયથી વિશિષ્ટ આહારાદિ પદાર્થો છતા, વિરતિનો પરિણામ નહિ છતાં, કૃપણપણાથી ભોગવી ન શકે તે ભોગાન્તરાય. એકવાર ભોગવી શકાય તેવા આહારાદિ પદાર્થોને ભોગ કહેવાય છે.

---

૧૪. **તૈજસકાર્મણબન્ધન**-તેવી રીતે તૈજસ પુદ્ગલોનો કાર્મણની સાથે સંબંધ

૧૫ **કાર્મણકાર્મણબન્ધન**-પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતા કાર્મણ પુદ્ગલોનો પરસ્પર સંબંધ.

પ્ર૦—જેઓ પાંચ બંધન માને છે, તેને મતે પરપુદ્ગલ સંયોગરૂપ બંધનની અવિવક્ષાથી પાચ સંઘાતન થાય છે, પણ જેઓ પંદર બંધન માને છે તેને મતે પંદર સંઘાતન પણ થવા જોઇએ, કારણકે અસંહત પુદ્ગલોનું બંધન ન થઇ શકે.

ઉ૦—બંધનને અનુકૂલ પુદ્ગલોને એકઠા કરવા માત્ર સંઘાતનનો વ્યાપાર નથી, પણ ઔદારિકાદિ શરીરની રચનાને અનુકૂલ પુદ્ગલોને એકઠા કરવા તે સંઘાતનનો વ્યાપાર છે, માટે શરીર પાંચ હોવાથી સંઘાતન પણ પાચજ માનવા જોઇએ

.४. ઉપભોગાન્તરાય-વારંવાર ભોગવી શકાય તેવા વસ્ત્રાદિ પદાર્થો ઉપભોગ કહેવાય છે. જેના ઉદયથી વસ્ત્રાદિ પદાર્થો છતાં, ત્યાગનો પરિણામ નહિ છતા, ઉપભોગ ન કરી શકે તે ઉપભોગાન્તરાય.

**૫. વીર્યાન્તરાય**—જેના ઉદયથી નીરોગ શરીર છતા, યુવાવસ્થા છતાં, સામર્થ્યનો ઉપયોગ ન કરી શકે તે વીર્યાન્તરાય.

એ રીતે બંધમા જ્ઞાનાવરણકર્મની પાચ, દર્શનાવરણની નવ, વેદનીયની બે, મોહનીય કર્મની છવ્વીશ, આયુષ્ કર્મની ચાર, નામકર્મની સડસઠ, ગોત્રકર્મની બે અને અંતરાયકર્મની પાંચ ઉત્તર પ્રકૃતિઓ છે. સર્વ મળી ૧૨૦ પ્રકૃતિઓ બધને આશ્રયી છે. યદ્યપિ મોહનીય કર્મની અટ્ઠાવીશ પ્રકૃતિઓ કહેવામા આવે છે, પરન્તુ સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીયનો બધ હોતો નથી, બધમા માત્ર મિથ્યાત્વમોહનીય હોય છે, કારણ કે સમ્યગ્દર્શનરૂપ વિશુદ્ધિવડે શુદ્ધ અને અર્ધવિશુદ્ધ થયેલા મિથ્યાત્વના પુદ્ગલો તે સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીય. આ બન્ને પ્રકૃતિઓ ઉદયમા હોવાથી ઉદયને આશ્રયી સર્વ મળી ૧૨૨ ઉત્તરપ્રકૃતિઓ જાણવી.

---

## ख. परिशिष्ट.

પૃ. ૧૦ **પ્રકૃતિબંધ.** પ્રકૃતિશબ્દના સ્વભાવ અને સમુદાય એ બે અર્થ મળે છે, પરન્તુ દિગંબરીય સાહિત્યમા માત્ર સ્વભાવ અર્થ મળે છે. આ બન્ને અર્થમા વિશેષતા એ છે કે પ્રકૃતિનો સ્વભાવ અર્થ હોય ત્યારે અનુભાગ બન્ધનો અર્થ માત્ર કર્મફલજનક શક્તિની તીવ્રતા મન્દતા અને શુભાશુભતા વિવક્ષિત છે, પરન્તુ સમુદાય અર્થના પક્ષમા અનુભાગનો બંધનો કર્મફલજનક શક્તિ, તીવ્રતા મન્દતા અને શુભાશુભતા અર્થ વિવક્ષિત છે.

પૃ. ૨૭. **શ્રુતજ્ઞાન.** મહાવાદી સિદ્ધસેન દિવાકર કહે છે કે, મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન ભિન્ન નથી. " **वैय्यर्थ्यातिप्रसंगाभ्यां न मत्यभ्यधिकं श्रुतम् ।**" વ્યર્થતા અને અતિપ્રસંગ દોષથી મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન ભિન્ન નથી, જ્યા મતિજ્ઞાનથી ભિન્ન શ્રુતજ્ઞાન કહ્યું છે ત્યા **गोबलिवर्दन्याय** ને આશ્રયી ભિન્નતા જાણવી.

પૃ ૫૪ **મન પર્યાય જ્ઞાનના** સંબન્ધમા મહાવાદી કહે છે કે બાહ્ય અર્થનું અનુમાન કરાવનાર મનોદ્રવ્યના આકારને ગ્રહણ કરનાર ( મન પર્યાય ) જ્ઞાન અવધિજ્ઞાનનો જ ભેદ છે. તેમા વિશેષતા એટલી છે કે તે અપ્રમત્તસયમવિશેષજન્ય છે. સૂત્રમા ભિન્નતા કહેલી છે તે ઉપરના ધર્મભેદને લીધે છે. સૂત્રમા કહેલા જ્ઞાનના પાચ પ્રકારનો ઉચ્છેદ થવાથી ઉત્સૂત્ર પ્રસ ગ પ્રાપ્ત થતો નથી, કેમકે જેમ વ્યવહારથી ભાષા ચાર પ્રકારની હોવા છતા નિશ્ચયથી બે પ્રકારની કહી છે તેમ નયના વિવેકથી ઉપરનુ કથન છે તેથી ઉત્સૂત્રનો અભાવ છે.

અહીં અવધિજ્ઞાન મન પર્યવ જ્ઞાનના સંબન્ધમા દિગંબર સાહિત્યમા ભિન્નતા છે. અવધિજ્ઞાનની ઉત્પત્તિ શંખ આદિ શુભ ચિન્હવાળા અંગોમા જે આત્મપ્રદેશો રહેલા છે તેથી થાય છે અને તે ચિન્હોનો સર્વ અ ગમા સભવ હોવાથી સર્વ પ્રદેશોમા તેના ક્ષયોપશમની યોગ્યતા છે, પરન્તુ મન પર્યવજ્ઞાનનો સ બન્ધ દ્રવ્ય મન સાથે છે, અને દ્રવ્ય મનનું સ્થાન હૃદયમા હોવાથી ત્યા રહેલા આત્મપ્રદેશમા મન પર્યવજ્ઞાનનો ક્ષયોપશમ થાય છે. તેમની દ્રવ્ય મનના સંબધમા પણ વિચિત્ર કલ્પના છે દ્રવ્ય મન હૃદયમાં છે અને તેનો આકાર આઠ પત્રવાળા કમલના જેવો છે.

---

# ग परिशिष्ट.

શ્વેતાંબર અને દિગંબર સાહિત્યમા કર્મપ્રકૃતિઓના અર્થની કોઈ કોઈ સ્થળે થોડી ઘણી ભિન્નતા જોવામા આવે છે.

| શ્વેતાંબર. | દિગમ્બર. |
| --- | --- |
| ૧. હરતા ફરતા જે નિદ્રા આવે તે પ્રચલાપ્રચલા. | પ્રચલાપ્રચલાના ઉદયથી મુખ માથી લાળ ટપકે છે, અને હાથ પગ કપે છે. |
| ૨. જે નિદ્રામા સુતેલો મનુષ્ય અનાયાસે જાગૃત થાય તે નિદ્રા. | જેના ઉદયથી ચાલતા ચાલતા ઉભો રહે અને પડી જાય તે નિદ્રા. (કર્મ. ગા ૨૪) |
| ૩. ઉભા રહેલા કે બેઠેલાને જે નિદ્રા આવે તે પ્રચલા. | પ્રચલાના ઉદયથી પ્રાણી થોડી આખ મીચીને સુવે, સૂતા છતા પણ થોડુ જાણે, અને વાર વાર થોડી થોડી નિદ્રા લે. |
| ૪. આનુપૂર્વીનામ—જેના ઉદયથી વક્રગતિને પ્રાપ્ત થયેલો આત્મા આકાશ પ્રદેશની શ્રેણિને અનુસારે ગતિ કરે તે. | આનુપૂર્વી નામના ઉદયથી પૂર્વ શરીરનો ત્યાગ કર્યા પછી અને નવીન શરીરને ધારણ કર્યા પૂર્વે અન્તરાલ ગતિમા જીવનો આકાર નવીન શરીરના સમાન થાય છે. |
| ૫. શુભનામ કર્મના ઉદયથી નાભિની ઉપરના અવયવો પ્રશસ્ત ગણાય છે, અને અશુભ નામ કર્મના ઉદયથી નાભિની નીચેના અંગો અપ્રશસ્ત ગણાય છે. | સુરૂપપણાનું કારણ શુભ નામ છે, અને કુરૂપપણાનું કારણ અશુભ નામ કર્મ છે. |

६ સ્થિર નામ કર્મના ઉદયથી દાંત હાડ વગેરે અવયવોમા સ્થિરતા પ્રાપ્ત થાય છે. અને અસ્થિર નામના ઉદયથી ચામડી માસ, લોહી વગેરેમા અસ્થિરતા હોય છે

સ્થિરનામ કર્મના ઉદયથી શરીર-ધાતુ ઉપધાતુ-મા સ્થિરતા પ્રાપ્ત થાય છે, તેથી તપસ્યા ઉપસર્ગ વગેરે કષ્ટ જીવ સહન કરી શકે છે અસ્થિરનામના ઉદયથી અસ્થિર ભાવ પ્રાપ્ત થાય છે, જેથી થોડું પણ કષ્ટ જીવ સહન કરી શકતો નથી.

૭ આદેયનામ કર્મના ઉદયથી વચન પ્રમાણભૂત અને લોકમાન્ય થાય છે અને અનાદેય નામ કર્મના ઉદયથી હિતકારી વચન પણ લોકમાન્ય થતું નથી

આદેયનામ કર્મના ઉદયથી શરીર પ્રભાયુક્ત થાય છે અને અનાદેયનામ કર્મથી શરીર પ્રભાહીન થાય છે

## घ परिशिष्ट.

### कर्मविपाकमूलगाथा

सिरिवीरजिणं वंदिय कम्मविवागं समासओ वुच्छं ।
कीरइ जिएण हेऊहिं जेणं तो भण्णए कम्मं ॥ १ ॥
पयइ-ठिइ-रस पएसा त चउहा मोअगस्स दिट्ठंता ।
मूलपगइट्ठ-उत्तरपगईअडवन्नसयभेअं ॥ २ ॥
इह नाण दंसणावरण वेय-मोहा-ऽऽउ-नाम-गोयाणि ।
विग्घं च पण-नव दु-अट्ठवीस-चउ तिसय-दु पणविहं ॥३॥
मइ सुअ-ओहि-मण केवलाणि नाणाणि तत्थ मइनाण ।
वंजणवग्गह चउहा मण-नयणविणिंदियचउक्का ॥ ४ ॥

अत्थुग्गह-ईहा वाय-धारणा करणमाणसेहिं छहा ।
इअ अट्ठवीसभेअं चउदसहा वीसहा व सुअं ॥ ५ ॥
अक्खर सन्नी सम्म साइअं खलु सपज्जवसिअं च ।
गमिअं अंगपविट्ठं सत्त वि एए सपडिवक्खा ॥ ६ ॥
पज्जय-अक्खर-पय-संघाया पडिवत्ति तह य अणुओगो ।
पाहुडपाहुड-पाहुड-वत्थु-पुव्वा य ससमासा ॥ ७ ॥
अणुगामि-वड्ढमाणय-पडिवाईयरविहा छहा ओही ।
रिउमइ-विउलमई मणनाणं केवलमिगविहाण ॥ ८ ॥
एसिं ज आवरणं पडुव्व चक्खुस्स तं तयावरणं ॥
दंसणचऊ पण निद्दा वित्तिसमं दंसणावरणं ॥ ९ ॥
चक्खु-दिट्ठि-अचक्खु सेसिंदिय-ओहि-केवलेहिं च ।
दंसणमिह सामन्नं तस्सावरणं तयं चउहा ॥ १० ॥
सुहपडिबोहा निद्दा निद्दानिद्दा य दुक्खपडिबोहा ।
पयला ठिओवविट्ठस्स पयलपयला उ चंकमओ ॥ ११ ॥
दिणचिंतियत्थकरणी थीणद्धी अद्धचक्किअद्धबला ।
महुलित्तखग्गधारालिहणं व दुहा उ वेअणिअं ॥ १२ ॥
ओसन्नं सुर-मणुए सायमसायं तु तिरिअ निरएसु ।
मज्जं व मोहणीअं दुविहं दंसणचरणमोहा ॥ १३ ॥
दंसणमोहं तिविहं सम्मं मीसं तहेव मिच्छत्तं ।
सुद्धं अद्धविसुद्धं अविसुद्धं तं हवइ कमसो ॥ १४ ॥
जिअ-अजिअ-पुण्ण-पावा-ऽऽसव-संवर-बंध-मुक्ख-निज्जरणा ।
जेणं सद्दहइ तयं सम्मं खइगाइबहुभेअं ॥ १५ ॥

मीसा न रागदोसो जिणधम्मे अंतमुहु जहा अन्ने ।
नालिअरदीवमणुणो मिच्छं जिणधम्मविवरीअं ॥ १६ ॥
सोलस कसाय नव नोकसाय दुविहं चरित्तमोहणियं ।
अण अप्पच्चक्खाणा पच्चक्खाणा य संजलणा ॥ १७ ॥
जाजीव-वरिम-चउमास-पक्खगा निरय-तिरिय-नर-अमरा ।
सम्मा-णु-सव्वविरई-अहखायचरित्तघायकरा ॥ १८ ॥
जल-रेणु-पुढवि-पव्वयराईसरिसो चउव्विहो कोहो ।
तिणिसलया-कट्ठ-ऽट्ठिअ सेलत्थंभोवमो माणो ॥ १९ ॥
मायाऽवलेहि-गोमुत्ति-मिंढसिंग-घणवंसिमूलसमा ।
लोहो हलिद्द-खजण-कद्दम-किमिरागसामाणो ॥ २० ॥
जस्सुदया होइ जिए हास-रइ-अरइ-सोग-भय-कुच्छा ।
सनिमित्तमन्नहा वा तं इह हासाइमोहणिअं ॥ २१ ॥
पुरिसि-त्थि-तदुभयं पइ अहिलासो जव्वसा हवइ सो उ ।
थी-नर-नपुवेउदओ फुंफुम-तण-नगरदाहसमो ॥ २२ ॥
सुर-नर तिरि-निरयाऊ हडिसरिसं नामकम्म चित्तिमं ।
बायाल-तिनवइविहं तिउत्तरसयं च सत्तट्ठी ॥ २३ ॥
गइ-जाइ-तणु उवंगा-बंधण-संघायणाणि संघयणा ।
संठाण-वण्ण-गंध-रस-फास-अणुपुव्वि-विहगगई ॥ २४ ॥
पिंडपयडित्ति चउदस परघा-उस्सास आयवु-ज्जोयं ।
अगुरुलहु-तित्थ निमिणो-वघायमिअ अट्ठ पत्तेआ ॥२५॥
तस-बायर-पज्जत्त पत्तेय-थिर सुभं च सुभगं च ।
सुसरा-इज्ज-जसं तसदसगं थावरदसं तु इमं ॥ २६ ॥

थावर-सुहुम-अपज्जं साहारण-अथिर-असुभ दुभगाणि ।
दुस्सर-णाइज्जा-जसमिअ नामे सेअरा वीसं ॥ २७ ॥
तसचउ-थिरछक्कं अथिरछक्क-सुहुमतिग-थावरचउक्कं ।
सुभगतिगाइविभासा तयाइसंखाहिं पयडीहिं ॥ २८ ॥
गइआईण उ कमसो चउ-पण-पण-ति-पण-पंच-छ-छक्कं ।
पण-दुग-पण-ट्ठ-चउ-दुग इय उत्तरभेअ पणसट्ठी ॥ २९ ॥
अडवीसजुआ तिनवइ संते वा पनरबंधणे तिसयं ।
बंधण-संघायगहो तणूसु सामण्णवण्णचऊ ॥ ३० ॥
इअ सत्तट्ठी बंधोदए य न य सम्ममीसया बंधे ।
बंधुदए सत्ताए वीस-दुवीस-ऽट्ठवण्णसयं ॥ ३१ ॥
नरय-तिरि-नर सुरगई इग-बिअ-तिअ-चउ-पणिंदिजाईओ ।
ओराल-विउव्वा-हारग-तेअ-कम्मण पण सरीरा ॥ ३२ ॥
बाहूरु पिट्ठि सिर उर उयरंग उवंग अंगुलीपमुहा ।
सेसा अंगोवंगा पढमतणुतिगस्सुवंगाणि ॥ ३३ ॥
उरलाइपुग्गलाणं निबद्ध-बज्झंतयाण संबंधं ।
जं कुणइ जउसमं तं उरलाइबंधणं नेयं ॥ ३४ ॥
जं संघायइ उरलाइपुग्गले तणगणं व दंताली ।
तं संघायं बंधणमिव तणुनामेण पंचविहं ॥ ३५ ॥
ओराल-विउव्वा-हारयाण सग-तेअ-कम्मजुत्ताणं ।
नवबंधणाणि इअरदुसहिआणं तिन्नि तेसिं च ॥ ३६ ॥

संघयणमट्ठिनिचओ, तं छद्धा वज्जरिसहनारायं ।
तह य रिसहनारायं नारायं अद्धनारायं ॥ ३७ ॥
कीलिअ छेवट्ठं इह रिसहो पट्टो अ कीलिआ वज्जं ।
उभओ मक्कडबंधो नारायं इममुरालंगे ॥ ३८ ॥
समचउरंसं निग्गोह साइ खुज्जा इ वामण हुंडं ।
संठाणा वण्णा किण्ह-नील-लोहिय-हलिद्द-सिआ ॥ ३९ ॥
सुरहीदुरही रसा पण तित्त-कडु-कसाय-अंबिला महुरा ।
फासा गुरु-लहु-मिउ-खर-सी-उण्ह-सिणिद्ध-रुक्खट्ठा ॥४०॥
नीलकसिणं दुगंधं तित्तं कडुअं गुरुं खरं रुक्खं ।
सीअं च असुहनवगं, इक्कारसगं सुभं सेसं ॥ ४१ ॥
चउह गइव्वणुपुव्वी गइ-पुव्विदुगं तिगं नियाउजुअं ।
पुव्वीउदओ वक्के सुह-असुहवसुट्टविहगगई ॥ ४२ ॥
परघाउदया पाणी परेसि बलिणं पि होइ दुद्धरिसो ।
ऊससणलद्धिजुत्तो हवेइ ऊसासनामवसा ॥ ४३ ॥
रविबिंबे उ जियंगं तावजुअं आयवाउ न उ जलणे ।
जमुसिणफासस्स तहिं लोहियवण्णस्स उदउत्ति ॥ ४४ ॥
अणुसिणपयासरूवं जियंगमुज्जोयए इहुज्जोया ।
जइ देवुत्तरविक्किअ-जोइस-खज्जोअमाइव्व ॥ ४५ ॥
अंगं न गुरु न लहुअं जायइ जीवस्स अगुरुलहुउदया ।
तित्थेण तिहुअणस्स वि पुज्जो से उदओ केवलिणो॥४६॥

अगोवगनिअमणं, निम्माणं कुणइ सुत्तहारसमं ।
उवघाया उवहम्मइ सतणुवयवलंबिगाईहिं ॥ ४७ ॥
बि-ति-चउ पणिंदिय तसा बायरओ बायरा जिया थूला ।
निअनिअपज्जत्तिजुआ, पज्जत्ता लद्धि-करणेहिं ॥ ४८ ॥
पत्तेअतणू पत्तेउदएणं दंत-अट्ठिमाइ थिरं ।
नाभुवरि सिराइ सुह सुभगाओ सव्वजणइट्ठो ॥ ४९ ॥
सुसरा महुरसुहझुणी आइज्जा सव्वलोअगिज्झवओ
जसओ जसकित्तीओ थावरदसग विवज्जत्थ ॥ ५० ॥
गोअं दुहुच्चनीअ कुलाल इव सुघडभुंभलाईअं ।
विग्घ दाणे लाभे भोगुवभोगेसु वीरिए अ ॥ ५१ ॥
सिरिहरिअसम एअ जह पडिकूलेण तेण रायाई ।
न कुणइ दाणाइअ एव विग्घेण जीवो वि ॥ ५२ ॥
पडिणीअत्तण-निन्हव उवघाय पओस अतराएण ।
अच्चासायणयाए आवरणदुग जिओ जयइ ॥ ५३ ॥
गुरुभत्ति-खंति-करुणा-वय-जोग कसायविजय दाणजुओ ।
दढधम्माई अज्जइ सायमसाय विवज्जयओ ॥ ५४ ॥
उम्मग्गदेसणा-मग्गनासणा-देवदव्वहरणेहिं ।
दसणमोहं जिण मुणि चेइअ-संघाइपडिणीओ ॥ ५५ ॥
दुविहंपि चरणमोहं कसाय हासाइ विसयविवसमणो ।
बंधइ नरयाउ महारंभपरिग्गहरओ रुद्दो ॥ ५६ ॥

तिरिआउं गूढहियओ, सढो ससल्लो तहा मणुस्साउं ।
पयईइ तणुकसाओ दाणरुई मज्झिमगुणो अ ॥ ५७ ॥
अविरयमाई सुराउं, बालतवोकामनिज्जरो जयइ ।
सरलो अगारविल्लो सुहनामं अन्नहा असुहं ॥ ५८ ॥
गुणपेही मयरहिओ, अज्झयण-ज्झावणारुई निच्चं ।
पकुणइ जिणाइभत्तो उच्चं नीअं इअरहा उ ॥ ५९ ॥
जिणपूआविग्घकरो, हिंसाइपरायणो जयइ विग्घं ।
इय कम्मविवागो अ लिहिओ देविंदसूरीहिं ॥ ६०॥





ॐ

# कर्मस्तव ( द्वितीय कर्मग्रन्थ )

## विवेचन सहित.[1]



ગ્રન્થકર્તા ગ્રન્થના પ્રારંભમાં ઇષ્ટ દેવ ભગવાન મહાવીરની સ્તુતિરૂપ અભિધેય બતાવે છે.—

तह थुणिमो वीरजिणं जह गुणठाणेसु सयलकम्माइं ।
बंधु-दओ-दीरणया-सत्तापत्ताणि खवियाइं ॥ १ ॥
[ तथा स्तुमो वीरजिनं यथा गुणस्थानेषु सकलकर्माणि ।
बन्धो-दय-दीरणा-सत्ताप्राप्तानि क्षपितानि ॥ १ ॥ ]

અર્થ:—[ जह ] જે પ્રકારે [ गुणठाणेसु ] ગુણસ્થાનકોમાં [ बन्धु-दओ-दीरणया-सत्तापत्ताणि ] બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તામાં પ્રાપ્ત થયેલા, [ सयलकम्माइ ] સકલ કર્મોનો [ खवियाइ ] ક્ષય કર્યો, [ तह ] તે પ્રકારે [ वीरजिण ] મહાવીર સ્વામીની [ थुणिमो ] હું સ્તુતિ કરું છું.

નિવેચનઃ—અહિં પ્રથમ ગ્રન્થકારે મહાવીર સ્વામીની સ્તુતિરૂપ અભિધેયનો નિર્દેશ કર્યો છે—જે પ્રકારે ભગવાન્ મહાવીરે ગુણસ્થાનકોમાં બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તા દ્વારા પ્રાપ્ત થયેલા સર્વ કર્મોનો ક્ષય કરી નિર્વાણ પ્રાપ્ત કર્યું, તે પ્રકારે તેમના ૧અપાયાપગમાતિશયરૂપ અસાધારણ

૧ અપાય-રાગાદિ ભાવ કર્મ અને તેના હેતુભૂત દ્રવ્ય કર્મનો અપગમ-નાશ થવા રૂપ અતિશય તે અપાયાપગમાતિશય.

ગુણના વર્ણનાત્મક સ્તુતિના બહાનાથી સામાન્ય રીતે સર્વ જીવોને આશ્રયી ગુણસ્થાનકોમાં બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તામાં કયા કયા કર્મની કેટલી કેટલી પ્રકૃતિઓ હોય છે, અને કેટલી કેટલી પ્રકૃતિઓને વિચ્છેદ થાય છે—તે અહિં બતાવવાનો ગ્રન્થકારનો ઉદ્દેશ છે.

મિથ્યાત્વાદિ હેતુઓથી નવીન કર્મનો દૂધ અને પાણીના જેવો અથવા અગ્નિ અને લોઢાના જેવો સંબન્ધ થવો તે બન્ધ.

[1]ઉદયસમય પ્રાપ્ત થતાં કર્મના શુભાશુભ ફલનો અનુભવ કરવો તે ઉદય.

ઉદયસમય પ્રાપ્ત થયા બાદ જે કર્મના ફલનો પછીથી અનુભવ કરવાનો છે તેને, અધ્યવસાયના પ્રયોગથી પહેલાં અનુભવ કરવો તે [2]ઉદીરણા.

---

૧ કર્મનો બન્ધ થયા પછી અમુક સમય વ્યતીત થયા બાદ તેના ફલનો અનુભવ થાય છે, જ્યાં સુધી કર્મના ફલનો અનુભવ ન થાય ત્યાં સુધીના કાલને ( ઉદયરૂપ બાધા નહિ કરતો હોવાથી ) અબાધાકાલ કહે છે. દરેક કર્મનો અબાધાકાલ સ્થિતિના અનુસારે ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે. જો કર્મની દીર્ઘ સ્થિતિ હોય તો તેનો અબાધાકાલ મોટો હોય છે, અને તેની ન્હાની સ્થિતિ હોય તો તેનો અબાધાકાલ ટુંકો હોય છે. દરેક કર્મનો જઘન્ય અબાધાકાલ અન્તર્મુહૂર્તનો હોય છે. કવચિત્ સ્વાભાવિક ક્રમથી, અને કવચિત્ અપવર્તના કરણવડે ( કર્મની સ્થિતિ અને રસને ઓછો કરનાર અધ્યવસાયવડે ) સ્થિતિના ઘટવાથી અબાધાકાલ પણ ઘટે છે. અબાધાકાલ વીત્યા પછી ક્રમશ. કર્મના ફલનો અનુભવ થાય છે તેને ' ઉદયસમય ' કહે છે.

૨ અબાધાકાલ વ્યતીત થયા પછી ક્રમશ· કોઇ પણ કર્મના

પોતાનું સ્વરૂપ છોડયા સિવાય કર્મનું આત્માની સાથે રહેવું તે [1]સત્તા.

---

ફલનો અનુભવ થાય છે. પ્રથમ સમયે અમુક કર્મપુદ્ગલોનો અનુભવ થાય, બીજા સમયે તે પછીના અમુક કર્મપુદ્ગલો અનુભવાય—એ પ્રમાણે સામાન્યતઃ સ્થિતિના છેલ્લા સમય સુધી કર્મ ક્રમશઃ ભોગવાય છે. હવે ઉદય સમયથી પ્રારંભી એક આવલિકા પછી ઉદયમાં આવવા યોગ્ય જે કર્મ પુદ્ગલો છે તેને પ્રયત્નથી—અધ્યવસાય વિશેષથી આવલિકાની અંદર ઉદયમાં લાવી તેના ફળનો અનુભવ કરવો, અર્થાત્ જે કર્મપુદ્ગલો ઉદયાવલિકાની પછી ઉદયમાં આવવાના છે તે કર્મપુદ્ગલોને અધ્યવસાય વડે ઉદયાવલિકાની અંદર ઉદયમાં લાવી ભોગવી ક્ષીણ કરવા તે ઉદીરણા, ઉદયાવલિકામાં જે કર્મ રહેલું છે તેની ઉદીરણા થતી નથી, પણ ઉદયાવલિકાની બહાર રહેલા કર્મની ઉદીરણા થાય છે. અર્થાત્ અબાધાકાલ પૂરો થયા પછીજ કર્મનો ઉદય તથા ઉદીરણા થાય છે.

૧ જ્યાં સુધી કર્મની નિર્જરા કે તેનો સંક્રમ ન થાય ત્યાં સુધી કર્મ પોતાના સ્વરૂપે આત્માની સાથે રહે છે, તેથી તેની સત્તા કહેવાય છે. નિર્જરા થવાથી કર્મનો આત્મા થકી વિયોગ થાય છે, અને તેની સત્તા રહેતી નથી, પણ સંક્રમ થતાં કર્મનો આત્માથી વિયોગ થતો નથી, પણ તે કર્મ અન્ય કર્મની પ્રકૃતિ, સ્થિતિ રસ અને પ્રદેશરૂપે પરિણત થાય છે, તેથી તેની સામાન્યકર્મરૂપે સત્તા નાશ પામતી નથી, પણ વિશેષકર્મરૂપે સત્તા નાશ પામે છે. જેમ મતિજ્ઞાનાવરણકર્મનો શ્રુતજ્ઞાનાવરણરૂપે સંક્રમ ( રૂપાન્તર ) થાય ત્યારે તેની મતિજ્ઞાનાવરણરૂપે સત્તા રહેતી નથી, પણ કર્મરૂપે તો સત્તા અવશ્ય રહે છે. અર્થાત્ નિર્જરાવડે કર્મની સામાન્ય સત્તાનો નાશ થાય છે, અને સંક્રમવડે વિશેષ સત્તાનો નાશ થાય છે. બન્ધ અને સંક્રમવડે કર્મની સત્તા ઉત્પન્ન થાય છે, એટલે બન્ધવડે મૂળથીજ સત્તાની શરૂઆત થાય છે, અને

ભગવાન મહાવીરે બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તામાં રહેલી કર્મ પ્રકૃતિઓનો ગુણસ્થાનકોદ્વારા વિચ્છેદ કરી પરમ પદ પ્રાપ્ત કર્યું તેના વર્ણનરૂપ સ્તુતિના મિષથી સામાન્ય જીવોને આશ્રયી કયા કયા ગુણસ્થાનકોમાં કેટલી કેટલી મૂળ અને ઉત્તર પ્રકૃતિઓનો બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તા હોય છે, તથા કેટલી પ્રકૃતિઓનો વિચ્છેદ થાય છે તેનું અહિં ક્રમશઃ વર્ણન કરવાનું છે. તેમાં પ્રથમ ગુણસ્થાનકો બતાવે છેઃ—

मिच्छे सासण मीसे अविरय देसे पमत्त अपमत्ते ।
नियट्टि अनियट्टि सुहमु—वसम खीण सजोगि अजोगि गुणा॥२॥

[मिथ्या सास्वादनो मिश्रोऽविरतो देशः प्रमत्तोऽप्रमत्तः ।
निवृत्तिरनिवृत्तिः सूक्ष्म उपशमः क्षीणः सयोगी अयोगी गुणाः॥२॥]

અર્થઃ—[ मिच्छे ] મિથ્યાદૃષ્ટિ, [ सासण ] સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ, [ मीसे ] મિશ્ર, [ अविरय ] અવિરતિ સમ્યગ્દૃષ્ટિ [ देसे ] દેશવિરતિ, [ पमत्त ] પ્રમત્તસંયત, [ अपमत्ते ] અપ્રમત્તસંયત, [ नियट्टि ] નિવૃત્તિ (અપૂર્વકરણ), [ अनियट्टि ] અનિવૃત્તિ, [ सुहमु–वसम ] સૂક્ષ્મસંપરાય, ઉપશાંતમોહ.

[ खीण ] ક્ષીણમોહ, [ सजोगि ] સયોગિકેવલી, અને [ अजोगि ] અયોગિ કેવલી-એ [ गुणाः ]ગુણસ્થાનકો છે.

**વિવેચનઃ**—જ્ઞાન, દર્શન-સમ્યગ્દર્શન અને ચારિત્ર એ આત્માના સ્વાભાવિક ગુણો છે, તે ગુણો પ્રતિબન્ધક કર્મના સંબન્ધથી આચ્છાદિત થયેલા છે, તે કર્મના વત્તા કે ઓછા અંશે દૂર થવાથી પ્રગટ થયેલ જ્ઞાનાદિગુણોના સ્વરૂપ-વિશેષને [1] ગુણસ્થાનક કહે છે. પ્રથમ ગુણસ્થાનકે પ્રતિબન્ધક કર્મોની અધિકતા હોવાથી વિશેષ અશુદ્ધિ અને સ્વલ્પાંશે જ્ઞાનાદિ ગુણો પ્રગટ થયેલા હોય છે, અને દ્વિતીયાદિ ગુણસ્થાનકે પૂર્વ પૂર્વ ગુણસ્થાનકની અપેક્ષાએ કર્મનો અધિક અધિક અંશે અપગમ થવાથી અધિક અધિક શુદ્ધ જ્ઞાનાદિ ગુણો પ્રકટ થયેલા હોય છે, અને અલ્પ અલ્પ અશુદ્ધિ હોય છે.

**શિષ્યઃ**—હે ભગવન્ ! સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીએ તો જીવના જ્ઞાનાદિગુણોના સ્વરૂપની ભિન્નતા-વિશેષતા અસંખ્ય થાય,માટે ગુણસ્થાનકો પણ અસખ્ય કહેવા જોઇએ, અને અત્યંત સ્થૂલદૃષ્ટિએ વિચાર કરતા અત્યંત સક્ષેપથી માત્ર આત્માના જ્ઞાનાદિ પરિણામને ગુણસ્થાનક કહીએ તો એકજ ગુણસ્થાનક કહેવું જોઇએ, તો શા માટે ચૌદ ગુણસ્થાનકો કહ્યા ?

**ગુરુઃ**—બાપુ ! સાંભળ, તારી વાત બરોબર છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપની વિશેષતા અસંખ્ય પ્રકારની છે તેથી ગુણસ્થાનકો પણ અસંખ્ય છે, પરન્તુ સર્વજ્ઞ શિવાય

૧ અહિં સ્થાનશબ્દ અધિકરણવાચી નથી, પણ ભેદ-વિશેષ વાચક છે, જેમ જીવસ્થાનક, માર્ગણાસ્થાનક, જીવના ભેદ, માર્ગણાના ભેદ, અર્થાત્ ગુણો-જ્ઞાન દર્શન અને ચારિત્ર-નો ભેદ-તરતમભાવ-વત્તા ઓછા અંશે આવિર્ભાવ થવો તે ગુણસ્થાનક.

સામાન્ય મનુષ્યોને ખ્યાલમાં ન આવે, જો અત્યન્ત સંક્ષેપમાં કહેવામાં આવે તો પણ તેની વિશેષતા ગ્રાહ્ય ન થઈ શકે માટે અત્યન્ત વિસ્તારથી કે અત્યન્ત સંક્ષેપથી ન કહેતાં ખાસ વિશેષતા બતાવવા અસંખ્ય જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપ વિશેષને એક એક વર્ગમાં સમાવેશ કરી તેના સ્થૂલ દૃષ્ટિથી ચૌદ વિભાગ પાડવામાં આવ્યા છે.

તેમાં પૂર્વ પૂર્વ ગુણસ્થાનકથી ઉત્તર ઉત્તર ગુણસ્થાનકોમાં અધિકાંશે ગુણોનો વિકાસ થાય છે, અને તેથી પૂર્વ પૂર્વના ગુણસ્થાનકોમાં અધિક અધિક કર્મપ્રકૃતિઓના બન્ધાદિ થાય છે અને પછીના ગુણસ્થાનકોમાં બન્ધાદિમાં ક્રમશઃ પ્રકૃતિઓ ઘટતી જાય છે.

**૧. મિથ્યાદૃષ્ટિગુણસ્થાનક.** મિથ્યાત્વમોહનીય કર્મના ઉદયથી જેની દૃષ્ટિ–શ્રદ્ધા મિથ્યા–વિપરીત થયેલી હોય તે મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. જેમ મદ્ય પીનાર મનુષ્ય સારાસારનો વિવેક ભૂલી અહિતાચરણ કરે છે તેમ મિથ્યાત્વ મોહનીયના ઉદયથી જીવ ( આધ્યાત્મિક ) હિતાહિતનો વિવેક ભૂલી અહિતાચરણમાં પ્રવૃત્ત હોય છે. તે [1]કુદેવ, કુગુરુ અને

---

૧ જેનો આદર્શ આધ્યાત્મિક પ્રગતિમાં સહાયક ન હોય પણ પ્રતિકૂલ હોય એવા રાગ–દ્વેષ–હિંસાદિ દોષયુક્ત કુદેવ, અને જેઓનો આદર્શ આધ્યાત્મિક વિકાસમાં સહાય કરે અને રાગ–દ્વેષ–હિંસાદિ રહિત હોય તે સુદેવ. જેઓના ઉપદેશ અને વર્તનદ્વારા આધ્યાત્મિક પ્રગતિ સાધી શકાય તે સુગુરુ, પરન્તુ જેના ઉપદેશ અને વર્તનથી આધ્યાત્મિક પતન થાય તે કુગુરુ, જેના આચરણથી આધ્યાત્મિક અભ્યુદય થાય તે અહિંસા, સંયમ તપ વગેરે ધર્મ, અને જેના આચરણથી આધ્યાત્મિક અભ્યુદય ન સાધી શકાય એવો હિંસા અસત્ય વગેરે કુધર્મ.

કુધર્મને દેવ, ગુરૂ અને ધર્મ તરીકે માને છે, તે મિથ્યાદષ્ટિના જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપવિશેષને મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક કહે છે.

શિષ્યઃ—હે ભગવન્! મિથ્યાદષ્ટિના જ્ઞાનાદિ સ્વરૂપને ગુણસ્થાનક કેમ કહો છો? કારણ કે તેના જ્ઞાનાદિ ગુણો મિથ્યામોહના ઉદયથી દૂષિત થયેલા હોય છે, અને દૂષિત ગુણોને ગુણસ્થાનક કેમ કહેવાય?

ગુરુઃ—ભાઇ! સાંભળ, મિથ્યાદષ્ટિના જ્ઞાનાદિ ગુણો મિથ્યા મોહથી દૂષિત થયેલા હોય છે, તોપણ તે સર્વથા દૂષિત હોતા નથી, અમુક અંશે તેની દષ્ટિ યથાર્થ હોય છે, તેથી તે મનુષ્ય પશુ વગેરેને મનુષ્ય પશુ ઇત્યાદિ તરીકે માને છે, અથવા સર્વ જીવોને અક્ષરનો—કેવલજ્ઞાનનો અનન્તમો ભાગ હમેશાં ઉઘાડો હોય છે, તેટલા જ્ઞાનાદિગુણની અપેક્ષાએ મિથ્યાદષ્ટિને ગુણસ્થાનક કહેલું છે. માત્ર તેની દૃષ્ટિ આધ્યાત્મિક હિતાહિતનો વિવેક કરી શકતી નથી, માટે તે મિથ્યાદષ્ટિ કહેવાય છે, પણ અમુક અંશે તેની દૃષ્ટિ યથાર્થ પણ હોય છે તેથી તેને મિથ્યાદષ્ટિગુણસ્થાનક કહેલું છે.

**૨. સાસ્વાદન સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક.** અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી ઔપશમિક સમ્યગ્દર્શનથી પડતા તેના રસનો આસ્વાદ લેતો જ્યાં સુધી મિથ્યાત્વને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જઘન્ય એક સમય, અને ઉત્કૃષ્ટ છ આવલિકા પર્યન્ત સાસ્વાદનસમ્યગ્દષ્ટિ કહેવાય છે. જેમ જેણે ક્ષીરનું ભોજન કરેલું છે એવો મનુષ્ય તેનું વમન કરતા તેના

દૂષિત રસાસ્વાદનો અનુભવ કરે, તેમ સાસ્વાદન સમ્યગ્દષ્ટિ અનન્તાનુબન્ધી કષાયના ઉદય વડે મિથ્યાત્વાભિમુખ હોવાથી જ્યાં સુધી મિથ્યાત્વને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી દૂષિત સમ્યક્ત્વનો અનુભવ કરે છે, તેના જ્ઞાનાદિ ગુણના સ્વરૂપવિશેષને સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનક કહે છે. તેની ઉત્પત્તિનો ક્રમ આ પ્રમાણે છે—આ સંસારમાં રહેલો પ્રાણી મિથ્યાદર્શનાદિ હેતુથી અનન્ત પુદ્ગલપરાવર્ત સુધી વિવિધ શારિરીક અને માનસિક દુઃખોનો અનુભવ કરતો પર્વતની નદીનો પત્થર જેમ અથડાવાથી ગોળ થાય તેમ અનાભોગવડે—અજાણપણે શુભ પરિણામરૂપ યથાપ્રવૃત્તકરણ કરે છે. કરણ એટલે આત્માના શુભ પરિણામ. અને તે યથાપ્રવૃત્તકરણવડે આયુષ વિના જ્ઞાનાવરણાદિ સાત કર્મની સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોટાકોટી સાગરોપમ પ્રમાણ કરે છે; અહિં કર્મપરિણામજન્ય તીવ્રરાગદ્વેષરૂપ દુર્ભેદ્ય ગ્રન્થિ પ્રાપ્ત થાય છે. આ ગ્રન્થિ સુધી અભવ્ય જીવો પણ યથાપ્રવૃત્તકરણવડે પૂર્વે કહ્યા પ્રમાણે કર્મનો ક્ષય કરી અનન્તવાર આવે છે, પરન્તુ તેઓ ગ્રન્થિભેદ કરી શકતા નથી. અહિં આસન્નમુક્તિગામી કોઇ મહાત્મા તીક્ષ્ણ કુહાડાની ધાર જેવા અપૂર્વકરણરૂપ પરમવિશુદ્ધિવડે આ ગ્રન્થિનો ભેદ કરી અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે. હવે તે અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ ગયા પછી ઉદયસમયથી પ્રારંભી મિથ્યાત્વમોહનીય કર્મની અન્તર્મુહૂર્ત પ્રમાણ સ્થિતિને છોડીને અન્તર્મુહૂર્ત કાલપ્રમાણ અન્તરકરણ કરે છે. અન્તરકરણ એટલે અન્તર્મુહૂર્ત કાલમાં વેદવા યોગ્ય મિથ્યાત્વમોહનીય કર્મના પુદ્ગલોનો અભાવ કરવારૂપ ક્રિયા. તે સમયે મિથ્યાત્વ મોહનીય

કર્મની સ્થિતિના બે વિભાગ થાય છે. અન્તરકરણની નીચેની અન્તર્મુહૂર્ત પ્રમાણ પ્રથમ સ્થિતિ, અને અન્તરકરણની ઉપરની મોટી બીજી સ્થિતિ. તે અન્તરકરણમાં રહેલા મિથ્યાત્વના પુદ્ગલોને પ્રથમ સ્થિતિમાં અને દ્વિતીય સ્થિતિમાં નાખે છે. પ્રથમ સ્થિતિના મિથ્યાત્વના પુદ્ગલોને વેદે છે તેથી તે મિથ્યાદષ્ટિ કહેવાય છે. તેને અન્તર્મુહૂર્તમાં વેદીને પ્રથમ સ્થિતિનો ક્ષય કરે છે, ત્યાર પછી અન્તરકરણને પ્રથમ સમયે મિથ્યાત્વનો ઉદય નહિ હોવાથી જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે છે. જેમ દાવાનળ ઉખર ભૂમિને પ્રાપ્ત કરી શાન્ત થાય છે, તેમ મિથ્યાત્વના ઉદયરૂપ દાવાગ્નિ અન્તરકરણને પામી શાન્ત થાય છે, અને આત્મા પરમ આત્મિક સુખનો અનુભવ કરે છે.

અહિં અન્તરકરણના પ્રથમ સમયે જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે છે. હવે તે સમ્યગ્દર્શનરૂપ આત્મિક વિશુદ્ધિ વડે મિથ્યાત્વમોહનીય કર્મના પુદ્ગલોના ત્રણ વિભાગ કરે છે-વિશુદ્ધ, અર્ધવિશુદ્ધ અને અશુદ્ધ. તેમાંના શુદ્ધ પુદ્ગલો સમ્યગ્દર્શનનો ઘાત કરતા નથી, અશુદ્ધ પુદ્ગલો ઘાત કરે છે અને અર્ધવિશુદ્ધ પુદ્ગલો સમ્યગ્દર્શન અને મિથ્યાદર્શનરૂપ મિશ્રભાવ પેદા કરે છે. જ્યારે આત્મા અશુદ્ધ પરિણામ ગામી થાય છે, (જ્યારે ઔપશમિક સમ્યગદર્શન જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ છ આવલિકા બાકી હોય છે) ત્યારે અનન્તાનુબન્ધી કષાયનો ઉદય થાય છે, અને તેના ઉદયથી તે સમ્યગ્દર્શનને વમતો સાસ્વાદન ગુણ સ્થાનકે જાય છે, અને કોઇ ઉપશમશ્રેણીથી પડતો પણ સાસ્વાદન ગુણસ્થાનકે જાય છે,

અને ત્યાર પછી તે મિથ્યાત્વમોહનીય કર્મનો ઉદય થવાથી મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે જાય છે.

**૩. મિશ્રદષ્ટિ ગુણસ્થાનક.** [૧]પૂર્વે કહેલા ત્રણ પુંજમાંથી જ્યારે અર્ધવિશુદ્ધ પુજનો ઉદય થાય છે, ત્યારે જિનપ્રરૂપિત તત્ત્વોને વિષે એકાન્તરૂચિરૂપ શ્રદ્ધાન તથા એકાન્ત અરૂચિરૂપ અશ્રદ્ધાન હોતું નથી, પણ મિશ્ર પરિણામ હોય છે, તેને મિશ્રદષ્ટિ કહે છે, તેના સ્વરૂપને મિશ્રદષ્ટિગુણસ્થાનક કહે છે. જેમ નાલિકેર દ્વીપવાસી મનુષ્યને કોઇ દીવસ જોયેલ કે સાંભળેલ નહિ હોવાથી ઓદનાદિક આહારને વિષે એકાન્તરુચિ કે અરુચિ હોતી નથી પરન્તુ તેની મિશ્રદષ્ટિ હોય છે, તેમ મિશ્રમોહનીયના ઉદયથી સર્વજ્ઞ કથિત તત્ત્વને વિષે એકાન્ત રુચિ કે એકાન્ત અરુચિના અભાવરૂપ મિશ્રદષ્ટિ હોય છે; તેનો કાલ અન્તર્મુહૂર્તનો છે. ત્યાર પછી જો તેના શુદ્ધપરિણામ થાય તો તે સમ્યગ્દર્શનને પામે છે, અને અશુદ્ધપરિણામ થાય તો મિથ્યાદર્શનને પ્રાપ્ત થાય છે.

**૪. અવિરતસમ્યગ્દષ્ટિગુણસ્થાનક.** હિંસાદિ સાવદ્ય યોગોનો ત્યાગ કરવો તે વિરતિ, વ્રત અથવા ચારિત્ર કહેવાય છે. ક્ષાયિક ઔપશમિક કે ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિ આત્મિક સુખનું કારણ વિરતિને ઇચ્છવા છતાં પણ અપ્રત્યા-

---

૧ ઉપશમ સમ્યક્ત્વ યા અન્તરકરણનો કંઇક અધિક એક આવલિકા કાલ બાકી રહે ત્યારે તે ઉપરની એક આવલિકા કાલમાં મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યક્ત્વના પુજને ગોઠવે છે. જ્યારે માત્ર આવલિકા કાલ બાકી રહે ત્યારે પરિણામને અનુસારે ત્રણે પુજમાંથી કોઇ પણ પુજનો ઉદય થાય છે, અને તે મિથ્યાત્વ મિશ્ર કે ક્ષાયોપમશમિક સમ્યગ્દષ્ટિ થાય છે.

ખ્યાનાવરણ કષાયના ઉદયથી તેનું પાલન કરવા અસમર્થ થાય તે અવિરત સમ્યગ્દષ્ટિ કહેવાય છે. કહ્યું છે કેઃ–અવિરતિ નિમિત્તક કર્મના બન્ધ અને રાગદ્વેષના દુઃખને જાણવા છતાં પણ વિરતિનું પાલન કરવા અસમર્થ હોય, પોતાના પાપકર્મની નિંદા કરતો, જીવાજીવ તત્વને જાણતો અચલિત શ્રદ્ધાવાળો અને જેનો મોહ ચલિત થયો છે એવો [1]અવિરતિસમ્યગ્દષ્ટિ કહેવાય છે. તેના જ્ઞાનાદિગુણના સ્વરૂપને અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનક કહે છે.

---

૧ 'જેઓ ૧ વિરતિના સ્વરૂપને યથાર્થ જાણતા નથી, ૨ સ્વીકાર કરતા નથી, અને ૩ તેનું પાલન કરતા નથી–એ ત્રણ પદોના આઠ ભાંગા થાય છે—

૧ જેઓ વિરતિના સ્વરૂપને યથાર્થ જાણતા નથી, સ્વીકાર કરતા નથી, અને પાલન પણ કરતા નથી તે સામાન્યત સર્વ જીવો

૨ જેઓ જાણતા નથી, સ્વીકારતા નથી, પણ પાલન કરે છે, તે અજ્ઞાન તપસ્વી.

૩. જાણતા નથી, સ્વીકારે છે, પણ પાલન કરતા નથી તે પાર્શ્વસ્થાદિ

૪. જાણતા નથી, સ્વીકાર અને પાલન કરે છે, તે અગીતાર્થ મુનિ

૫. જાણે છે સ્વીકાર તથા પાલન કરતા નથી તે શ્રેણિકાદિ

૬ જાણે છે, સ્વીકાર કરતા નથી, પણ પાલન કરે છે તે અનુત્તરવિમાનવાસી દેવ

૭. જાણે છે, સ્વીકાર કરે છે પણ પાલન કરતા નથી તે સવિગ્નપાક્ષિક મુનિ

૮ જાણે છે, સ્વીકાર કરે છે અને પાલન કરે છે તે દેશવિરતી અને સર્વવિરતિ

**૫. દેશવિરતિ ગુણસ્થાન.** સર્વવિરતિની ઈચ્છા છતાં પણ પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી સમ્યગ્દષ્ટિ હિંસાદિ પાપજનક ક્રિયાઓનો સર્વથા ત્યાગ ન કરી શકે, પણ અંશતઃ ત્યાગ કરે તે દેશવિરતિ કહેવાય છે. તેમાં કોઇ એક વ્રતને, કોઇ બે વ્રતને, કોઇ ત્રણ વ્રતને, યાવત્ કોઇ બાર વ્રતને ગ્રહણ કરે છે, અને કોઈ તો માત્ર અનુમતિ શિવાય બધા પાપવ્યાપારનો ત્યાગ કરે છે. અનુમતિ ત્રણ પ્રકારે છે-૧ પ્રતિસેવનાનુમતિ, ૨ પ્રતિશ્રવણાનુમતિ અને ૩ સંવાસાનુમતિ. જ્યારે પિતાદિ પુત્રાદિકે કરેલા પાપ કાર્યને વખાણે અથવા સાવદ્યારંભથી તૈયાર કરેલા ભોજનને ખાય ત્યારે તેને પ્રતિસેવનાનુમતિ હોય છે. સંબન્ધીએ કરેલા હિંસાદિ સાવદ્ય કાર્યને સાંભળે અને તેને સંમત થાય પણ તેનો નિષેધ ન કરે તે પ્રતિશ્રવણાનુમતિ. જ્યારે હિંસાદિ સાવદ્ય કાર્યમાં પ્રવૃત્ત થયેલા પુત્રાદિકમાં માત્ર મમત્વ રાખે, પણ તેના પાપકાર્યને સાંભળે નહિ, વખાણે પણ નહિ ત્યારે તેને સંવાસાનુમતિ હોય છે. તેમાં જે સંવાસાનુમતિ શિવાય સર્વ પાપવ્યાપારનો ત્યાગ કરે તે ઉત્કૃષ્ટ દેશવિરતિ શ્રાવક કહેવાય છે. અને સંવાસાનુમતિનો ત્યાગ કરે તે યતિ કહેવાય છે. કહ્યું છે કેઃ– "સમ્યગ્દર્શનસહિત પોતાની અલ્પ શક્તિ-

---

પૂર્વોક્ત આઠ ભાંગામાંથી પ્રથમના ચાર ભાંગા મિથ્યાદષ્ટિને લાગુ પડે છે, કારણ કે તેઓ સમ્યગ્જ્ઞાનરહિત છે, પછીના ત્રણ ભાંગા અવિરત સમ્યગ્દષ્ટિને લાગુ પડે છે, કારણ કે તેઓ પાલન ન કરે તો પણ સમ્યગ્જ્ઞાનસહિત છે. આઠમો ભાંગો દેશવિરતિ અને સર્વવિરતિ મુનિઓને લાગુ પડે છે, કારણકે તેઓ સમ્યગ્જ્ઞાનસહિત વિરતિનો સ્વીકાર કરે છે અને પાલન કરે છે. જુઓ કર્મપ્રકૃતિ ટીકા. પ૦ ૧૬૮.

શી વિરતિને ગ્રહણ કરતો એક વ્રતથી માંડી સંવાસાનુમતિ. શિવાય સર્વ પાપ વ્યાપારનો ત્યાગી દેશવિરતિ હોય છે, તે પરિમિત વસ્તુનો ઉપયોગ કરતો અપરિમિત અનન્ત વસ્તુનો ત્યાગ કરતો, પરલોકને વિષે અપરિમિત અનન્ત સુખને પામે છે." જ્યારે અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ક્ષયોપશમ થાય છે ત્યારે દેશવિરતિ પ્રાપ્ત થાય છે. આ દેશવિરતિની વિશુદ્ધિ અવિરતિ સમ્યગ્દષ્ટિની અપેક્ષાએ અનન્તગુણ છે. તેની વિશુદ્ધિના સ્થાનકો અસંખ્ય છે. કહ્યું છે કેઃ–તે અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકથી આરંભી વિશુદ્ધિ પ્રાપ્ત કરતો પૂર્વક્રમવડે વિશુદ્ધિના અનેક સ્થાનોપર આરૂઢ થઇને અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ક્ષયોપશમ કરે, અને તેથી તેની અલ્પ પાપવ્યાપારને ત્યાગ કરવાની બુદ્ધિ થાય છે." એવા દેશવિરતિના સ્વરૂપવિશેષને દેશવિરતિગુણસ્થાનક કહે છે.

૬. **પ્રમત્તસંયતગુણસ્થાનક.** હિંસાદિ પાપવ્યાપારનો સર્વથા ત્યાગ કરનાર સંયત–મુનિ તીવ્ર સંજ્વલન કષાયના ઉદયથી [1]મદ્ય, વિષય, કષાય નિદ્રા અને વિકથા–

---

૧ પ્રમત્તસંયત ગુણસ્થાનકે મદ્યપાનનો સંભવ નથી, પણ પંચ વિધ પ્રમાદની ગણના પ્રસંગે મદ્યપાનનું ગ્રહણ કરેલું હોય તેમ સંભવે છે. પ્રમાદના બીજા આઠ પ્રકાર પણ કહ્યા છે–" ૧ અજ્ઞાન, ૨ સંશય, ૩ વિપર્યય, ૪ રાગ, ૫ દ્વેષ, ૬ મતિભ્રંશ, ૭ યોગદુષ્પ્રણિધાન અને ૮ ધર્માનાદર. તેમાં અજ્ઞાન શિવાય બાકીના પ્રમાદો સમ્યગ્દષ્ટિને પણ સંભવે છે, તે પ્રમત્તસંયત ગુણસ્થાનક સુધી હોય છે. પણ અપ્રમત્તને હોતા નથી. કેમકે પ્રમાદ અને અપ્રમાદ વિરોધી છે, તે આઠે પ્રમાદમાં જે રાગ અને દ્વેષને પ્રમાદ તરીકે લીધા છે, તે યોગની અશુભતા દ્વારા આરંભિકી ક્રિયાના હેતુરૂપ જાણવા." (જુઓ ધર્મપરીક્ષા પૃ. ૧૬૫.)

એ પાંચ પ્રમાદમાંના કોઇપણ પ્રમાદસહિત હોય તે પ્રમત્ત સંયત કહેવાય છે. તે પ્રમત્તસંયત પ્રત્યાખ્યાનાવરણ કષાયના ક્ષયોપશમથી સામાયિક કે છેદોપસ્થાપનીય ચારિત્રનો સ્વીકાર કરે છે. [1]પ્રમત્તસંયતનું સ્વરૂપવિશેષ તે પ્રમત્તસંયતગુણસ્થાનક કહેવાય છે. દેશવિરતિ કરતાં તેની વિશુદ્ધિ અનન્તગુણ છે અને અશુદ્ધિ અનન્તગુણહીન છે. અપ્રમત્તની અપેક્ષાએ તેનાથી વિપરીત સમજવું.

**૭. અપ્રમત્તસંયતગુણસ્થાનક.** મન્દ સંજ્વલન કષાયના ઉદયથી નિદ્રાદિપ્રમાદરહિત અપ્રમત સંયત કહેવાય છે, પ્રમત્તસંયત કરતાં અપ્રમત્તસંયત અનન્તગુણ વિશુદ્ધ હોય છે. તેના વિશુદ્ધિના સ્થાનો ત્રણ કાલની અપેક્ષાએ અસંખ્ય લોકાકાશપ્રમાણ છે. અપ્રમત્તસંયતને વિશિષ્ટ તપ અને ધર્મધ્યાનાદિના યોગથી કર્મનો ક્ષય કરતા અને અપૂર્વ વિશુદ્ધિને પ્રાપ્ત થતાં મનઃપર્યવજ્ઞાનાદિ ઋદ્ધિઓ પેદા થાય છે. તેના સ્વરૂપવિશેષને અપ્રમત્તગુણસ્થાનક કહે છે.

**૮. અપૂર્વકરણગુણસ્થાનક (નિવૃત્તિ)** જેમાં અપૂર્વ એવા સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણસંક્રમ અને સ્થિતિબન્ધ–એ પાંચ પદાર્થો કરાય તે અપૂર્વકરણ.

**૧. સ્થિતિઘાત**—જ્ઞાનાવરણાદિ કર્મની દીર્ઘસ્થિતિને અપવર્તનાકરણવડે અલ્પ કરવી તે સ્થિતિઘાત.

---

૧ પ્રમત્તસંયત પ્રત્યાખ્યાનાવરણ ક્ષયોપશમથી પરિહારવિશુદ્ધિ ચારિત્રને પણ પ્રાપ્ત કરે છે, પરન્તુ તે વિશિષ્ટ દેશ, કાલ, સંઘયણ તથા શ્રુતાદિ સાપેક્ષ હોવાથી કોઇક વખતેજ હોય છે, માટે તેની વિવક્ષા કરી નથી.

૨. **રસઘાત**—જ્ઞાનાવરણાદિ અશુભ કર્મના પુષ્કળ રસને અપવર્તનાકરણવડે અલ્પ કરવો તે રસઘાત.

સ્થિતિઘાત અને રસઘાત એ બન્ને પૂર્વના ગુણસ્થાનકે અલ્પ વિશુદ્ધિ હોવાથી અલ્પ થતા હતા, આ ગુણસ્થાનકે ઘણીજ વિશુદ્ધિ હોવાથી અપૂર્વ-મોટા પ્રમાણમા કરે છે.

૩. ગુણશ્રેણિ—કર્મપુદ્દગલોનો જલ્દી ક્ષય કરવા માટે અપવર્તનાકરણવડે તેને ઉપરની સ્થિતિથી ઉતારી ઉદય સમયથી માંડીને અન્તર્મુહૂર્ત સુધીના સ્થાનકોમાં અસંખ્યગુણ વૃદ્ધિવડે તેની રચના કરવી તે [1]ગુણશ્રેણી આ ગુણસ્થાનકની અપેક્ષાએ પૂર્વના ગુણસ્થાનકે અવિશુદ્ધિ હોવાથી કાલથી મોટી અને થોડા કર્મપુદ્દગલો ઉતારેલા હોવાથી વિસ્તાર રહિત ગુણશ્રેણિ કરતા હતા, આ ગુણસ્થાનકે અધિક વિશુદ્ધિ હોવાથી કાલથી ટુંકી અને પુષ્કળ પુદ્દગલો ઉતારેલા હોવાથી વિસ્તારવાળી ગુણશ્રેણિ કરે છે.

૪. **ગુણસંક્રમ**—બંધાતી પ્રકૃતિમાં ન બંધાતી અશુભ પ્રકૃતિના પુદ્દગલોને ઉત્તરોત્તર અસંખ્ય ગુણ

---

૧ ઉપરની સ્થિતિમાથી પ્રથમ સમયે ઉતારેલા કર્મપુદ્દગલોને ઉદયના પ્રથમ સમયમા થોડા, બીજા સમયે તેથી અસંખ્યગુણા—એ પ્રમાણે અસંખ્યગુણ અસંખ્યગુણ કર્મપુદ્દગલોની રચના કરે. ત્યાર પછી બીજા સમયે તેથી અસખ્યગુણ કર્મપુદ્દગલોને ઉતારે અને ઉદયથી માંડી સમય હીન સ્થાનકોમા પૂર્વક્રમે ગોઠવે. એ પ્રમાણે અન્તર્મુહૂર્ત પર્યન્ત પુદ્દગલોની રચના કરે તે ગુણશ્રેણિ.

લઈ જવા તે ગુણસંક્રમ, તેને પણ અપૂર્વ-મોટા પ્રમાણમાં કરે છે.

૫. સ્થિતિબન્ધ—પૂર્વે અશુદ્ધિ હોવાથી કર્મની દીર્ઘસ્થિતિ બાંધતો હતો, આ ગુણસ્થાનકે અપૂર્વ વિશુદ્ધિને લીધે પલ્યોપમને અસંખ્યાતમા ભાગે હીન સ્થિતિબન્ધ કરે છે.

અપૂર્વકરણ બે પ્રકારે છે—ક્ષપક અને ઉપશમક. ચારિત્રમોહનીય કર્મનો ક્ષય અને ઉપશમ કરવાને યોગ્ય હોવાથી તે ક્ષપક અને ઉપશમક કહેવાય છે, પરંતુ તેનો સર્વથા ક્ષય કે ઉપશમ કરતો નથી; તેના સ્વરૂપ વિશેષને અપૂર્વકરણ ગુણસ્થાનક કહે છે.

આ ગુણસ્થાનકનો કાલ અન્તર્મુહૂર્તનો છે. અન્તર્મુહૂર્તના અસંખ્યાતા સમયો થાય છે. આ ગુણસ્થાનકે વર્તતાં ત્રિકાલવર્તી ભિન્ન ભિન્ન જીવોને આશ્રયી પ્રતિસમય અનુક્રમે વધતા અસંખ્ય લોકાકાશપ્રદેશ પ્રમાણ અધ્યવસાય સ્થાનકો હોય છે. તે આ પ્રમાણે—જેઓ આ ગુણસ્થાનકના પ્રથમ સમયને પ્રાપ્ત થયા હતા, હવણાં પ્રાપ્ત થાય છે અને પ્રાપ્ત થશે, તે સર્વ જીવોની અપેક્ષાએ જઘન્યથી માંડીને ઉત્કૃષ્ટ પર્યન્ત અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ (આ ગુણસ્થાનકના પ્રથમ સમયના) અધ્યવસાયસ્થાનકો હોય છે. અહિં અસંખ્યાતના અસંખ્ય પ્રકાર હોવાથી ગુણસ્થાનકના પ્રથમ સમય વર્તી સર્વ જીવોના અને સર્વ સમયોમાં વર્તતા જીવોના અધ્યવસાયો 'અસંખ્યાતા' કહ્યા છે, આ ગુણસ્થાનકના પ્રથમ સમય વર્તી કેટલાક જીવો એક અધ્યવસાય સ્થાનકે

રહેલા છે, અને કેટલાએક જીવો ભિન્ન ભિન્ન અધ્યવસાયસ્થાનકે રહેલા છે, તેથી અસંખ્યાતા અધ્યવસાયસ્થાનકો થાય છે. યદ્યપિ ત્રણ કાલમાં વર્તતા અનન્ત જીવો હોવાથી તેના અનન્ત અધ્યવસાયો થવા જોઈએ, પરન્તુ ઘણા જીવો એકજ અધ્યવસાયસ્થાનકે વર્તતા હોવાથી અસંખ્યાત જ અધ્યવસાયસ્થાનકો થાય છે. આ ગુણસ્થાનકના પ્રથમ સમય કરતાં બીજા સમયમાં વર્તતા જીવોના અધ્યવસાયસ્થાનકો જૂદા અને અધિક હોય છે, ત્રીજા સમયે તેથી અધિક અને ભિન્ન ભિન્ન અધ્યવસાયસ્થાનકો હોય છે. એ પ્રમાણે છેલ્લા સમય સુધી ઉત્તરોત્તર અધિક અધિક અધ્યવસાયસ્થાનકો હોય છે. એની સ્થાપના કરતાં તે વિષમચતુરસ્ર ક્ષેત્રને વ્યાપે છે. આ ગુણસ્થાનકને પ્રાપ્ત થયેલા જીવોમાં પ્રત્યેક સમયે સ્વભાવથીજ વિશુદ્ધિ વધતા વધતા ઘણા જીવો ભિન્ન ભિન્ન અધ્યવસાયસ્થાનકે વર્તે છે, તેથી પ્રથમ સમયથી માંડી ઉત્તરોત્તર અધ્યવસાયસ્થાનકો અધિક અધિક હોય છે. અહિં પ્રથમ સમયના જઘન્ય અધ્યવસાયસ્થાનકથી પ્રથમ સમયનું ઉત્કૃષ્ટ અધ્યવસાયસ્થાનક અનન્તગુણ વિશુદ્ધ છે, પ્રથમ સમયના ઉત્કૃષ્ટ અધ્યવસાયસ્થાનકથી બીજા સમયનું જઘન્ય અધ્યવસાયસ્થાનક અનન્તગુણ વિશુદ્ધ છે, અને તેથી તેનું ઉત્કૃષ્ટ અધ્યવસાયસ્થાનક અનન્તગુણ વિશુદ્ધ છે. એ પ્રમાણે છેલ્લા સમય સુધી જાણવું આ ગુણસ્થાનકના કોઇ એક સમયમાં વર્તતા અધ્યવસાયસ્થાનકો પરસ્પર ષટ્સ્થાનકને પ્રાપ્ત થયેલા હોય છે. કોઇ અધ્યવસાયસ્થાનક કોઇનાથી અનંતભાગ અધિક શુદ્ધ, કોઇ અસંખ્યાતભાગ અધિક શુદ્ધ, કોઇ

ખ્યાતભાગ અધિક શુદ્ધ, કોઇ સંખ્યાતગુણ અધિક શુદ્ધ, કોઇ અસંખ્યાતગુણ અધિક શુદ્ધ, અને કોઇ અનન્તગુણ અધિક શુદ્ધ હોય છે, તે [1]"પટ્સ્થાનક" કહેવાય છે. આ ગુણસ્થાનકના કોઇ એક સમયને પ્રાપ્ત થયેલા જીવોમાં પરસ્પર અધ્યવસાયસ્થાનની નિવૃત્તિ-ભિન્નતા હોય છે માટે તે નિવૃત્તિ પણ કહેવાય છે.

**૯ અનિવૃત્તિ—બાદર—સંપરાય—ગુણસ્થાનક.** આ ગુણસ્થાનકને એક સાથે પ્રાપ્ત થયેલા જીવોમાં અધ્યવસાયનો નિવૃત્તિ-ભેદ હોતો નથી, તેમજ દશમા ગુણસ્થાનકને વિષે કિટ્ટીરૂપે કરાયેલા સૂક્ષ્મ લોભરૂપ કષાયની અપેક્ષાએ અહિ બાદર-સ્થૂલ સંપરાય-કષાયનો ઉદય હોય છે માટે તેને અનિવૃત્તિબાદરસંપરાયગુણસ્થાનક કહે છે. તેનો કાલ અન્તર્મુહૂર્તનો છે તેના પ્રથમ સમયથી માંડીને પ્રતિસમય ઉત્તરોત્તર અનન્તગુણ વિશુદ્ધ અધ્યવસાયસ્થાનક હોય છે. અન્તર્મુહૂર્તના જેટલા સમયો હોય તેટલા તેના અધ્યવસાયસ્થાનકો હોય છે, કેમકે આ ગુણસ્થાનકમાં પ્રવેશ કરનારને એક સમયે એકજ અધ્યવસાયસ્થાનક હોય છે અનિવૃત્તિબાદરના ક્ષપક અને ઉપશમક-એ બે પ્રકાર છે. જે અપ્રત્યાખ્યા-

---

૧ જેમ પટ્સ્થાનકની વૃદ્ધિ કહી, તેમ હાનિ પણ છ પ્રકારે હોય છે કોઇ અધ્યવસાયસ્થાનક કોઇનાથી વિશુદ્ધિમાં અનન્તગુણહીન, કોઇ અસખ્યાતગુણહીન, કોઇ સખ્યાતગુણહીન, કોઇ સખ્યાતભાગહીન, કોઇ અસંખ્યાતભાગહીન અને કોઈ અનન્તભાગહીન હોય છે. એ પ્રમાણે વૃદ્ધિ અને હાનિના સ્થાનકને પ્રાપ્ત પટ્સ્થાનકપ્રાપ્ત કહેવાય છે.

નાવરણાદિ કષાયોનો ક્ષય કરે છે તે ક્ષપક, અને જે [1]ઉપશમ કરે છે તે ઉપશમક કહેવાય છે.

**૧૦. સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક.** નવમા ગુણસ્થાનકની અપેક્ષાએ સૂક્ષ્મ સંપરાય-લોભરૂપ કષાયોદય જેને હોય તે સૂક્ષ્મસંપરાય કહેવાય છે. તેના પણ ક્ષપક અને ઉપશમક-એ બે ભેદ છે. જે લોભનો ક્ષય કરે તે ક્ષપક, અને જે ઉપશમ કરે તે ઉપશમક કહેવાય છે. તેના જ્ઞાનાદિગુણના સ્વરૂપવિશેષને સૂક્ષ્મસંપરાયગુણસ્થાનક કહે છે.

**૧૧. ઉપશાન્તકષાય-વીતરાગ-છદ્મસ્થગુણસ્થાનક.** જેના કષાય-ક્રોધ, માન, માયા અને લોભ સર્વથા ઉપશાન્ત થયેલા છે તે ઉપશાન્તકષાય કહેવાય છે, તે રાગ રહિત હોવાથી વીતરાગ, અને તેને છદ્મ-જ્ઞાનાવરણાદિ કર્મનો ઉદય હોવાથી તે છદ્મસ્થ કહેવાય છે. તેના જ્ઞાનાદિગુણોના સ્વરૂપવિશેષને [2]ઉપશાન્તકષાય-વીતરાગ-છદ્મસ્થગુણસ્થાનક કહે છે.

---

૧ ઉદય, ઉદીરણા, નિધત્તિ અને નિકાચના કરણને અયોગ્ય કર્મની અવસ્થાને સામાન્ય રીતે ઉપશમ કહેવાય છે, પણ ચારિત્ર મોહનીયનીયના ઉપશમમાં કોઇ પણ કરણ લાગુ પડતું નથી, માત્ર દર્શન મોહનીયની ઉપશમનામાં અપવર્તના અને સંક્રમણ કરણ પ્રવર્તે છે.

૨ અહિં ગુણસ્થાનકના ઉપશાન્તકષાય, વીતરાગ અને છદ્મસ્થ-એ ત્રણ વિશેષણો છે, અને ગુણસ્થાનક વિશેષ્ય છે. વિશેષણોના બે પ્રકાર છે-સ્વરૂપબોધક અને વ્યાવર્તક. જે માત્ર સ્વરૂપનો બોધ કરે પણ બીજાથી જૂદા ન પાડે તે સ્વરૂપબોધક કહેવાય છે. અને જે બીજા થકી જુદા પાડે તે વ્યાવર્તક વિશેષણ. અહિં 'ઉપશાન્તકષાય' એ વ્યાવર્તક વિશેષણ છે, કારણ કે બારમે ગુણ-

સંખ્યાતભાગ અધિક શુદ્ધ, કોઇ સંખ્યાતગુણ અધિક શુદ્ધ, કોઇ અસંખ્યાતગુણ અધિક શુદ્ધ, અને કોઇ અનન્તગુણ અધિક શુદ્ધ હોય છે, તે [1]"પટ્સ્થાનક' કહેવાય છે. આ ગુણસ્થાનકના કોઇ એક સમયને પ્રાપ્ત થયેલા જીવોમાં પરસ્પર અધ્યવસાયસ્થાનની નિવૃત્તિ-ભિન્નતા હોય છે માટે તે નિવૃત્તિ પણ કહેવાય છે.

**૯ અનિવૃત્તિ—બાદર—સંપરાય—ગુણસ્થાનક.** આ ગુણસ્થાનકને એક સાથે પ્રાપ્ત થયેલા જીવોમાં અધ્યવસાયનો નિવૃત્તિ-ભેદ હોતો નથી, તેમજ દશમા ગુણસ્થાનકને વિષે કિટ્ટીરૂપે કરાયેલા સૂક્ષ્મ લોભરૂપ કષાયની અપેક્ષાએ અહિં બાદર-સ્થૂલ સંપરાય-કષાયનો ઉદય હોય છે માટે તેને અનિવૃત્તિબાદરસંપરાયગુણસ્થાનક કહે છે. તેનો કાલ અન્તર્મુહૂર્તનો છે. તેના પ્રથમ સમયથી માંડીને પ્રતિસમય ઉત્તરોત્તર અનન્તગુણ વિશુદ્ધ અધ્યવસાયસ્થાનક હોય છે. અન્તર્મુહૂર્તના જેટલા સમયો હોય તેટલા તેના અધ્યવસાયસ્થાનકો હોય છે, કેમકે આ ગુણસ્થાનકમાં પ્રવેશ કરનારને એક સમયે એકજ અધ્યવસાયસ્થાનક હોય છે. અનિવૃત્તિબાદરના ક્ષપક અને ઉપશમક-એ બે પ્રકાર છે. જે અપ્રત્યાખ્યા

---

૧ જેમ પટ્સ્થાનકની વૃદ્ધિ કહી, તેમ હાનિ પણ છ પ્રકારે હોય છે કોઇ અધ્યવસાયસ્થાનક કોઇનાથી વિશુદ્ધિમાં અનન્તગુણહીન, કોઇ અસંખ્યાતગુણહીન, કોઇ સંખ્યાતગુણહીન, કોઇ સંખ્યાતભાગહીન, કોઇ અસંખ્યાતભાગહીન અને કોઈ અનન્તભાગહીન હોય છે. એ પ્રમાણે વૃદ્ધિ અને હાનિના સ્થાનકને પ્રાપ્ત પટ્સ્થાનકપ્રાપ્ત કહેવાય છે.

નાવરણાદિ કષાયોનો ક્ષય કરે છે તે ક્ષપક, અને જે [1]ઉપશમ કરે છે તે ઉપશમક કહેવાય છે.

**૧૦. સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક.** નવમા ગુણસ્થાનકની અપેક્ષાએ સૂક્ષ્મ સંપરાય–લોભરૂપ કષાયોદય જેને હોય તે સૂક્ષ્મસંપરાય કહેવાય છે. તેના પણ ક્ષપક અને ઉપશમક–એ બે ભેદ છે. જે લોભનો ક્ષય કરે તે ક્ષપક, અને જે ઉપશમ કરે તે ઉપશમક કહેવાય છે. તેના જ્ઞાનાદિગુણના સ્વરૂપવિશેષને સૂક્ષ્મસંપરાયગુણસ્થાનક કહે છે.

**૧૧. ઉપશાન્તકષાય–વીતરાગ–છદ્મસ્થગુણસ્થાનક.** જેના કષાય–ક્રોધ, માન, માયા અને લોભ સર્વથા ઉપશાન્ત થયેલા છે તે ઉપશાન્તકષાય કહેવાય છે, તે રાગ રહિત હોવાથી વીતરાગ, અને તેને છદ્મ–જ્ઞાનાવરણાદિ કર્મનો ઉદય હોવાથી તે છદ્મસ્થ કહેવાય છે.તેના જ્ઞાનાદિગુણોના સ્વરૂપવિશેષને [2]ઉપશાન્તકષાય–વીતરાગ–છદ્મસ્થગુણસ્થાનક કહે છે.

---

૧ ઉદય, ઉદીરણા, નિધત્તિ અને નિકાચના કરણને અયોગ્ય કર્મની અવસ્થાને સામાન્ય રીતે ઉપશમ કહેવાય છે, પણ ચારિત્ર મોહનીયનીયના ઉપશમમાં કોઇ પણ કરણ લાગુ પડતું નથી, માત્ર દર્શન મોહનીયની ઉપશમનામાં અપવર્તના અને સંક્રમણ કરણ પ્રવર્તે છે.

૨ અહિં ગુણસ્થાનકના ઉપશાન્તકષાય, વીતરાગ અને છદ્મસ્થ–એ ત્રણ વિશેષણો છે, અને ગુણસ્થાનક વિશેષ્ય છે. વિશેષણોના બે પ્રકાર છે–સ્વરૂપબોધક અને વ્યાવર્તક. જે માત્ર સ્વરૂપનો બોધ કરે પણ બીજાથી જૂદા ન પાડે તે સ્વરૂપબોધક કહેવાય છે. અને જે બીજા થકી જુદા પાડે તે વ્યાવર્તક વિશેષણ. અહિં ' ઉપશાન્તકષાય ' એ વ્યાવર્તક વિશેષણ છે, કારણ કે બારમે ગુણ-

આ ગુણસ્થાનકે મોહનીય કર્મની અઠ્યાવીશ પ્રકૃતિઓ ઉપશાન્ત થયેલી હોય છે. મોહનીય કર્મના ઉપશમનો ક્રમ આ પ્રમાણે છે-[1]ઉપશમશ્રેણિના પ્રારંભમાં અવિરતિ, દેશ-વિરતિ, પ્રમત્તસંયત કે અપ્રમત્તસંયત અનન્તાનુબન્ધી કષાયોને ઉપશમાવીને દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિઓને ઉપશમાવે છે. ત્યાર પછી પ્રમત્ત અને અપ્રમત્તગુણસ્થાનકે સેંકડો વાર પરિવર્તન કરી અપૂર્વગુણસ્થાનકે થઇ અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનકે ચારિત્રમોહનીય કર્મની ઉપશમના કરે છે. તેમાં પ્રથમ નપુંસકવેદ ઉપશમાવે છે, ત્યાર પછી સ્ત્રીવેદ અને ત્યાર બાદ હાસ્યાદિષટ્ક એક સાથે ઉપશમાવે છે. તે પછી પુરૂષવેદ અને ત્યાર પછી સાથે પ્રત્યાખ્યાનાવરણ અને અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ અને પછી સંજ્વલન ક્રોધ ઉપશ-માવે છે, પછી સાથે પ્રત્યાખ્યાનાવરણ અને અપ્રત્યાખ્યાના-વરણ માન અને પછી સંજ્વલન માન, ત્યાર પછી સાથે પ્રત્યાખ્યાનાવરણ અને અપ્રત્યાખ્યાનાવરણ માયાને ઉપશ-માવે છે. ત્યાર પછી સંજ્વલન માયાનો બન્ધ, ઉદય, અને ઉદીરણા વિચ્છેદ થાય છે. પછી સમય ન્યૂન બે આવલિકામાં

સ્થાનકે રાગ નહિ હોવાથી અને તેને જ્ઞાનાવરણાદિ કર્મનો ઉદય હોવાથી તે 'વીતરાગ' અને 'છદ્મસ્થ' કહેવાય, છે પણ તે ઉપશાન્ત-કષાય નથી, ક્ષીણકષાય છે, માટે 'વીતરાગ' અને 'છદ્મસ્થ' એ બે વિશેષણો સ્વરૂપબોધક છે, કારણ કે જે સર્વથા ઉપશાન્તકષાય હોય તે અવશ્ય વીતરાગ અને છદ્મસ્થ હોય છે.

૧ ઉપશમશ્રેણિનો પ્રારંભ કરનાર અપ્રમત્તસંયત હોય છે, અને છેવટે તે અપ્રમત્ત, પ્રમત્ત, દેશવિરતિ કે અવિરતિ હોય છે. જુઓ પંચસંગ્રહ ટીકા પૃ૦ ૧૯.

સંજ્વલનમાયાને ઉપશમાવે છે, ત્યાર પછી પ્રત્યાખ્યાન અને અપ્રત્યાખ્યાન લોભને ઉપશમાવી [1]સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે જઇ સૂક્ષ્મ કિટ્ટીરૂપ (અત્યન્તહીનરસવાળા) સંજ્વલન લોભને ઉપશમાવે છે. એ પ્રમાણે મોહનીયની અઠયાવીશ પ્રકૃતિઓને ઉપશમાવી ઉપશાન્તમોહગુણસ્થાકે આવે છે. જે ઉપશમશ્રેણિ કરે છે તે આ ગુણસ્થાનકે આવે છે, પણ ક્ષપકશ્રેણિ કરનાર અહિં આવ્યા શિવાય દશમા ગુણસ્થાનકે થઇને સીધો બારમા ગુણસ્થાનકે જાય છે. આ ગુણસ્થાનકનો કાલ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત છે. ત્યાર પછી તે અવશ્ય પડે છે, આગળ જઇ શકતો નથી. તે આયુષના ક્ષય થવાથી કે ગુણસ્થાનકનો કાલ પૂરો થવાથી—એમ બે રીતે પડે છે, જેઓનું એ ગુણસ્થાનકે આયુષ પૂરૂં થયું છે તે આયુષના ક્ષય થવાથી પડે છે, અને જે ઉપશાન્ત મોહગુણસ્થાનકના કાલના સમાપ્ત થવાથી પડે છે તે જેવી રીતે ચડયો હતો તેવી રીતે પાછો તે તે ગુણસ્થાનકે આવી ત્યાં

---

૧ અહિં માત્ર લોભને વેદે છે. લોભવેદનના કાલના ત્રણ ભાગ છે–૧ અશ્વકર્ણકરણાદ્ધા, કિટ્ટિકરણાદ્ધા અને કિટ્ટિવેદનાદ્ધા. તેમાં નવમા ગુણસ્થાનકે અશ્વકર્ણકરણાદ્ધા અને કિટ્ટિકરણાદ્ધા હોય છે, અને કિટ્ટિવેદનાદ્ધા દશમા ગુણસ્થાનકે હોય છે. અશ્વકર્ણકરણાદ્ધામાં અપૂર્વ સ્પર્દ્ધક કરે છે–એટલે લોભના અત્યન્ત હીનરસવાળા સ્પર્દ્ધકો કરે છે ત્યાર પછી કિટ્ટિકરણાદ્ધામાં પ્રવેશ કરી લોભની કિટ્ટિ કરે છે. કિટ્ટિ એટલે અત્યન્ત હીન રસ કરવો, અને તેની વર્ગણાઓમાં ( રસાણુઓ એક એકના ક્રમથી વધતા હોય તેમ નહિ કરતાં ) મોટું અંતર પાડવું. આ પ્રમાણે કિટ્ટિકરણાદ્ધા પૂરો થયે નવમું ગુણસ્થાનક પૂરું થાય છે, અને તે લોભની કિટ્ટીને દશમા ગુણસ્થાનકે અનુભવે છે.

જે જે પ્રકૃતિઓના બન્ધ, ઉદય, ઉદીરણાદિ વિચ્છિન્ન કર્યા હતા તેનો તેનો આરંભ કરે છે. પડતા વખતે કોઇક તો પડીને પ્રમત્તગુણસ્થાનક સુધી જાય છે, કોઈ દેશવિરતિ અને અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે, અને કોઇક તો સાસ્વાદને ગુણસ્થાનકે પણ જાય છે. જે જીવ આયુષ પૂરૂં થવાથી પડે છે તે ઉપશાન્તમોહ ગુણસ્થાનકના છેલ્લા સમયે મરણ પામી સીધો ચોથે ગુણસ્થાનકે આવી અનુત્તરવિમાનને વિષે દેવ તરીકે ઉત્પન્ન થાય છે, અને ત્યાં તેને યોગ્ય સર્વ પ્રકૃતિઓનો બન્ધ, ઉદય અને ઉદીરણા વગેરે એક સાથે શરૂ કરે છે.

મનુષ્યને ઉત્કૃષ્ટથી એક ભવમાં બે વાર ઉપશમશ્રેણિ પ્રાપ્ત થાય છે જેઓ બે વાર ઉપશમશ્રેણિ કરે છે તેઓ તે ભવમાં ક્ષપકશ્રેણિ કરતા નથી, જેઓ એક વાર ઉપશમશ્રેણિ કરે છે તેઓ કદાચ ક્ષપકશ્રેણિને પણ કરે છે. આ કર્મગ્રન્થનો અભિપ્રાય છે. પરન્તુ આગમનો અભિપ્રાય તેથી જુદો છે, તેના મતે જીવ એક જન્મમાં ઉપશમ કે ક્ષપકશ્રેણિમાંથી એકજ શ્રેણિ માંડે છે, જે ઉપશમશ્રેણિ માંડે છે તે તે જન્મમાં ક્ષપકશ્રેણિ કરતો નથી.

**૧૨. ક્ષીણકષાય-વીતરાગ-છદ્મસ્થગુણસ્થાનક.** જેના કષાયો ક્ષય પામ્યા છે તે 'ક્ષીણકષાય' કહેવાય છે, અહિં સર્વથા કષાયનો ક્ષય થયેલો હોવાથી તેને 'વીતરાગ' અને જ્ઞાનાવરણાદિ કર્મનો ઉદય હોવાથી 'છદ્મસ્થ' કહે છે, તેનું સ્વરૂપવિશેષ તે [1]ક્ષીણકષાય-વીતરાગ-છદ્મસ્થ-

[1] અહિં પણ 'ક્ષીણકષાય' 'વીતરાગ' અને 'છદ્મસ્થ' એ ત્રણ વિશેષણો છે. આ શિવાય અન્ય ગુણસ્થાનકે પણ અમુક કષા-

ગુણસ્થાનક કહેવાય છે. ક્ષપકશ્રેણિ કરનારજ આ ગુણસ્થાને આવે છે, તેનો ક્રમ સંક્ષેપથી આ પ્રમાણે છે—

ક્ષપકશ્રેણિનો પ્રારંભ કરનાર પ્રથમ સંઘયણવાળો શુદ્ધ ધ્યાનયુક્ત અવિરતિસમ્યગ્દષ્ટિ, દેશવિરતિ પ્રમત્ત કે અપ્રમત્ત હોય છે. જો અપ્રમત્તસંયત પૂર્વવિદ્ હોય તો તે શુક્લધ્યાનયુક્ત હોય છે, અને બીજા ધર્મધ્યાન સહિત હોય છે. તે પ્રથમ અનન્તાનુબન્ધી કષાયોનો ક્ષય કરે છે, ત્યાર પછી મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય અને પછી સમ્યક્ત્વમોહનીયનો ક્ષય કરે છે. જો બદ્ધાયુષ ક્ષપકશ્રેણિનો પ્રારંભ કરે તો અનન્તાનુબન્ધીનો ક્ષય કર્યા પછી તેને મરણનો સંભવ હોવાથી તે અટકે છે; અને પછી મિથ્યાદર્શન મોહના ઉદયથી પુન: અનન્તાનુબન્ધી કષાયોનો બન્ધ કરે છે, કેમકે તેનું બીજ મિથ્યાત્વમોહનીય નષ્ટ થયું નથી. પરન્તુ જેણે મિથ્યાદર્શન મોહનીયનો ક્ષય કર્યો છે, તે પુન: અનન્તાનુબન્ધી બાંધતો નથી, કારણકે તેણે તેના બીજનો નાશ કર્યો છે. જેણે અનન્તાનુબન્ધી આદિ સાત પ્રકૃતિઓનો ક્ષય કર્યો છે તે અપતિત પરિણામ વડે અવશ્ય દેવલોકમાં ઉત્પન્ન થાય છે અને પતિત પરિણામી હોય તો તે ભિન્ન ભિન્ન પરિણામના યોગથી ભિન્ન ભિન્ન ગતિમાં જાય છે. બદ્ધાયુષ

---

યોનો ક્ષય થાય છે તેથી પણ તે ' ક્ષીણકષાય ' કહેવાય, માટે અહિં ' વીતરાગ ' વિશેષણ આપેલુ છે, ' ક્ષીણકષાય ' અને ' વીતરાગ ' કેવલજ્ઞાની પણ હોઈ શકે, તેથી તેનો વ્યવચ્છેદ કરવા ' છદ્મસ્થ ' વિશેષણ મૂકયુ છે. ' વીતરાગ અને છદ્મસ્થ ' કહેવાથી અગીઆરમા ઉપશાન્તમોહ ગુણસ્થાનકનો બોધ થાય માટે તેનો વ્યવચ્છેદ કરવા ' ક્ષીણકષાય ' વિશેષણ આપેલું છે.

જો દર્શનસપ્તકનો ક્ષય કર્યા પછી કાલ ન કરે તો તે અવશ્ય વિરમે છે, પણ ચારિત્રમોહનીય ક્ષય કરવાનો પ્રયત્ન કરતો નથી. જો અબદ્ધાયુષ-જેણે આયુષનો બંધ કર્યો નથી તે-ક્ષપકશ્રેણિ કરે તો અનન્તાનુબન્ધ્યાદિ સાત પ્રકૃતિઓનો ક્ષય કર્યા પછી તે અવશ્ય વિશુદ્ધ પરિણામ વડે ચારિત્રમોહનીયનો ક્ષય કરવા માટે પ્રયત્ન કરે છે. તેમાં પ્રથમ યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણ કરે છે. અહિં એટલો વિશેષ છે કે અપ્રમત્તગુણસ્થાનકે યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ ગુણસ્થાનકે અપૂર્વકરણ અને અનિવૃત્તિબાદરસંપરાયગુણસ્થાનકે અનિવૃત્તિ કરણ કરે છે. તેમાં અપૂર્વકરણ ગુણસ્થાનકે સ્થિતિ ઘાતાદિવડે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ-એ આઠ કષાયોનો તે પ્રમાણે ક્ષય કરે છે કે અનિવૃત્તિ બાદર ગુણસ્થાનકને પ્રથમ સમયે તેની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ બાકી રહે છે. જ્યારે અનિવૃત્તિબાદર સંપરાયગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય ત્યારે સ્યાનર્દ્ધિત્રિક, નરકગતિ, તિર્યગ્ગતિ, નરકાનુપૂર્વી, તિર્યગાનુપૂર્વી, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિયજાતિ, સ્થાવર, આતપ, ઉદ્યોત, સૂક્ષ્મ અને સાધારણ-એ સોળ પ્રકૃતિઓને [1]ઉદ્વલના સંક્રમવડે ઉદ્વલિત કરી ( સ્વ અને પરપ્રકૃતિમાં સંક્રમાવી ) તેની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ બાકી

૧ ઉદ્વલનાસંક્રમ અને ગુણસંક્રમમાં એટલો વિશેષ છે કે સ્વપ્રકૃતિ અને સજાતીય પર પ્રકૃતિમાં સંક્રમ કરવો તે ઉદ્વલનાસંક્રમ, અને માત્ર સજાતીય પર પ્રકૃતિમાં પ્રતિસમય અસંખ્ય અસંખ્યગુણ સંક્રમાવે તે ગુણસંક્રમ કહેવાય છે.

રાખે છે, ત્યાર પછી ગુણસંક્રમવડે બંધાતી પ્રકૃતિઓમાં એ સોળ પ્રકૃતિઓને નાંખી સર્વથા તેનો ક્ષય કરે છે. અહિં અપ્રત્યાખ્યાનાવરણ અને અપ્રત્યાખ્યાનાવરણ–એ આઠ કષાયોનો પ્રથમ ક્ષય કરવાનો પ્રારંભ કર્યો હતો, પરન્તુ હજુ સુધી તેનો સર્વથા ક્ષય કર્યો નથી, તે દરમ્યાન ઉપરની સોળ પ્રકૃતિઓનો ક્ષય કરે છે. ત્યાર પછી બાકી રહેલા આઠ કષાયોનો અન્તર્મુહૂર્તમાં ક્ષય કરે છે.[1] ત્યાર પછી અન્તર્મુહૂર્તમાં અનુક્રમે નપુંસકવેદ. સ્ત્રીવેદ, હાસ્યાદિષટ્ક, પુરુષવેદ, સંજ્વલન ક્રોધ, માન, માયા અને બાદર લોભનો ક્ષય કરે છે. આ બધી પ્રકૃતિઓનો અનિવૃત્તિબાદરસંપરાયગુણસ્થાનકે ક્ષય થાય છે, અને સૂક્ષ્મ સંજ્વલન લોભનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે ક્ષય થાય છે. એ પ્રમાણે સર્વથા મોહનીયકર્મનો ક્ષય કરી ક્ષીણકષાય–વીતરાગ–છદ્મસ્થગુણસ્થાનકને પ્રાપ્ત થાય છે.

૧૩. સયોગિ-કેવલિગુણસ્થાનક. યોગ, વીર્ય, શક્તિ, ઉત્સાહ, પરાક્રમ–ઇત્યાદિ પર્યાય શબ્દો છે. યોગવડે સહિત હોય તે સયોગ–એટલે મન વચન અને કાયાનો વ્યાપાર, તે જે કેવળજ્ઞાનીને હોય તે સયોગી કેવલજ્ઞાની કહેવાય છે. જ્યારે મનઃપર્યવજ્ઞાની કે અનુત્તર સુર વગેરે મનવડે પ્રશ્ન પૂછે ત્યારે તેનો મનવડે ઉત્તર આપતા કેવલજ્ઞાનીને

---

૧ ઉપરનું કથન સિદ્ધાન્તના અભિપ્રાયથી છે, અન્ય આચાર્ય એમ માને છે કે ' પ્રથમ સોળ પ્રકૃતિઓનો ક્ષય કરવાનો આરંભ કરે અને વચ્ચે આઠ કષાયોના ક્ષય કરે, અને પછીથી બાકી રહેલી સોળ પ્રકૃતિઓનો ક્ષય કરે.'

મનોયોગ હોય [1] છે. ધર્મદેશનાદિમા વચનયોગ, અને ગમનાદિકમાં કાયયોગનો ઉપયોગ છે સયોગી કેવલીનું સ્વરૂપવિશેષ તે સયોગિકેવલિગુણસ્થાન

સર્વ સયોગિકેવલી મોક્ષ ગમનસમયે અન્તર્મુહૂર્ત આયુષ બાકી હોય ત્યારે સમુદ્ઘાત કરવા પૂર્વે આયોજિકા કરણ અવશ્ય કરે છે આયોજિકાકરણ–શુભ યોગનું પ્રવર્તન, તે કર્યા પછી જેના વેદનીયાદિ કર્મ આયુષકર્મથી અધિક હોય તે તેને સમાન કરવા માટે સમુદ્ઘાત કરે છે. જો તેમ ન કરે તો આયુષકર્મ સમાપ્ત થાય અને બીજા વેદનીયાદિ કર્મ બાકી રહી જાય, માટે કેવલજ્ઞાની કર્મોને પ્રદેશ અને સ્થિતિવડે સમાન કરવા માટે સમુદ્ઘાત કરે છે. સ–સમ્યક્ ઉત્–અધિકપણે, કર્મોનો ઘાત કરવો તે [2] સમુદ્ઘાત. સમુ

૧ મન પર્યવજ્ઞાની કે અનુત્તર દેવો કેવલ જ્ઞાનીએ પ્રયોજિત મનોદ્રવ્યના આકારને મન પર્યાય કે અવધિજ્ઞાન વડે જાણે છે જાણીને વિવક્ષિત વસ્તુના વિચાર સાથે આકારનો નિયતમ બન્ધ હોવાથી આકારદ્વારા બાહ્ય અર્થના વિચારને જાણે છે

૨ વેદના, કષાય, મરણ, વૈક્રિય, તૈજસ, આહારક અને કેવલિસમુદ્ઘાત–એ સાત પ્રકારે સમુદ્ઘાત કહી છે અહિ માત્ર કેવલીસમુદ્ઘાત પ્રસ્તુત છે કેવલિસમુદ્ઘાત કરતા પ્રથમ સમયે આત્મપ્રદેશનો જાડાઇમા સ્વશરીરપ્રમાણ અને લબાઈમા ઊર્ધ્વ અને અધોલોકાન્તપ્રમાણ દંડ કરે છે બીજે સમયે તેજ દંડાકાર આત્મપ્રદેશોને પૂર્વ, પશ્ચિમ કે ઉત્તર દક્ષિણ વિસ્તારી લોકાન્ત પ્રમાણ કપાટાકાર કરે છે, ત્રીજે સમયે પૂર્વ–પશ્ચિમ કે ઉત્તર–દક્ષિણ લોકાન્તપર્યન્ત વિસ્તારી મન્થાનાકાર કરે છે, ચોથે સમયે વચ્ચેનુ અન્તર પૂરી સંપૂર્ણ લોક વ્યાપી થાય છે પાચમે સમયે અન્તરને સંહરી મન્થાનાકાર રાખે છે, છટ્ઠે સમયે મન્થાનાકારને

દ્ઘાત સમયે વેદનીય, નામ અને ગોત્ર—એ ત્રણ કર્મના સ્થિતિઘાત અને રસઘાત કરે છે.[૧] જે કેવલજ્ઞાનીના વેદનીયાદિ ત્રણ કર્મ આયુષના તુલ્ય સ્થિતિવાળા છે તે સમુદ્-

સંહરી કપાટાકાર રાખે છે, સાતમે સમયે કપાટાકાર સંહરી દંડાકાર રાખે છે અને આઠમે સમયે દંડાકાર સંહરી શરીરસ્થ થાય છે.

૧ સમુદ્ઘાતને કરવા સમયે દંડ કરવા પૂર્વે વેદનીય, નામ અને ગોત્રકર્મની સ્થિતિ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ માત્ર હતી, તેના અસંખ્યાતા ભાગ કરી પ્રથમ દંડસમયે સ્થિતિના અસંખ્યાતા ભાગોનો નાશ કરે છે, અને તેમાનો એક અસંખ્યાતમો ભાગ બાકી રાખે છે. તેવી રીતે ત્રણ કર્મના રસના અનન્ત ભાગ કરી દંડસમયે અસાત વેદનીયાદિ અશુભ પ્રકૃતિઓના રસના અનન્તા ભાગોનો નાશ કરે છે, અને તેમાંથી એક અનન્તમો ભાગ બાકી રાખે છે. તે વખતે સાતવેદનીયાદિ શુભપ્રકૃતિઓના રસને પણ પૂર્વોક્ત અશુભપ્રકૃતિઓની અંદર પ્રવેશ કરાવી નાશ કરે છે. એ પ્રમાણે ચાર સમય સુધી ક્રિયા થાય છે. જ્યારે ચોથે સમયે કેવલજ્ઞાની પોતાના આત્મપ્રદેશવડે સમગ્ર લોકને પૂર્ણ કરે છે ત્યારે વેદનીયાદિ ત્રણ કર્મની સ્થિતિ આયુષ કરતાં સંખ્યાતગુણી અને તેનો અનુભાગ અનન્તગુણો હોય છે. હવે પાંચમે બાકી રહેલી સ્થિતિના સંખ્યાતા અને બાકી રહેલા રસના અનન્તા ભાગ કરી, અને તે બધાનો નાશ કરી તેમાંનો એક ભાગ બાકી રાખે છે. એ પ્રમાણે દંડાદિ પાંચ સમયોમાં સમયે સમયે સ્થિતિ અને રસના ખંડને ઉકેરી તેનો ઘાત કરે છે. ત્યાર પછી છટ્ઠા સમયથી માંડી સ્થિતિખંડ અને અનુભાગ ખંડને ઉકેરી અન્તર્મુહૂર્ત કાલમાં તેનો નાશ કરે છે, કેમકે ત્યારે પ્રતિસમય કંડકનો એક એક ખંડ ઉકેરે છે. આ પ્રમાણે અન્તર્મુહૂર્તના છેલ્લા સમય સુધી જાણવું, એ રીતે અન્તર્મુહૂર્તના સ્થિતિકંડક અને અનુભાગ કંડકનો ઘાત કરતા સયોગિની કેવલીના છેલ્લા સમય સુધી આ પ્રમાણે કરે છે.

ઘાત કરતા નથી. પછી લેશ્યા અને યોગનિમિત્તે થતા સાતાવેદનીયના એક સમયના બંધને રોકવાની ઇચ્છાથી યોગનો નિરોધ કરે છે. યદ્યપિ સત્તામાં રહેલા વેદનીયાદિ કર્મો પોતાની સ્થિતિનો ક્ષય થવાથી નાશ પામે, પણ નોકર્મરૂપ યોગદ્રવ્યવડે જીવનું વીર્ય પ્રવર્તતું હોવાથી કેવલીને સમયસ્થિતિનો બન્ધ અનિવાર્યપણે થયાજ કરે માટે તેમને યોગનિરોધ કરવો આવશ્યક છે. તેમાં પ્રથમ બાદરકાયયોગના બલથી બાદર વચનયોગનો નિરોધ કરે છે, ત્યાર પછી અન્તર્મુહૂર્ત રહીને બાદરકાયયોગથીજ બાદર મનોયોગનો અન્તર્મુહૂર્તમાં નિરોધ કરે છે ત્યાર પછી અન્તર્મુહૂર્ત રહીને બાદર કાયયોગથકી ઉચ્છ્વાસ-નિઃશ્વાસનો અન્તર્મુહૂર્તમાં રોધ કરે છે, ત્યાર પછી અન્તર્મુહૂર્ત રહીને સૂક્ષ્મકાયયોગના બલથી બાદર કાયયોગનો નિરોધ કરે છે. કેમકે જ્યાં સુધી બાદર યોગ હોય ત્યાં સુધી સૂક્ષ્મ યોગોનો રોધ થતો નથી.[1]

ત્યાર પછી સૂક્ષ્મકાયયોગદ્વારા સૂક્ષ્મવચનયોગનો રોધ કરે છે. ત્યાર પછી બીજા કોઇ પણ યોગને રોધ કરવાનો પ્રયત્ન નહિ કરતાં તેજ અવસ્થામાં અન્તર્મુહૂર્ત રહે છે. ત્યાર પછી સૂક્ષ્મકાયયોગના સામર્થ્યથી સૂક્ષ્મ મનોયોગનો અન્તર્મુહૂર્તમાં રોધ કરે છે. ત્યાર પછી અન્તર્મુહૂર્ત રહી અન્તર્મુહૂર્તમાં સૂક્ષ્મકાયયોગવડે સૂક્ષ્મકાયયોગનો રોધ કરે

---

૧ કોઇક આચાર્ય તો એમ કહે છે કે "બાદરકાયયોગના બલથી બાદરકાયયોગનો રોધ કરે છે, જેમ કરવતથી લાકડાને વહેરનાર માણસ તેજ કાષ્ટ ઉપર ઉભો રહીને તેનેજ વહેરે છે, તેમ બાદર કાયયોગથી બાદર કાયયોગનો રોધ કરે છે, અને પ્રથમ કરતાં તેનો હીન યોગ કરે છે.

છે. તે વખતે તેને 'સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતી' નામે શુકલધ્યાનનો ત્રીજો ભેદ હોય છે. તે ધ્યાનના સામર્થ્યથી વદન, ઉદર વગેરેના વિવર ( ખાલી જગ્યા) પૂરાય છે, અને શરીરપ્રમાણ આત્મપ્રદેશોનો એક તૃતીયાંશ ભાગ સંકુચિત થઇ બે તૃતીયાંશ ભાગ બાકી રહે છે. એ પ્રમાણે સયોગી અવસ્થાના છેલ્લા સમયે સૂક્ષ્મકાયયોગનો રોધ કરે છે. તે સમયે સર્વ કર્મની સ્થિતિ અયોગીપણાની સ્થિતિ સમાન હોય છે. અયોગી અવસ્થામાં જે કર્મનો ઉદય નથી તેની સ્થિતિ તેનાથી એક સમય ન્યૂન હોય છે.

**૧૪. અયોગીકેવલીગુણસ્થાનક.** બાદર કે સૂક્ષ્મ યોગરહિત કેવલજ્ઞાની અયોગીકેવલી કહેવાય છે. તેના સ્વરૂપવિશેષને અયોગિકેવલીગુણસ્થાનક કહે છે. તેના પ્રથમ સમયે કર્મનો ક્ષય કરવા માટે વ્યુપરતક્રિયાઅનિવૃત્તિનામે શુકલધ્યાનમાં આરૂઢ થઇ તે શૈલેશીકરણમાં પ્રવેશ કરે છે. શૈલેશી–મેરુના જેવી સ્થિરતા, તેને વિષે વેદનીય, નામ અને ગોત્રકર્મની અસંખ્યગુણ શ્રેણિવડે અને આયુષની સ્વાભાવિક શ્રેણિવડે કરણ–નિર્જરા કરવી તે શૈલેશીકરણ કહેવાયછે. તેનો કાલ મધ્યમ રીતે પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચારણ જેટલો છે. અહિં જેટલી ઉદયવતી કર્મપ્રકૃતિઓ છે, તે તેની સ્થિતિના ક્ષયથી નાશ પામે છે, જે પ્રકૃતિઓનો ઉદય નથી, તેને સજાતીય ઉદયવતી પ્રકૃતિમાં સ્તિબુકસંક્રમથી સંક્રમાવી ઉદયવતીપ્રકૃતિરૂપે વેદતો અયોગી ગુણસ્થાનકના છેલ્લા બે સમય બાકી હોય ત્યારે દેવગત્યાદિ બહોંતેર પ્રકૃતિઓનો ક્ષય કરે છે, અને છેલ્લે સમયે મનુષ્યગત્યાદિ ઉદયવતી તેર

પ્રકૃતિઓની સત્તાનો વિચ્છેદ થાય છે. ત્યાર પછી અયોગી કેવલી સર્વકર્મરહિત થઇ તેજ સમયે લોકાન્તે જાય છે. અને ત્યાં શાશ્વત કાલ રહે છે. કારણ કે તેમણે જન્મનું કારણ રાગાદિનો સર્વથા ક્ષય કર્યો છે, તેથી તેઓ પુનઃ સંસારમાં આવી જન્મ ધારણ કરતા નથી.

ચઉદ ગુણસ્થાનકના સ્વરૂપનું વર્ણન કર્યું, હવે તેમાં પ્રથમ બન્ધને આશ્રયી કયા ગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓ બંધાય છે, અને કેટલી વિછિન્ન થાય છે તે કહેવા માટે બન્ધના લક્ષણને જણાવી સામાન્ય અને મિથ્યાત્વગુણસ્થાનકે કર્મપ્રકૃતિઓ કહે છે:—

अभिनवकम्मग्गहणं बंधो ओहेण तत्थ वीससयं ।
तित्थयरा–हारगदुगवज्जं मिच्छंमि सतरसयं ॥ ३ ॥

[ अभिनवकर्मग्रहणं बन्ध ओघेन तत्र विंशं शतम् ।
तीर्थंकरा–हारकाद्विकवर्जं मिथ्यात्वे सप्तदशशतम् ॥ ३ ॥ ]

અર્થ—[ अभिनवकम्मग्गहणं ] નવીન કર્મનું ગ્રહણ કરવું તે [ बंधो ] બન્ધ, [ तत्थ ] તે બન્ધને વિષે [ ओहेण ] ઓઘે–સામાન્યે [ वीससयं ] એકસોવીશ પ્રકૃતિઓ હોય છે. [ मिच्छंमि ] મિથ્યાત્વ ગુણસ્થાનકે [ तित्थयरा–हारगदुगवज्जं ] તીર્થંકરનામ અને આહારકદ્વિક શિવાય [ सतरसयं ] એકસો સતર પ્રકૃતિઓ હોય છે.

**વિવેચનઃ**—મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ હેતુઓ વડે વિભાવ પરિણામને પ્રાપ્ત થયેલો આત્મા જે આકાશપ્રદેશો ઉપર આત્મપ્રદેશો રહેલા છે ત્યાં રહેલી જ્ઞાના-

વરણાદિ કર્મને યોગ્ય અનન્તાનન્ત પુદ્ગલો-વર્ગણાઓ ગ્રહણ કરે છે, અને તેજ સમયે તેમાં જ્ઞાનાદિગુણને આચ્છાદન કરવાની અને સુખ દુઃખાદિ ઉત્પન્ન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે તેને બન્ધ કહે છે. ૧ મિથ્યાત્વ એ આત્માના એક પ્રકારના વૈભાવિક પરિણામ છે, અને તે આત્માને ભ્રાન્તિ ઉત્પન્ન કરે છે, તેથી આત્મા પોતાના વાસ્તવિક હિતા-હિત, સુખ-દુઃખ વગેરેનો વિવેક કરી શકતો નથી, અને અહિ-તાચરણને હિતકારી માની અહિતાચરણમાં પ્રવૃત્ત થાય છે. માટે મિથ્યાત્વદ્વારા જીવ કર્મ ઉપાર્જન કરે છે. બન્ધનો બીજો હેતુ અવિરતિ છે. અવિરતિ એ તૃષ્ણા, ઇન્દ્રિયોનો અસંયમ અને સ્થૂલ હિંસાદિ દોષો ઉત્પન્ન કરનાર એક પ્રકારના કાષાયિક પરિણામ છે, અને તે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ કષાયરૂપ છે. ૩ કષાય એ અહિંસાદિ મહાવ્રતોને દૂષિત કરનારા સંજ્વલન ક્રોધ; માન અને માયા-રૂપ વિભાવ પરિણામ છે, અને તે દ્વારા જીવ કર્મ ગ્રહણ કરે છે. ૪ મન વચન અને કાયાના સંબન્ધે જીવના વીર્યની પ્રવૃત્તિ થવા તે યોગ. યોગદ્વારા આત્મા બે સમયની સ્થિતિવાળુ કર્મબાંધે છે, માટે યોગ પણ કર્મબન્ધનો હેતુ છે. એ ચારે કર્મબન્ધના સામાન્ય હેતુઓ છે, તે દ્વારા જીવ પ્રતિસમય કર્મ પુદ્ગલો ગ્રહણ કરે છે, અને તેજ સમયે હેતુને અનુસારે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને આશ્રયી જેટલી જ્ઞાનાવરણાદિ મૂલ પ્રકૃતિઓ અને મતિજ્ઞાનાવરણાદિ ઉત્તર પ્રકૃતિઓ બન્ધને યોગ્ય હોય તે રૂપે તેનું પરિણમન કરે છે, તે બન્ધમાં ગુણસ્થાનક કે જીવોની વિવક્ષા કર્યા

સિવાય સામાન્યરીતે બન્ધને લાયક કર્મની ઉત્તર પ્રકૃતિઓ એકસો વીસ હોય છે, તે આ પ્રમાણે-

૧ જ્ઞાનાવરણના મતિજ્ઞાનાવરણાદિ પાંચ પ્રકાર; ૨ દર્શનાવરણના ચક્ષુદર્શનાદિ નવ પ્રકાર; ૩ વેદનીય કર્મના સાતા અને અસાતા-એ બે પ્રકાર, ૪ સોલ કષાયો, નવ નોકષાયો અને મિથ્યાત્વમોહનીય-એ મોહનીય કર્મની છવ્વીશ પ્રકૃતિઓ; મિશ્રમોહનીય અને સમ્યકત્વમોહનીય બન્ધમાં નથી, કારણ કે મિથ્યાત્વમોહનીયના સંક્રમવડે સમ્યકત્વ અને મિશ્રમોહનીય નિષ્પન્ન થાય છે. આયુષકર્મના દેવાયુષાદિ ચાર ભેદ છે. નામકર્મની બેંતાલીશ પ્રકૃતિઓ-ગતિનામ, જાતિનામ-ઈત્યાદિ ચૌદ પિંડપ્રકૃતિઓ, પરાઘાતનામાદિ આઠ પ્રત્યેક પ્રકૃતિઓ, ત્રસદશક અને સ્થાવરદશક. તથા પિંડપ્રકૃતિઓના અવાન્તર પાંસઠ ભેદો થાય છે-જેમકે ગતિનામના દેવગતિનામાદિ ચાર પ્રકાર છે. જાતિનામના એકેન્દ્રિયાદિ પાંચ પ્રકાર છે-ઇત્યાદિ. તથા ત્રસદશક, સ્થાવરદશક તથા પરાઘાતાદિ આઠ પ્રકૃતિઓ મેળવતાં નામકર્મના ત્રાણું ભેદો થાય છે; તેમાં બન્ધન અને સંઘાતનનામનો ઔદારિકાદિ શરીરનામમાં, અને વર્ણાદિ વીશ પ્રકૃતિઓનો સામાન્ય વર્ણાદિચતુષ્કમાં સમાવેશ કરીએ તો પાંચ બન્ધનામની, અને પાંચ સંઘાતનામની-એ દશ પ્રકૃતિઓ ઘટે, તથા વર્ણાદિની સોળ પ્રકૃતિઓ ઘટે, એટલે ત્રાણું પ્રકૃતિઓમાંથી છવ્વીશ પ્રકૃતિઓ બાદ કરતાં બંધમાં નામકર્મની અડસઠ પ્રકૃતિઓ રહે છે. ગોત્ર કર્મના ઉચ્ચ અને નીચ-એ બે ભેદ છે. અન્તરાયકર્મના દાનાન્તરાયાદિ પાંચ પ્રકાર

છે. એ પ્રમાણે સર્વ મળીને સામાન્યતઃ બન્ધમાં એકસોવીશ પ્રકૃતિઓનો અધિકાર છે.

મિથ્યાત્વગુણસ્થાનકે તીર્થંકરનામ, આહારકશરીરનામ અને આહારકઅંગોપાંગનામ-એ ત્રણ પ્રકૃતિઓ બંધાતી નથી, કારણ કે સરાગસમ્યક્ત્વ નિમિત્તે તીર્થંકરનામ અને અપ્રમત્તસંયમનિમિત્તે આહારકદ્વિક બંધાય છે, મિથ્યાત્વ-ગુણસ્થાનકે સમ્યક્ત્વ અને સંયમરૂપ હેતુ નહિ હોવાથી ત્યાં એ ત્રણ પ્રકૃતિઓ શિવાય એકસો સત્તર પ્રકૃતિઓ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ હેતુઓવડે બંધાય છે.

હવે મિથ્યાત્વ, સાસ્વાદન અને મિશ્રગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓ બન્ધમાં વિચ્છિન્ન થાય છે અને કેટલી હોય છે તે જણાવે છેઃ—

नरयतिग–जाइ–थावरचउ हुंडा–यव–छिवट्ठ–नपु–मिच्छं ।
सोलंतो इगहियसयं सासणि तिरि–थीण–दुहगतिगं ॥ ४ ॥
अण–मज्झागिइ–संघयणचउ नि–उज्जोय–कुखगइ–त्थित्ति ।
पणवीसंतो मीसे चउसयरि दुहाउअअबंधा ॥ ५ ॥

[ नरकत्रिक-जाति-स्थावरचतुष्कं हुंडा-तप-छेदपृष्ठ-नपुंसक-मिथ्यात्वम् ।
षोडशान्त एकाधिकशतं सास्वादने तिर्यक्-स्त्यान-दुर्भगत्रिकं ॥४॥
अनन्त-मध्याकृति-संहननचतुष्कं नीचो-द्योत-कुखगति-स्त्रीति ।
पंचविंशत्यन्तो मिश्रे चतुःसप्ततिः द्व्यायुष्काबन्धात् ॥५॥ ]

અર્થઃ—[नरयतिग–जाइ–थावरचउ] નરકત્રિક, જાતિચતુષ્ક, સ્થાવરચતુષ્ક, [हुंडा–यव–छिवट्ठ–नपु–मिच्छं] હુંડકસંસ્થાન,

સ્થાતપનામ, છેવટ્ઠસંઘયણ, નપુંસકવેદ અને મિથ્યાત્વમોહનીય-એ [ सोलंतो ] સોલ પ્રકૃતિઓનો અન્ત-વિચ્છેદ થાય એટલે [ सासणि ] સાસ્વાદનગુણસ્થાનકે, [ इगहियसयं ] એકસો એક પ્રકૃતિઓ હોય. [ तिरि-थीण-दुहगतिगं ] તિર્યંચત્રિક, થિણદ્ધિત્રિક, અને દૌર્ભાગ્યત્રિક—

[ अण-मज्झागिइ-संघयणचउ ] અનન્તાનુબન્ધિચતુષ્ક, મધ્યાકૃતિચતુષ્ક, મધ્યસંઘયણચતુષ્ક, [ नि-उज्जोय-कुखगइ-त्थियत्ति] નીચગોત્ર, ઉદ્યોતનામ, કુખગતિનામ અને સ્રીવેદ-એ પ્રમાણે [ पणवीसंतो ] પચીશ પ્રકૃતિઓનો અન્ત-વિચ્છેદ થાય, એટલે [ मीसे ] મિશ્રગુણસ્થાનકે [ चउसयरि ] ચુમ્મોતેર પ્રકૃતિઓ હોય છે, [ दुहाउअ-अबंधा ] કારણ કે ત્યાં બે આયુષ્યનો અબન્ધ છે.

વિવેચનઃ—નરકત્રિક-નરકગતિ, નરકાનુપૂર્વી અને નરકાયુષ; જાતિચતુષ્ક-એકેન્દ્રિયનામ, બેઇન્દ્રિયનામ, તેઇન્દ્રિયનામ, અને ચઉરિન્દ્રિયનામ; સ્થાવરચતુષ્ક-સ્થાવરનામ, સૂક્ષ્મનામ, અપર્યાપ્તનામ અને સાધારણનામ; હુંડકસંસ્થાનનામ, આતપનામ, છેવટ્ઠુંસંઘયણનામ, નપુંસકવેદ અને મિથ્યાત્વમોહનીય-એ સોળ પ્રકૃતિઓનું કારણ મિથ્યાત્વ છે, તેથી તે મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે બંધાય છે, આ પ્રકૃતિઓ પ્રાયઃ નારક, એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયને યોગ્ય હોવાથી અને અત્યન્ત અશુભ હોવાથી મિથ્યાદષ્ટિ બાંધે છે, સાસ્વાદનગુણસ્થાનકે મિથ્યાત્વ નહિ હોવાથી ત્યાં મિથ્યાત્વનિમિત્તક પૂર્વોક્ત સોળ પ્રકૃતિઓ બંધાતી નથી, તેથી સાસ્વાદનગુણસ્થાનકે એકસો એક ઉત્તર પ્રકૃતિઓ બંધાય છે. તેમાં જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય

બે, મોહનીય (મિથ્યાત્વમોહનીય, અને નપુંસકવેદ શિવાય) ચોવીશ, આયુષ્યકર્મ (નરકાયુષ શિવાય) ત્રણ, નામકર્મ (નરકગતિનામાદિ તેર પ્રકૃતિ વિના) એકાવન, ગોત્રકર્મ બે અને અન્તરાયકર્મ પાંચ-સર્વ મળીને એકસો એક પ્રકૃતિઓ સાસ્વાદનગુણસ્થાનકે બન્ધાય છે. ત્યાં તિર્યગ્ગતિ, તિર્યંચાનુપૂર્વી, તિર્યંચાયુષ, થીણદ્ધિ, નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, દુર્ભગનામ, દુઃસ્વરનામ અને અનાદેયનામ, અનન્તાનુબન્ધીચતુષ્ક-અનન્તાનુબન્ધી ક્રોધ, માન, માયા અને લોભ; મધ્યાકૃતિચતુષ્ક-પ્રથમ અને અન્તિમ સંસ્થાનવર્જિત ન્યગ્રોધપરિમંડલ, સાદિ, વામન અને કુબ્જ-એ ચાર સંસ્થાનનામ; મધ્યસંઘયણચતુષ્ક-પ્રથમ અને અન્તિમ સંઘયણવર્જિત ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ અને કિલિકા-એ ચાર સંઘયણનામ; નીચગોત્ર, ઉદ્યોતનામ, અશુભવિહાયોગતિનામ અને સ્રીવેદ-એ પચીશ પ્રકૃતિઓના બન્ધનું કારણ અનન્તાનુબન્ધી કષાય છે, અને તે સાસ્વાદન ગુણસ્થાનકે અવશ્ય હોવાથી તેઓનો બન્ધ સાસ્વાદને થાય છે; ઉપરના ગુણસ્થાનકે અનન્તાનુબન્ધી કષાય નહિ હોવાથી એ પચીસ પ્રકૃતિઓનો બન્ધ થતો નથી, માટે એકસો એકમાંથી પચીસ પ્રકૃતિઓ બાદ કરતાં મિશ્રગુણસ્થાનકે બન્ધમા છોંતેર પ્રકૃતિઓ રહે, પરંતુ ત્યાં દેવાયુષ અને મનુષ્યાયુષનો બન્ધ નહિ થતો હોવાથી ચુમ્મોતેર પ્રકૃતિઓ બન્ધમાં હોય છે, કેમકે મિશ્રગુણસ્થાનકે આયુષના બન્ધને યોગ્ય અધ્યવસાયસ્થાનકો હોતાં નથી, એટલે જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય છ, વેદનીય બે, મોહનીય ઓગણીશ, નામકર્મ

છત્રીસ, ગોત્રકર્મ એક, અન્તરાયકર્મ પાંચ-એ પ્રમાણે ચુંમોતેર પ્રકૃતિઓ બન્ધમાં હોય છે.

અવિરતિસમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત અને અપ્રમત્ત ગુણસ્થાનકે જેટલી પ્રકૃતિઓનો બન્ધ અને બન્ધવિચ્છેદ થાય તે કહે છે—

सम्मे सगसयरि जिणाउबंधि वइर-नरतिय-बियकसाया ।
उरलदुगंतो देसे सत्तट्ठी तियकसायंतो ॥ ६ ॥
तेवट्ठि पमत्ते सोग-अरइ-अथिरदुग-अजस-अस्सायं ।
वुच्छिज्ज छच्च सत्त व नेइ सुराउं जया निट्ठं ॥ ७ ॥

[सम्यक्त्वे सप्तसप्तति जिनायुर्बन्धे वज्र-नरकत्रिक-द्वितीयकषायाः ।
औदारिकद्विकान्तो देशे सप्तषष्टिः, तृतीयकषायान्तः ॥६॥]
[ त्रिषष्टिः प्रमत्ते, शोका-रत्य-स्थिरद्विक-अयशोऽशातम् ।
व्यवछिद्यन्ते षट् च सप्त वा नयति सुरायुर्यदा निष्ठाम् ॥७॥]

અર્થ.—[ सम्मे ] અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનકે [ जिणा-उबंधि ] જિનનામ અને બે આયુષનો બંધ થાય એટલે [ सगसयरि ] સત્યોતેર પ્રકૃતિઓ હોય, ત્યાં [ वइर -नरतिय-बियकसाया-उरलदुगन्तो ] વજ્રઋષભનારાચ, મનુષ્યત્રિક, દ્વિતીય-અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયો અને ઔદારિકદ્વિકનો અન્ત-બન્ધવિચ્છેદ થાય, એટલે [ देसे ] દેશવિરતિ ગુણસ્થાનકે [ सत्तट्ठी ] સડસઠ પ્રકૃતિઓ હોય. ત્યાં [तियकसायंतो ] ત્રીજા કષાયનો અન્ત-બન્ધવિચ્છેદ થાય

તેથી [ तेवट्ठि पमत्ते ] ત્રેસઠ પ્રકૃતિઓ પ્રમત્ત ગુણસ્થાનકે હોય, ત્યાં [ सोग-अरइ-अथिरदुग-अजस-अस्साय ] શોક, અરતિ, અસ્થિરદ્વિક, અયશઃ કીર્તિ અને અસાતાવેદનીય-

એ [छव्व] ૭ પ્રકૃતિઓનો [वुच्छिज्ज] વિચ્છેદ કરે, [च] અથવા [ जया ] જો [ सुराउं ] દેવાયુષના બન્ધને [ निट्ठं नेइ ] સમાપ્ત કરે તો [ सत्त ] સાત પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ કરે.

**વિવેચન:**—અવિરતિ સમ્યગ્દષ્ટિગુણસ્થાનકે સત્યોતેર પ્રકૃતિઓનો બન્ધ થાય છે, કારણ કે અહિં સમ્યક્ત્વનિમિત્તે જિનનામ કર્મ બંધાય છે, જે તિર્યંચ અને મનુષ્યો છે તે આ ગુણસ્થાનકે દેવાયુષનો બન્ધ કરે છે, અને નારક અને દેવો મનુષ્યાયુષનો બન્ધ કરે છે માટે બન્ધમાં ત્રણ પ્રકૃતિઓ અધિક હોય છે, એટલે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ છ, વેદનીય બે, મોહનીય ઓગણીશ, આયુષકર્મ બે, નામકર્મ સાડત્રીશ, ગોત્રકર્મ એક અને અન્તરાયકર્મ પાંચ —સર્વ મળીને અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે બંધમાં સત્યોતેર પ્રકૃતિઓ હોય છે. ત્યાં વજ્રઋષભનારાચસંહનન, મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, મનુષ્યાયુષ, અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાય, ઔદારિકશરીર અને ઔદારિકઅંગોપાંગ—એ દશ પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ થાય, કારણ કે દેશવિરત્યાદિને બીજા અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયોનો ઉદય નહિ હોવાથી તે બંધાતા નથી, કેમકે અનન્તાનુબન્ધી શિવાયના જે કષાયો ઉદયમાં હોય તેજ બંધાય છે. માત્ર અનન્તાનુબન્ધી કોઇ વખતે ઉદયમાં ન હોય તો પણ બંધાય છે. કોઈ સમ્યગ્દષ્ટિ પ્રથમ અનન્તાનુબન્ધી ચાર કષાયોની વિસંયોજના કરે, અને ત્યાર પછી તેને તેવી વિશુદ્ધિ ન હોય તો તે મિથ્યાત્વાદિનો ક્ષય કર્યા શિવાય પડીને મિથ્યાત્વગુણસ્થાનકે જાય, અને ત્યાં મિથ્યાત્વનિમિત્તે પુનઃ અનન્તાનુબન્ધી કષાયો બાંધે

ત્યારે એક આવલિકા સુધી ઉદયમાં નહિ હોવા છતાં તે બંધાય છે. મનુષ્યત્રિકનો માત્ર મનુષ્યને જ ઉદય હોય છે, ઔદારિકદ્વિક અને વજ્રઋષભનારાચ સંઘયણનો મનુષ્ય અને તિર્યંચોને જ ઉદય હોય છે, દેશવિરતિ આદિ ગુણસ્થાનકે મનુષ્ય અને તિર્યંચપ્રાયોગ્ય બંધ કરતો નથી, માત્ર દેવગતિપ્રાયોગ્ય કર્મ બાંધે છે, તેથી એ છ પ્રકૃતિઓનો બંધ કરતો નથી; એ પ્રમાણે એ દશ પ્રકૃતિઓનો અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે બન્ધવિચ્છેદ થાય છે, એટલે તે પ્રકૃતિઓ ત્યાં સુધી બંધાય છે, અને આગળના ગુણસ્થાનકે બંધાતી નથી; માટે એ દશ પ્રકૃતિઓ પૂર્વોક્ત સત્યોતેરમાંથી બાદ કરીએ એટલે દેશવિરતિગુણસ્થાનકે જ્ઞાનાવરણની પાંચ, દર્શનાવરણની છ, વેદનીયની બે, મોહનીયની પંદર, આયુષની એક, નામકર્મની બત્રીસ, ગોત્રકર્મની એક અને અંતરાયકર્મની પાંચ-એ પ્રમાણે સડસઠ પ્રકૃતિઓ બંધાય છે.

ત્યાં ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માન, માયા અને લોભનો બન્ધવિચ્છેદ થાય, કેમકે પછીના ગુણસ્થાનકે તેનો ઉદય નથી, માટે તે બંધાતા નથી, ' જે કષાયો વેદાય તે બંધાય છે'–એવો સામાન્ય નિયમ છે, માટે તે ચાર પ્રકૃતિઓ પૂર્વોક્ત સડસઠ પ્રકૃતિઓમાંથી ઓછી કરીએ એટલે પ્રમત્તગુણસ્થાનકે ત્રેસઠ પ્રકૃતિઓ બન્ધમાં હોય છે. તેમાં મોહનીયકર્મની અગીઆર પ્રકૃતિઓ હોય છે, અને બાકી જ્ઞાનાવરણાદિકર્મની ઉત્તર પ્રકૃતિઓ પૂર્વ પ્રમાણે જાણવી.

ત્યાં શોક, અરતિ, અસ્થિર, અશુભ, અયશ અને અસાતાવેદનીય-એ છ પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ થાય, કારણ કે

એ છ પ્રકૃતિઓના બન્ધનું કારણ પ્રમાદ છે, અને આગળના ગુણસ્થાનકે પ્રમાદ નહિ હોવાથી ત્યાં તેનો બંધવિચ્છેદ થાય છે. અથવા તો કોઇ પ્રમતસંયત પ્રમત્તગુણસ્થાનકે દેવાયુષના બંધનો આરંભ કરે અને ત્યાંજ પૂર્ણ કરે તો સાત પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ થાય છે.

હવે અપ્રમત્તગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓ બાંધે તે જણાવે છે—

गुणसट्ठि अप्पमत्ते सुराउ वंधं तु जइ इहागच्छे ।
अन्नह अट्ठावन्ना जं आहारगदुगं वंधे ॥ ८ ॥
[ एकोनषष्टिरप्रमत्ते सुरायुर्बध्नन् तु यदीहागच्छेत् । ]
अन्यथा अष्टापंचाशद् यदाहारकद्विकं बन्धे ॥ ८ ॥

અર્થઃ— [जइ] જો [ सुराउ ] દેવાયુષનો [ वंधं तु ] બન્ધ કરતો [ इह ] અહિં-આ ગુણસ્થાનકે [ आगच्छे ] આવે તો [ अपमत्ते ] અપ્રમત્તગુણ સ્થાનકે [ गुणसट्ठि ] ઓગણસાઠ પ્રકૃતિઓ બંધમાં હોય, [ अन्नह ] અન્યથા જો તેમ ન થાય તો [ अट्ठावन्ना ] અઠ્ઠાવન પ્રકૃતિઓ બંધમાં હોય, [ जं ] કારણ કે અહિં [ आहारगदुग ] આહારક શરીર અને આહારક અંગોપાંગ-એ બે પ્રકૃતિઓ [ बन्धे ] બન્ધમાં હોય છે.

**વિવેચનઃ**—પ્રમત્ત સંયત ગુણસ્થાનકે દેવાયુષના બંધનો આરંભ કરે છે, પણ આગળ અપ્રમત્તાદિ ગુણસ્થાનકે આયુષનો બન્ધ કરતો નથી, કારણ કે તેનો બન્ધ [1]ઘોલના

---

૧ આયુષના બન્ધને યોગ્ય ચઢતા અને ઉતરતા અધ્યવસાયની પરંપરાને ઘોલનાપરિણામ કહે છે, અપ્રમત્તાદિ ગુણસ્થાનકે અધિક વિશુદ્ધિ હોવાથી ત્યાં તેવા પ્રકારના અધ્યવસાયની પરંપરારૂપ ઘોલના પરિણામ નથી, માટે ત્યાં આયુષનો બંધ થતો નથી.

પરિણામથી થાય છે. અને અપ્રમત્તાદિ ગુણસ્થાનકે અત્યન્ત વિશુદ્ધ પરિણામ હોવાથી ઘોલના પરિણામ હોતા નથી, જો પ્રમત્તગુણસ્થાનકે આયુષના બન્ધનો પ્રારંભ કરે અને બન્ધને પૂરા કર્યા સિવાય ત્યાંથી અપ્રમત્તગુણસ્થાનકે જાય અને ત્યાં બાકી રહેલ આયુષનો બન્ધ પૂરો કરે તો અપ્રમત્ત ગુણસ્થાનકે ઓગણસાઠ પ્રકૃતિઓ બન્ધમાં હોય, પણ જો પ્રમત્તગુણસ્થાનકે દેવાયુષના બન્ધનો પ્રારંભ કરી ત્યાંજ સમાસ કરે તો અપ્રમત્તગુણસ્થાનકે અઠ્ઠાવન પ્રકૃતિઓ હોય, કારણ કે ત્યા અપ્રમત્તસંયમનિમિત્તે આહારક શરીર અને આહારક અગોપાંગ—એ બે પ્રકૃતિઓ બાંધે. પૂર્વોક્ત ત્રેસઠ પ્રકૃતિઓમાંથી શોકાદિ છ પ્રકૃતિઓ અને સુરાયુસહિત સાત પ્રકૃતિઓ બાદ કરતાં છપ્પન પ્રકૃતિઓ રહે, તેમાં આહારકદ્વિક મેળવતાં અઠ્ઠાવન પ્રકૃતિઓ બંધમાં હોય એટલે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ છ, વેદનીય એક, મોહનીય નવ, નામકર્મ એકત્રીસ, ગોત્રકર્મ એક અને અન્તરાયકર્મ પાંચ—એ પ્રમાણે અઠ્ઠાવન ઉત્તર પ્રકૃતિઓ અને આયુષનો બંધ કરે તો ઓગણસાઠ પ્રકૃતિઓ અપ્રમત્તગુણસ્થાનકે બંધાય.

હવે અપૂર્વકરણ ગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓનો બન્ધ અને કેટલી પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ થાય તે બતાવે છે:—

अडवन्न अपुव्वाइम्मि निद्ददुगंतो छप्पन्न पणभागे ।
सुरदुग–पणिंदि–सुखगइ–तसनव–उरलविणुतणुवंगा ॥ ९ ॥
समचउर–निमिण–जिण–वन्न–अगुरुलहुचउ छलंसि तीसंतो ।
चरमे छवीसबन्धो हास–रई–कुच्छ–भयभेओ ॥ १० ॥

[ अष्टापचाशद् अपूर्वादी निद्राद्विकान्त षट्पचाशत् पञ्चभागे। सुरद्विक-पञ्चेन्द्रिय-सुखगति-त्रसनवक-औदारिक विना तनूपांगाः ॥ ९॥ ]

[ समचतुरस्त्र-निर्माण-जिन-वर्ण-अगुरुलघुचतुष्क षडशे त्रिंशदन्त ।
चरमे षड्विंशतिबन्धो हास्य-रति-कुत्साभयभेदः ॥१०॥]

અર્થ—[ अपुव्वाइंमि ] અપૂર્વકરણના આદિ-પ્રથમ ભાગને વિષે [ अडवन्न ] અઠ્ઠાવન પ્રકૃતિઓ હોય છે. [ निद्ददुगंतो ] ત્યાં નિદ્રાદ્વિકનો અન્ત થાય એટલે [ पणभागे ] પાંચ ભાગને વિષે [ छप्पन्न ] છપ્પન્ન પ્રકૃતિઓ હોય, ત્યાં [ सुरदुग ] સુરદ્વિક, [ पणिंदि ] પંચેન્દ્રિય જાતિ, [सुखगइ] શુભવિહાયોગતિ, [ तसनव ] ત્રસાદિ નવ પ્રકૃતિઓ, [ उरल-विणुतणु-वंगा ] ઔદારિક શરીર અને ઔદારિક અંગોપાંગ વિના બાકીના વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણશરીર-નામ તથા વૈક્રિય અંગોપાંગ અને આહારકઅંગોપાંગ.

[समचउर-निमिण-जिण-]સમચતુરસ્ર, નિર્માણ, જિનનામ, [ वन्न-अगुरुलहुचउ ] વર્ણાદિચતુષ્ક, અગુરુલઘુચતુષ્ક-અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત અને ઉચ્છ્વાસનામ-એ [तीसंतो] ત્રીશ પ્રકૃતિઓનો અન્ત-બન્ધવિચ્છેદ [ छलंसि ] છઠ્ઠા ભાગને અંતે થાય એટલે [ चरमे ] છેલ્લા સાતમા ભાગને વિષે [ छवीस-बन्धो ] છવીશ પ્રકૃતિઓનો બન્ધ હોય, ત્યાં [ हास-रई-कुच्छ-भय-भेओ ] હાસ્ય, રતિ, કુત્સા-જુગુપ્સા અને ભયનો ભેદ-વિચ્છેદ થાય.

**વિવેચનઃ**—અપૂર્વકરણ ગુણસ્થાનકના સાત ભાગ કરવા, તેમાં પ્રથમ ભાગને વિષે પૂર્વે કહેલી અઠ્ઠાવન પ્રકૃતિઓ હોય છે. ત્યાં પ્રથમ ભાગને અન્તે નિદ્રાદ્વિક-નિદ્રા

અને પ્રચલાનો બન્ધવિચ્છેદ થાય, કારણ કે આગળ તેના બન્ધને યોગ્ય અધ્યવસાયસ્થાન નથી, એટલે બીજે, ત્રીજે, ચોથે, પાંચમે અને છઠ્ઠે—એ પાંચ ભાગને વિષે છપ્પન પ્રકૃતિઓ બંધમાં હોય છે. હવે છઠ્ઠે ભાગે દેવગતિ, દેવાનુપૂર્વી, પંચેન્દ્રિયજાતિ, શુભવિહાયોગતિ, યશનામ શિવાય ત્રસાદિ નવ પ્રકૃતિઓ, વૈક્રિયશરીર, આહારકશરીર, તૈજસશરીર, કાર્મણશરીર, વૈક્રિયઅંગોપાંગ. આહારકઅંગોપાંગ, સમચતુરસ્ર, નિર્માણનામ, જિનનામ, વર્ણાદિચતુષ્ક, અગુરુલઘુચતુષ્ક—અગુરુલઘુ, ઉપઘાત,પરાઘાત અને ઉચ્છ્વાસનામ—એ નામ કર્મની ત્રીશ પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ થાય, એટલે સાતમા ભાગને વિષે છવીશ પ્રકૃતિઓ બંધમાં હોય, ત્યાં હાસ્ય, રતિ, જુગુપ્સા અને ભય—એ ચાર પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ થાય એટલે અનિવૃત્તિગુણસ્થાનકે જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, વેદનીય એક, મોહનીય પાંચ, નામકર્મ એક, ગોત્ર એક, અને અંતરાયની પાંચ—એમ બાવીશ પ્રકૃતિઓનો બંધ હોય છે.

અનિવૃત્તિગુણસ્થાનકે ઉત્તર પ્રકૃતિઓનો બન્ધ અને તેનો વિચ્છેદ તથા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે બંધ કહે છે—

अनियट्टिभागपणगे इगेगहीणो दुवीसविहबंधो ।
पुम—संजलणचउण्हं कमेण छेओ सतर सुहुमे ॥११॥

[ अनिवृत्तिभागपंचके एकैकहीनो द्वाविंशतिविधबन्धः ।
पुंस्—सञ्ज्वलनचतुर्णां क्रमेण च्छेदः सप्तदश सूक्ष्मे ॥११॥ ]

અર્થ.—[ अनियट्टिभागपणगे ] અનિવૃત્તિના પાંચ ભાગને વિષે [ इगेगहीणो ] એક એક પ્રકૃતિહીન [ दुवीसविहबंधो ] બાવીશ પ્રકૃતિઓનો બન્ધ હોય છે. [ पुम—

सजलणचउण्हं ] પુરુષવેદ અને સંજ્વલનાદિ ચાર પ્રકૃતિઓનો [ कमेण ] અનુક્રમે [ छेओ ] છેદ-બન્ધવિચ્છેદ થાય, એટલે [ सत्तर ] સત્તર પ્રકૃતિઓ [ सुहुमे ] સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે હોય.

**વિવેચનઃ**— અનિવૃત્તિગુણસ્થાનકના પાંચ ભાગ કરવા, તેમાં પ્રત્યેક ભાગે પુરુષવેદ, સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભમાંથી એક એક પ્રકૃતિહીન બાવીશ પ્રકૃતિઓનો બન્ધ જાણવો. ત્યાં પુરુષવેદનો બન્ધવિચ્છેદ થાય એટલે બીજા ભાગે એકવીશ પ્રકૃતિઓનો બન્ધ, સંજ્વલનક્રોધનો બન્ધવિચ્છેદ થાય એટલે ત્રીજા ભાગે વીશ પ્રકૃતિઓનો બન્ધ, સંજ્વલનમાનનો બન્ધવિચ્છેદ થાય એટલે ચોથા ભાગે ઓગણીશ પ્રકૃતિઓનો બન્ધ, ત્યાં માયાનો બન્ધવિચ્છેદ થાય એટલે પાંચમા ભાગે અઢાર પ્રકૃતિઓનો બન્ધ, અને પાંચમા ભાગને અન્તે લોભનો બન્ધવિચ્છેદ થાય એટલે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે સત્તર પ્રકૃતિઓનો બન્ધ હોય. ત્યાં બાદરકષાયનો ઉદય નથી, માત્ર સૂક્ષ્મ લોભનો ઉદય છે, તેથી તેનો બન્ધ થતો નથી. તેમાં જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ ચાર, વેદનીય એક, નામ એક, ગોત્રકર્મ એક અને અંતરાય કર્મની પાંચ પ્રકૃતિઓ મળીને સત્તર પ્રકૃતિઓ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે બંધાય છે.

હવે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે સોળ પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ બતાવે છેઃ—

चउदंसणु-च-जस-नाण-विग्घदसगं ति सोलसुच्छेओ ।
तिसु सायबन्ध छेओ सजोगि बंधं तु अणंतो अ ॥ १२ ॥

[चतुर्दर्शनो-च-यशः-ज्ञान-विघ्नदशकमिति षोडशोच्छेदः।
त्रिषु सातबन्धच्छेदः सयोगिनि बधान्तो अनन्तश्च ॥१२॥]

અર્થ:—[ चउदंसणु-च-जस-नाण-विग्घदसगं ति ] ચાર દર્શનાવરણ,ઉચ્ચગોત્ર, યશ કીર્તિનામ, જ્ઞાન-વિઘ્નદશક-પાંચ જ્ઞાનાવરણ અને પાંચ અંતરાય કર્મ બંને મળી દશ પ્રકૃતિઓ–એ પ્રમાણે [ सोलसुच्छेओ ] સોલ પ્રકૃતિઓનો બન્ધવિચ્છેદ થાય. [ तिसु ] ત્રણ ગુણસ્થાનકે–ઉપશાંતમોહ, ક્ષીણમોહ અને સયોગિગુણસ્થાનકે [ सायबन्ध ] સાત વેદનીયનો બન્ધ હોય, તેનો [ सजोगि ] સયોગિગુણસ્થાનકે [ छेओ ] બન્ધવિચ્છેદ થાય. એ પ્રમાણે [ बंधंतु अणंतो य ] બન્ધનો અન્ત હોય છે અને અન્ત હોતો નથી.

**વિવેચન:**—ચાર દર્શનાવરણ–ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવલદર્શનાવરણ; ઉચ્ચગોત્ર, યશઃકીર્તિનામ, પાંચ જ્ઞાનાવરણ અને પાંચ અન્તરાય–એ પ્રમાણે સોલ પ્રકૃતિઓનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે બન્ધવિચ્છેદ થાય છે. આ બન્ધ સાંપરાયિક-કષાયજન્ય છે, અને પછીના ઉપશાન્તમોહ, ક્ષીણમોહ અને સયોગીકેવલી–એ ત્રણ ગુણસ્થાનકે સાતાવેદનીયનો બે સમયનો બંધ થાય છે, તે સાંપરાયિક નથી, પણ યોગજન્ય છે, તેની માત્ર બે સમયની સ્થિતિ છે, પ્રથમ સમયે બંધાય છે, બીજા સમયે ઉદયમાં આવે છે અને ત્રીજા સમયે નાશ પામે છે. તેનો સયોગીકેવલી ગુણસ્થાનકે બન્ધવિચ્છેદ થાય છે, એટલે અયોગીગુણસ્થાનકે યોગરૂપ હેતુ નહિ હોવાથી કર્મનો બન્ધ થતો નથી. જે જે ગુણ-સ્થાનકે જે જે પ્રકૃતિઓના બન્ધ હેતુનો વિચ્છેદ થાય તે તે ગુણસ્થાનકે તે તે પ્રકૃતિઓના બન્ધનો અન્ત–વિચ્છેદ

થાય છે, અને જે જે ગુણસ્થાનકે જે જે પ્રકૃતિઓના બન્ધ હેતુનો વિચ્છેદ થતો નથી તે તે ગુણસ્થાનકે તે તે પ્રકૃતિઓના બન્ધનો વિચ્છેદ નથી. જેમ મિથ્યાદષ્ટિગુણસ્થાનકે નરકત્રિકાદિ સોળ પ્રકૃતિઓના બન્ધનું કારણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ છે, તેમાં પ્રધાન હેતુ મિથ્યાત્વનો વિચ્છેદ થવાથી મિથ્યાદષ્ટિગુણસ્થાનકે તે પ્રકૃઓના બન્ધનો વિચ્છેદ થાય છે, કેમકે તેથી આગળના ગુણસ્થાનકે મિથ્યાત્વરૂપ કારણ નહિ હોવાથી તેનો બન્ધ થતો નથી, અને બીજી પ્રકૃતિઓના બન્ધના હેતુઓ હોવાથી તેના બન્ધનો વિચ્છેદ થતો નથી. એ પ્રમાણે બીજા ગુણસ્થાનકોને વિષે પણ જે પ્રકૃતિઓના હેતુઓનો વિચ્છેદ થાય તે પ્રકૃતિઓના બન્ધનો વિચ્છેદ થાય છે, જેના બન્ધના હેતુઓનો વિચ્છેદ થતો નથી. તેનો બન્ધ ચાલુ હોય છે.

## बन्धाधिकार समाप्त.



## બન્ધયન્ત્ર.

| ક્રમાંક | ગુણસ્થાનોના નામ | મૂળ પ્રકૃતિ | ઉત્તર પ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુષ | નામ | ગોત્ર | અન્તરાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઓઘ | ૮ | ૧૨૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૭ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વ | ૮ | ૧૧૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદન | ૮ | ૧૦૧ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૩ | ૫૧ | ૨ | ૫ |
| ૩ | મિશ્ર | ૭ | ૭૪ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૬ | ૧ | ૫ |
| ૪ | અવિરતિ સમ્યગ્દષ્ટિ | ૮ | ૭૭ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૨ | ૩૭ | ૧ | ૫ |
| ૫ | દેશવિરતિ | ૮ | ૬૭ | ૫ | ૬ | ૨ | ૧૫ | ૧ | ૩૨ | ૧ | ૫ |
| ૬ | પ્રમત્તસયત | ૮ | ૬૩ | ૫ | ૬ | ૨ | ૧૧ | ૧ | ૩૨ | ૧ | ૫ |
| ૭ | અપ્રમત્તસયત | ૮/૭ | ૫૯/૫૮ | ૫ | ૬ | ૧ | ૯ | ૧/૦ | ૩૧ | ૧ | ૫ |
| ૮ | અપૂર્વકરણ ૧ લો ભાગ | ૭ | ૫૮ | ૫ | ૬ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ,, ૨ જો ભાગ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ,, ૩ જો ભાગ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ,, ૪ થો ભાગ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ,, ૫ મો ભાગ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ,, ૬ ઠો ભાગ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ,, ૭ મો ભાગ | ૭ | ૨૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૧ | ૧ | ૫ |
| ૯ | અનિવૃત્તિ ગુ૦ ૧ લો ભાગ | ૭ | ૨૨ | ૫ | ૪ | ૧ | ૫ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ,, ,, ૨ જો ભાગ | ૭ | ૨૧ | ૫ | ૪ | ૧ | ૪ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ,, ,, ૩ જો ભાગ | ૭ | ૨૦ | ૫ | ૪ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ,, ,, ૪ થો ભાગ | ૭ | ૧૯ | ૫ | ૪ | ૧ | ૨ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ,, ,, ૫ મો ભાગ | ૭ | ૧૮ | ૫ | ૪ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મસંપરાય | ૬ | ૧૭ | ૫ | ૪ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૫ |
| ૧૧ | ઉપશાન્તમોહ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | ક્ષીણમોહ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | સયોગિકેવલી | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૪ | અયોગિકેવલી | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# उदय.

उदओ विवागवेयणमुदीरणमपत्ति इह दुवीससयं ।
सतरसयं मिच्छे मीस-सम्म-आहार-जिणणुदया ॥१३॥
[ उदयो विपाकवेदनमुदीरणाऽप्राप्ते इह द्वाविंश शतम् ।
सप्तदशशतं मिथ्या(दृष्टौ) मिश्र-सम्यग्-आहार-जिनानुदयात् ॥ १३ ॥ ]

અર્થ:—[ विवागवेयण ] વિપાક–રસનું–કર્મશક્તિનું વેદન–અનુભવ કરવો તે [ उदओ ] ઉદય, [ अपत्ति ] અપ્રાપ્ત સમયે વિપાકનો અનુભવ કરવો તે [ उदीरण ] ઉદીરણા. [ इह ] અહિં–ઉદય અને ઉદીરણામાં સામાન્યે [ दुवीससय ] એકસો બાવીશ ઉત્તર પ્રકૃતિઓ છે. [ मिच्छे ] મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે [मीस-सम्म-आहार-जिणणुदया] મિશ્રમોહનીય, સમ્યક્ત્વમોહનીય, આહારકદ્વિક અને જિનનામનો ઉદય નહિ હોવાથી [ सतरसय ] એકસો સત્તર પ્રકૃતિઓ હોય છે.

**વિવેચન:**—આત્માની સાથે લાગેલા અને [1]ઉદયસમયને પ્રાપ્ત થયેલા શુભાશુભ કર્મપુદ્‌ગલોના વિપાક–શુભાશુભ ફલનો અનુભવ થાય તે ઉદય. ક્રમશ: ઉદયમાં આવતા

[1] કોઇ પણ કર્મ બંધાયા પછી જ્યાંસુધી તેનો અબાધાકાલ પૂરો ન થાય ત્યાં સુધી તેનો ઉદય થતો નથી. ઉદય થયા પછી બધા કર્મપુદ્‌ગલો એક સાથે ઉદયમાં આવતા નથી, પણ ક્રમશ: ઉદયમાં આવે છે. ઉદયસમયથી માંડી એક આવલિકા કાલની અંદર ઉદયમાં આવવા યોગ્ય પુદ્‌ગલો ઉદયસમયને પ્રાપ્ત થયેલાં, અને આવલિકા પછી ઉદયમાં આવવા યોગ્ય પુદ્‌ગલો ઉદયસમયને અપ્રાપ્ત થયેલાં કહેવાય છે.

કર્મપુદ્‌ગલોમાં ઉદયસમયને અપ્રાપ્ત કર્મપુદ્‌ગલોના શુભાશુભ ફલનો પ્રયત્ન વિશેષથી પ્રથમ જ અનુભવ કરવો તે ઉદીરણા. અહિં ઉદય અને ઉદીરણાને વિષે સામાન્યતઃ એકસો બાવીશ પ્રકૃતિઓ છે, કારણ કે સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય બંધમાં નથી, પણ મિથ્યાત્વમોહનીયના સંક્રમવડે થયેલી તે બન્ને પ્રકૃતિઓ ઉદયમાં હોય છે. મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે એકસો સત્તર પ્રકૃતિઓ ઉદયમા હોય છે, કારણ કે ત્યાં મિશ્રમોહનીય, સમ્યક્ત્વમોહનીય આહારકદ્વિક—આહારક શરીર અને આહારક અંગોપાગ તથા જિનનામનો ઉદય હોતો નથી, મિશ્રમોહનીયનો ઉદય મિશ્રગુણસ્થાનક શિવાય અન્યત્ર હોતો નથી, સમ્યક્ત્વમોહનીયનો ઉદય અવિરતિસમ્યગ્દૃષ્ટયાદિ ગુણસ્થાનકે, આહારકદ્વિકનો ઉદય પ્રમત્તાદિગુણસ્થાનકે અને જિનનામનો ઉદય સયોગીકેવલ્યાદિગુણસ્થાનકે હોય છે, તેથી એકસો બાવીશ પ્રકૃતિઓમાથી આ પાંચ પ્રકૃતિઓ બાદ કરતાં મિથ્યાદૃષ્ટિગુણસ્થાનકે ઉદયમા જ્ઞાનાવરણ પાચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય છવ્વીશ, આયુષ ચાર, નામકર્મ ચોસઠ, ગોત્રકર્મ બે અને અન્તરાયકર્મ પાચ—સર્વ મળીને એકસો સત્તર ઉત્તર પ્રકૃતિઓ હોય છે.

હવે મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદનગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓનો વિચ્છેદ થાય છે તે જણાવે છે —

सुहुमतिगायव–मिच्छं मिच्छंतं सासणे इगारसयं ।
निरयाणुपुव्विणुदया अण–थावर–इग–विगलअंतो ॥१४॥

[ सूक्ष्मत्रिका–तप–मिथ्यात्व मिथ्यान्त सास्वादने एकादशशतम् ।
निरयानुपूर्व्यनुदयाद् अनन्त–स्थावर–एक–विकलान्त.॥१४॥]

અર્થ:—[ सुहुमतिगायव-मिच्छ ] સૂક્ષ્મત્રિક, આતપનામ અને મિથ્યાત્વમોહનીયનો [ मिच्छत्त ] મિથ્યાદૃષ્ટિગુણસ્થાનકે અન્ત-વિચ્છેદ થાય, એટલે [ सासणे ] સાસ્વાદનગુણસ્થાનકે [इगारसय] એકસો અગીયાર ઉત્તર પ્રકૃતિઓ હોય છે. કેમકે ત્યાં [ निरयाणुपुव्विणुदया ] નરકાનુપૂર્વીનો ઉદય હોતો નથી. ત્યાં [ अण-थावर-इग-विगलअंतो ] અનન્તાનુબન્ધી ચાર કષાય, સ્થાવરનામ, એકેન્દ્રિયજાતિ અને વિકલેન્દ્રિય જાતિનો વિચ્છેદ થાય છે.

વિવેચન:—સૂક્ષ્મત્રિક-સૂક્ષ્મનામ, અપર્યાપ્તનામ અને સાધારણનામ, આતપનામ તથા મિથ્યાત્વમોહનીય-એ પાચ પ્રકૃતિઓનો મિથ્યાદૃષ્ટિગુણસ્થાનકે વિચ્છેદ થાય છે, કેમકે સૂક્ષ્મનામનો ઉદય સૂક્ષ્મ એકેન્દ્રિયને વિષે હોય છે, પણ તેમા સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ઉત્પન્ન થતો નથી અપર્યાપ્તનામકર્મનો ઉદય બધા અપર્યાપ્ત જીવોમા હોય છે, પણ સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ જેને પર્યાપ્તનામકર્મનો ઉદય છે એવા કરણાપર્યાપ્તમા ઉત્પન્ન થાય છે સાધારણનામ કર્મનો ઉદય સાધારણ વનસ્પતિજીવોને હોય છે, પણ સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિ સાધારણ વનસ્પતિમા ઉપજતો નથી. આતપનામનો ઉદય સૂર્યમંડલમાં રહેલા બાદર પૃથિવીકાયિક જીવોને શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા પછી હોય છે; પરન્તુ સાસ્વાદન ગુણસ્થાનક શરીરપર્યાપ્તિ પૂરી થયા પહેલાં હોય છે, અને તે વખતે આતપનામકર્મનો ઉદય હોતો નથી શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા પછી તેનો ઉદય થાય છે, પણ તે વખતે તેને સાસ્વાદન ગુણસ્થાનક હોતું નથી મિથ્યાત્વમોહનીયનો ઉદય તો મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે જ હોય છે, આગળના ગુણસ્થાનકે હોતો નથી માટે એ પાચ પ્રકૃતિઓ

બાદ કરતાં એકસો બાર પ્રકૃતિઓ બાકી રહે, પણ ત્યાં નરકાનુપૂર્વીનો ઉદય નહિ હોવાથી એકસો અગીયાર પ્રકૃતિઓ હોય છે, કેમકે નરકાનુપૂર્વીનો ઉદય વક્ર–વિગ્રહ–ગતિવડે નરકમાં જતા જીવને હોય છે, પરન્તુ સાસ્વાદન અવસ્થામાં કોઇ પણ જીવ નરકમાં જતો નથી, માટે સાસ્વાદનગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય પચીશ, આયુષ ચાર, નામકર્મ ઓગણસાઠ, ગોત્રકર્મ બે અને અન્તરાયકર્મ પાંચ–સર્વ મળીને ઉદયમાં એકસોઅગીયાર પ્રકૃતિઓ હોય છે.

હવે સાસ્વાદનગુણસ્થાનકે અનન્તાનુબન્ધી ક્રોધ, માન, માયા, લોભ, સ્થાવરનામકર્મ, એકેન્દ્રિયજાતિ અને વિકલેન્દ્રિય–બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય જાતિ–એ નવ પ્રકૃતિઓનો વિચ્છેદ થાય છે, કારણ કે અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી સમ્યક્ત્વ હોતું નથી, તેમજ અનન્તાનુબન્ધી કષાયના ઉદયવાળો કોઇ પણ જીવ મિશ્રગુણસ્થાનકે જતો નથી. જેણે પહેલાં ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે એવા કોઇ જીવને અનન્તાનુબન્ધીનો ઉદય થાય તો તે સાસ્વાદને જાય છે. માટે અનન્તાનુબન્ધીના ઉદયમાં ઉપરના ગુણસ્થાનકો હોતા નથી, સ્થાવરનામ કર્મ અને એકેન્દ્રિયજાતિ એકેન્દ્રિયવડે વેદવા લાયક છે, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, અને ચઉરિન્દ્રિયજાતિ વિકલેન્દ્રિયવડે વેદવા લાયક છે, અને ઉપરના ગુણસ્થાનકો સો સંજ્ઞીપંચેન્દ્રિયોને જ હોવાથી ત્યાં એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયજાતિ નામનો ઉદય હોતો નથી. માટે ઉપરના ગુણસ્થાનકે આ નવ પ્રકૃતિઓ ઉદયમાં હોતી નથી.

मीसे सयमणुपुव्वीणुदया मीसोदएण मीसंतो ।
चउसयमजए सम्मा–णु–पुव्विखेवा विअकसाया ॥ १६ ॥
मणु–तिरिणुपुव्वि–विउवट्ठ–दुहग–अणाइज्जदुग सतरछेओ ।
सगसीइ देसि तिरिगइ–आउ–नि–उज्जोय–तिकसाया ॥१७॥

[ मिश्रे शतमनुपूर्व्यनुदयात् मिश्रोदयेन मिश्रान्तः ।
चतुःशतं अयते सम्यग्–आनुपूर्वी–क्षेपात् द्वितीयकषायाः ॥१६॥]
[ मनुष्य–तिर्यगानुपूर्वी–वैक्रियाष्टक–दुर्भग–अनादेयद्विक–सप्तदशच्छेदः ।
सप्ताशीतिर्देशे तिर्यग्गति–आयु–नीचैरुद्योत–त्रिकषायाः ॥१७॥]

અર્થ.—[ अणुपुव्वीणुदया ] આનુપૂર્વીનો ઉદય નહિ હોવાથી અને [ मीसोदएण ] મિશ્રમોહનીયનો ઉદય હોવાથી [ मीसे ] મિશ્રગુણસ્થાનકે [ सयं ] સો પ્રકૃતિ હોય છે. ત્યાં [ मीसंतो ] મિશ્રમોહનીયનો વિચ્છેદ થાય એટલે [ अजए ] અવિરતિ સમ્યગ્દૃષ્ટિગુણસ્થાનકે [सम्मा–णु–पुव्विखेवा ] સમ્યક્ત્વમોહનીય અને આનુપૂર્વીચતુષ્કનો પ્રક્ષેપ કરવાથી [चउसयं] એકસો ચાર પ્રકૃતિઓ હોય છે. ત્યાં [ वियकसाया ] બીજા અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયો—

[ मणु–तिरिणुपुव्वि– ]મનુષ્યાનુપૂર્વી અને તિર્યંચાનુપૂર્વી, [ –विउवट्ठ– ] વૈક્રિયાષ્ટક, [ –दुहग– ] દૌર્ભાગ્યનામકર્મ [–अणाइज्जदुग–] અનાદેયદ્વિક [ सतरछेओ ] એ સત્તર પ્રકૃતિઓનો છેદ થાય એટલે [ देसि ] દેશવિરતિગુણસ્થાનકે [सगसीइ]સત્યાશી પ્રકૃતિઓ હોય, ત્યાં [तिरिगइ–आउ–नि–उज्जोय–तिकसाया] તિર્યંચગતિ, તિર્યંચાયુષ,નીચગોત્ર, ઉદ્યોતનામકર્મ અને ત્રીજા ચાર કષાયો–( એનો વિચ્છેદ થાય. )

**વિવેચનઃ**—મિશ્રગુણસ્થાનકે તિર્યંચાનુપૂર્વી, મનુષ્યાનુપૂર્વી અને દેવાનુપૂર્વીનો ઉદય હોતો નથી, અને નરકાનુપૂર્વી તો સાસ્વાદનગુણસ્થાનકે વિચ્છિન્ન થયેલી છે, તેથી અહિં ત્રણ આનુપૂર્વી ગ્રહણ કરવી પણ તેનો ઉદય મિશ્રદૃષ્ટિને હોતો નથી, કારણ કે મિશ્રદૃષ્ટિ કાલ કરતો નથી, તેથી સાસ્વાદનગુણસ્થાનકે વિચ્છેદ થયેલી પૂર્વોક્ત નવ પ્રકૃતિઓ અને આનુપૂર્વીત્રિકને બાદ કરતાં શેષ નવ્વાણુ પ્રકૃતિઓ રહે, અને ત્યા મિશ્રમોહનીયનો ઉદય હોવાથી તેનો પ્રક્ષેપ કરતા મિશ્રગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય બાવીશ, આયુષ ચાર, નામકર્મ એકાવન, ગોત્રકર્મ બે અને અન્તરાયકર્મ પાચ–સર્વ મળીને સો પ્રકૃતિઓ હોય છે.

હવે મિશ્રગુણસ્થાનકે મિશ્રમોહનીયનો વિચ્છેદ થાય, અને સમ્યક્ત્વમોહનીય અને ચાર આનુપૂર્વીનો ઉદય હોવાથી તેનો પ્રક્ષેપ કરીએ એટલે અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય બાવીશ, આયુષ ચાર, નામકર્મ પચાવન, ગોત્રકર્મ બે અને અતરાયકર્મ પાચ–સર્વ મળીને એકસો ચાર પ્રકૃતિઓ ઉદયમા હોય છે હવે ત્યાં બીજા અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માન, માયા, લોભ, મનુષ્યાનુપૂર્વી અને તિર્યંચાનુપૂર્વી વૈક્રિયાષ્ટક-વૈક્રિયશરીર, વૈક્રિયઅંગોપાગ, દેવગતિ, દેવાનુપૂર્વી, દેવાયુ, નરકગતિ, નરકાનુપૂર્વી અને નરકાયુષ–દૌર્ભાગ્યનામ કર્મ, અનાદેયદ્વિક–અનાદેય અને અયશ કીર્તિ–એ સત્તર પ્રકૃતિઓનો અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનકે ઉદયમા વિચ્છેદ

થાય છે, એટલે દેશવિરતિગુણસ્થાનકે સત્યાશી પ્રકૃતિઓ હોય. કેમકે જ્યાંસુધી બીજા કષાયનો ઉદય હોય ત્યાં સુધી દેશવિરતિની પ્રાપ્તિ ન થાય. જેણે પૂર્વે દેશવિરત્યાદિ પ્રાપ્ત કરેલ છે, તેને પણ બીજા અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયનો સંભવ નથી, માટે દેશવિરત્યાદિ ગુણસ્થાનકે તેના ઉદયનો અભાવ હોય છે. મનુષ્યાનુપૂર્વી અને તિર્યંચાનુપૂર્વીનો ઉદય પરભવ જતાં પ્રથમના ત્રણ સમયે અન્તરાલગતિમાં હોય છે. મનુષ્ય અને તિર્યંચને આઠ વર્ષની ઉમ્મર બાદ દેશવિરત્યાદિ ગુણસ્થાનકોનો સંભવ છે. માટે તેને મનુષ્યાનુપૂર્વી અને તિર્યંચાનુપૂર્વીનો સંભવ નથી. દેવત્રિક અને નરકત્રિકનો ઉદય દેવો અને નારકોનેજ હોય છે, અને તેઓમાં દેશવિરત્યાદિ ગુણસ્થાનકો હોતા નથી. વૈક્રિયશરીર અને વૈક્રિયઅંગોપાંગનો ઉદય દેવ અને નારકોને ભવપ્રત્યયિક હોય છે. યદ્યપિ તિર્યંચ અને મનુષ્યને વૈક્રિયશરીર ગુણનિમિત્તક હોય છે. પરન્તુ અહિં ભવનિમિત્તક વૈક્રિયશરીર અને વૈક્રિયનામકર્મની વિવક્ષા હોવાથી દેશવિરત્યાદિ ગુણસ્થાનકે તેના ઉદયની પૂર્વાચાર્યોએ વિવક્ષા કરી નથી. દૌર્ભાગ્ય, અનાદેય અને અપયશકીર્તિ—એ ત્રણ પ્રકૃતિઓ દેશવિરત્યાદિ ગુણસ્થાનકે વિરતિના સદ્ભાવથી ઉદયમાં હોતી નથી, માટે એ પ્રકૃતિઓ અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનકે વિચ્છિન્ન થયેલી જાણવી; એટલે દેશવિરતિ ગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય અઢાર, આયુષ બે, નામકર્મ ચુમ્માલીશ, ગોત્રકર્મ બે અને અન્તરાયકર્મ પાંચ—સર્વ મળીને સત્યાશી પ્રકૃતિઓ ઉદયમાં હોય છે

હવે ત્યાં તિર્યંચગતિ, તિર્યંચાયુષ, નીચગોત્ર, ઉદ્યોત-નામ કર્મ અને ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદયવિચ્છેદ થાય, કારણ કે તિર્યંચગતિ, તિર્યંચાયુષ અને ઉદ્યોતનામકર્મ એ ત્રણ પ્રકૃતિઓનો ઉદય તો તિર્યંચગતિમાં હોય છે, અને તેઓને પહેલેથી પાંચ ગુણસ્થાનકોનો સંભવ છે; માટે ઉપરના ગુણસ્થાનકે તે પ્રકૃતિઓના ઉદયનો અભાવ છે, નીચગોત્રનો ઉદય તિર્યંચગતિમાં સ્વભાવથી અવશ્ય હોય છે, માટે દેશવિરતિ તિર્યંચોને પણ નીચગોત્રનો ઉદય જાણવો. મનુષ્યને દેશવિરત્યાદિ ગુણસ્થાનકે વિરતિગુણ પ્રગટ થવાથી તે નિમિત્તે ઉચ્ચગોત્રનો ઉદય થાય છે, પણ નીચગોત્રનો ઉદય હોતો નથી ત્રીજા કષાયના ઉદયથી દેશવિરતિ પ્રાપ્ત થાય પણ સર્વવિરતિ ચારિત્રનો લાભ ન થાય, માટે આગળના ગુણસ્થાનકે ત્રીજા કષાયનો ઉદય ન હોય.

યદ્યપિ ઉત્તર વૈક્રિયશરીર કરતાં સાધુને અને દેવોને ઉદ્યોતનામ કર્મનો ઉદય છે, તેથી તેનો ઉદય પ્રમત્તાદિ ગુણસ્થાનકે સંભવિત છે, પરન્તુ તે લબ્ધિપ્રયુક્ત હોવાથી તેની અહિં વિવક્ષા કરી નથી. માત્ર તિર્યંચોને સ્વાભાવિક (ઉત્તર વૈક્રિય શિવાય) ઉદ્યોતનામનો ઉદય હોય છે તે અહિં વિવક્ષિત છે.

હવે પ્રમત્ત અને અપ્રમત્તગુણસ્થાનકે ઉદયને આશ્રયી કેટલી પ્રકૃતિઓ હોય તે જણાવે છેઃ—

अट्ठच्छेओ इगसी पमत्ति आहार जुगलपक्खेवा ।
थीणतिगा-हारगदुगच्छेओ छसयरि अपमत्ते ॥१७॥

[ अष्टच्छेद एकाशीतिः प्रमत्ते, आहारयुगलप्रक्षेपात् ।
स्त्यानत्रिका-हारकद्विकच्छेदः षट्सप्ततिरप्रमत्ते ॥१७॥ ]

અર્થઃ—[ अट्ठच्छेओ ] આઠ પ્રકૃતિઓનો છેદ થાય એટલે [ पमत्ति ] પ્રમત્તગુણસ્થાનકે [ इगसी ] એકાશી પ્રકૃતિઓ હોય. કારણ કે ત્યાં [ आहारजुगलपक्खेवा ] આહારકદ્વિકનો પ્રક્ષેપ થાય, ત્યાં [ थीणतिगा-हारगदुगच्छेओ ] થીણદ્ધિત્રિક અને આહારકદ્વિકનો છેદ થાય તેથી [अपमत्ते] અપ્રમત્તગુણસ્થાનકે [ छसयरि ] છોંતેર પ્રકૃતિઓ હોય.

વિવેચનઃ—દેશવિરતિ ગુણસ્થાનકે પૂર્વે કહેલી સત્યાશી પ્રકૃતિઓમાંથી તિર્યંચગતિ, તિર્યંચાયુષ, નીચગોત્ર, ઉદ્યોતનામ અને ત્રીજા અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાય–એ આઠ પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય એટલે ઓગણાએંશી પ્રકૃતિઓ બાકી રહે, તેમાં આહારકશરીરનામ અને આહારક અંગોપાગનામનો પ્રક્ષેપ કરતા એકાશી પ્રકૃતિઓ ઉદયમાં પ્રમત્તસંયત ગુણસ્થાનકે હોય, કારણ કે આહારકલબ્ધિ પ્રાપ્ત યતિને આહારકશરીર કરતાં આહારકશરીરનામ અને આહારકઅંગોપાંગનામનો ઉદય હોય છે. અને તે લબ્ધિનો ઉપયોગ કરતા તેની ઉત્સુકતાના કારણે તેને તે વખતે પ્રમાદ હોવાથી પ્રમત્તગુણસ્થાનક હોય છે. તેથી જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય ચૌદ, આયુષ એક, નામકર્મ ચુમાલીશ, ગોત્રકર્મ એક અને અન્તરાયકર્મ પાચ –સર્વ મળીને પ્રમત્તસંયતગુણસ્થાનકે એકાશી પ્રકૃતિઓનો ઉદય હોય છે

ત્યાં થીણદ્ધિત્રિક–થીણદ્ધિ, નિદ્રાનિદ્રા અને પ્રચલાપ્રચલા; તથા આહારકશરીરનામ અને આહારકઅંગોપાંગનામ–એ

પાંચ પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય. એટલે છોંતેર પ્રકૃતિઓ અપ્રમત્તગુણસ્થાનકે હોય, કારણ કે થીણદ્ધિત્રિકનો ઉદય પ્રમાદરૂપ હોવાથી અને આત્મિક વિશુદ્ધિનો બાધક હોવાથી અપ્રમત્તગુણસ્થાનકે હોતો નથી, તેમજ આહારક શરીર કરતાં ઔત્સુક્યના વશથી અવશ્ય પ્રમાદાધીન થાય છે, માટે તે વખતે તેને આહારકદ્વિકનો ઉદય હોય છે, અપ્રમત્તગુણસ્થાનકે વિશુદ્ધિ હોવાથી આહારકલબ્ધિનો ઉપયોગ કરતો નથી, માટે તેને ત્યાં આહારકદ્વિકના ઉદયનો સંભવ નથી પરન્તુ પ્રમત્તયતિ આહારક શરીર કરી પછી તરતજ વિશુદ્ધિના સામર્થ્યથી અપ્રમત્તગુણસ્થાનકે આવે ત્યારે તેને થોડા કાલ આહારક દ્વિકના ઉદયનો સંભવ છે, પરન્તુ પ્રાચીન આચાર્યોએ તે થોડા કાલ માટે હોવાથી કે બીજા કોઇ કારણે તેની વિવક્ષા કરી નથી. તેથી અપ્રમત્તગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ છ, વેદનીય બે, મોહનીય ચૌદ, આયુષ એક, નામકર્મ બેતાલીશ, ગોત્રકર્મ એક અને અન્તરાયકર્મ પાંચ—સર્વ મળીને ઉદયમાં છોંતેર પ્રકૃતિઓ હોય છે

અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મસંપરાય અને ઉપશાન્તમોહગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓ ઉદયમાં હોય, તથા કેટલી પ્રકૃતિઓનો વિચ્છેદ થાય તે જણાવે છે:—

सम्मत्तं–तिमसंघयणतियगच्छेओ बिसत्तरि अपुव्वे ।
हासाइछक्कअंतो छसट्ठि अनियट्टि वेयतिगं ॥ १८ ॥
संजलणतिगं छच्छेओ सट्ठि सुहुमंमि तुरियलोभंतो ।
उवसंतगुणे गुणसट्ठि, रिसह–नारायदुगअंतो ॥ १९ ॥

[ सम्यक्त्वान्तिमसहननत्रिकच्छेदो द्वासप्ततिरपूर्वे ।
हास्यादिषट्कान्तः षट्सप्ततिरनिवृत्तौ, वेदत्रिकम् ॥ १८॥
[ सज्वलनत्रिक षट्छेद षष्टि सूक्ष्मे, तुर्यलोभान्त ।
उपशान्तगुणे एकोनषष्टि, ऋषभ-नाराचद्विकान्त ॥ १९ ॥]

અર્થ.—[सम्मत्त-तिमसघयणतियगच्छेओ] સમ્યક્ત્વ-મોહનીય અને અન્તિમ-છેલ્લાં ત્રણ સઘયણનો વિચ્છેદ થાય એટલે [ अपुव्वे ] અપૂર્વકરણ ગુણસ્થાનકે [ बिसत्तरि ] બહોંતેર પ્રકૃતિઓ હોય ત્યાં [ हासाइछक्कअतो ] હાસ્યાદિ ૭ પ્રકૃતિઓનો વિચ્છેદ થાય, એટલે [ अनियट्टि ] અનિવૃત્તિ-ગુણસ્થાનકે [ छसट्ठि ] છાસઠ પ્રકૃતિઓ હોય, ત્યાં [वियतिगं] ત્રણવેદ અને [सजलणतिग] સજ્વલનત્રિક-ક્રોધ, માન અને માયા એ [छच्छेओ] ૭ પ્રકૃતિઓનો વિચ્છેદ થાય એટલે [ सुहुममि ] સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે [ सट्ठि ] સાઠ પ્રકૃતિઓ હોય, ત્યાં [ तुरियलोभंतो ] ચોથા સંજ્વલન લોભનો વિચ્છેદ થાય, તેથી [ उवसतगुणे ] ઉપશાન્તમોહ ગુણસ્થાનકે [ गुणसट्ठि ] ઓગણસાઠ પ્રકૃતિઓ હોય, ત્યાં [रिसह-नाराયदुगअतो ] ઋષભનારાચ અને નારાચ-એ બે સઘયણનો અન્ત-વિચ્છેદ થાય

**વિવેચન**—સમ્યક્ત્વમોહનીય, અર્ધનારાચનામ, કીલિકાનામ અને સેવાર્તનામ—એ ચાર પ્રકૃતિઓનો અપ્રમત્ત ગુણસ્થાનકે ઉદયમાથી વિચ્છેદ થાય, કારણ કે જેણે સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય અથવા ઉપશમ કર્યો હોય તે અપૂર્વકરણાદિ ગુણસ્થાનકે ક્ષપકશ્રેણિ અથવા ઉપશમશ્રેણિ કરે છે, માટે આગળના ગુણસ્થાનકે તેનો ઉદય હોતો નથી, છેલ્લા ત્રણ સઘયણવાળાને તેવા પ્રકારની વિશુદ્ધિ નહિ હોવાથી શ્રેણિ કરતા નથી, તેથી આગળના ગુણસ્થાનકે તેનો ઉદય

હોતો નથા. માટે પૂર્વોક્ત છોંતેર પ્રકૃતિઓમાંથી એ ચાર પ્રકૃતિઓ બાદ કરતાં અપૂર્વકરણ ગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ છ, વેદનીય બે, મોહનીય તેર, આયુષ એક, નામકર્મ ઓગણચાલીસ, ગોત્રકર્મ એક અને અન્તરાયકર્મ પાંચ–સર્વ મળીને બહોંતેર પ્રકૃતિઓ ઉદયમાં હોય છે.

ત્યા હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને જુગુપ્સા–એ છ પ્રકૃતિઓનો વિચ્છેદ થાય, કારણ કે હાસ્યાદિ ષટ્ક સંક્લેશરૂપ હોવાથી અને ઉપરના ગુણસ્થાનકોમાં અત્યન્ત વિશુદ્ધ પરિણામ હોવાથી ઉદયમાં હોતા નથી, માટે અપૂર્વકરણે તેનો ઉદય વિચ્છેદ થાય, એટલે અનિવૃત્તિગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ છ, વેદનીય બે, મોહનીય સાત, આયુષ એક, નામકર્મ ઓગણચાલીસ, ગોત્ર એક અને અન્તરાય પાંચ–સર્વ મળીને છાસઠ પ્રકૃતિઓ ઉદયમાં રહે છે.

પુરુષવેદ, સ્રીવેદ, નપુંસકવેદ, સંજ્વલન ક્રોધ, માન અને માયા–એ છ પ્રકૃતિઓનો અનિવૃત્તિબાદરગુણસ્થાનકે વિચ્છેદ થાય; જો સ્રીવેદે શ્રેણિનો પ્રારંભ કરે તો પ્રથમ સ્રીવેદનો ઉદય વિચ્છેદ થાય, ત્યાર પછી અનુક્રમે પુરુષવેદ, નપુંસકવેદ અને સંજ્વલનત્રિકનો ઉદયવિચ્છેદ થાય જો પુરુષવેદે શ્રેણિ માંડે તો પ્રથમ પુરુષવેદ, અને ત્યાર પછી અનુક્રમે સ્રીવેદ, નપુંસકવેદ અને સંજ્વલનત્રિકનો ઉદયવિચ્છેદ થાય. જો નપુંસકવેદે શ્રેણિ માંડે તો અનુક્રમે નપુંસકવેદ, સ્રીવેદ, પુરુષવેદ, અને સંજ્વલનત્રિકનો ઉદયવિચ્છેદ થાય.

પૂર્વોક્ત છાસઠ પ્રકૃતિઓમાંથી આ છ પ્રકૃતિ બાદ કરતાં સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ છ, વેદનીય બે, મોહનીય એક, આયુષ એક, નામકર્મ ઓગણચાળીસ, ગોત્ર એક, અને અન્તરાય પાંચ-સર્વ મળીને સાઠ પ્રકૃતિઓ હોય છે.

સૂક્ષ્મસંપરાયને અન્તે સંજ્વલન લોભનો વિચ્છેદ થાય એટલે ઉપશાંતમોહ ગુણસ્થાનકે ઉદયમાં ઓગણસાઠ પ્રકૃતિઓ હોય છે.

ત્યાં ઋષભનારાચ અને નારાચસંઘયણ—એ પ્રકૃતિઓનો વિચ્છેદ થાય છે, કારણ કે પ્રથમ વજ્રઋષભનારાચ સંઘયણવડેજ ક્ષપકશ્રેણિ ઉપર ચઢી શકાય છે, માટે ક્ષીણમોહાદિ ગુણસ્થાનકે એ બે સંઘયણ ઉદયમાં હોતા નથી, અને ઉપશમશ્રેણિ તો પ્રથમના ત્રણ સંઘયણવડે આરંભાય છે. માટે ઓગણસાઠમાંથી પૂર્વોક્ત બે પ્રકૃતિ બાદ કરતાં ક્ષીણમોહ ગુણસ્થાનકે સત્તાવન પ્રકૃતિઓ ઉદયમાં હોય છે.

ક્ષીણમોહ અને સયોગિકેવલી ગુણસ્થાનકે ઉદયમાં કેટલી પ્રકૃતિઓ હોય તે જણાવે છેઃ—

सगवन्न खीणदुचरिमि निद्ददुगंतो अ चरिमि पणवन्ना ।
नाणं-तराय-दंसणचउछेओ सजोगि बायाला ॥२०॥

[सप्तपंचाशत् क्षीणद्विचरमे निद्राद्विकान्तश्च चरमे पचपंचाशत्।
ज्ञाना-न्तराय-दर्शनचतुष्कच्छेदः सयोगिनि द्विचत्वारिंशत्॥२०]

અર્થઃ—[ सगवन्न ] સત્તાવન પ્રકૃતિઓ [खीणदुचरिमि] ક્ષીણમોહના દ્વિચરમસમયે હોય, ત્યાં [निद्दुगंतो अ] નિદ્રાદ્વિકનો વિચ્છેદ થાય, એટલે [ चरिमि ] છેલ્લા સમયે [ पणवन्ना ]

પંચાવન પ્રકૃતિઓ હોય, ત્યાં [ नाण-तराय-दंसणचउछेओ ] જ્ઞાનાવરણ, અન્તરાયકર્મ અને દર્શનાવરણચતુષ્કનો છેદ થાય, એટલે [ सजोगि ] સયોગીકેવલિગુણસ્થાનકે [ बायाला ] બહેંતાલીશ પ્રકૃતિઓ ઉદયમાં હોય.

**વિવેચનઃ**—ક્ષીણમોહ ગુણસ્થાનકના છેલ્લા બે સમય બાકી હોય ત્યાં સુધી પૂર્વોક્ત સત્તાવન્ન પ્રકૃતિઓ ઉદયમાં હોય છે. ત્યા નિદ્રા અને પ્રચલા—એ બે પ્રકૃતિઓનો વિચ્છેદ થાય એટલે તેના છેલ્લા સમયે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ ચાર, વેદનીય બે, આયુષ એક, નામકર્મ સાડત્રીશ, ગોત્રકર્મ એક અને અન્તરાયકર્મ પાંચ—સર્વ મળીને પંચાવન પ્રકૃતિઓ ઉદયમા હોય છે કોઇ આચાર્ય એમ માને છે કે, "નિદ્રા અને પ્રચલાનો ઉપશાન્તમોહ ગુણસ્થાનકે ઉદયવિચ્છેદ થાય છે, કેમકે પાચે નિદ્રાનો ઉદય ઘોલના પરિણામથી થાય છે, અને ક્ષપક અતિવિશુદ્ધ હોવાથી તેને નિદ્રાના ઉદયનો સંભવ નથી, પણ ઉપશમક તેટલો વિશુદ્ધ નહિ હોવાથી તેને નિદ્રાદ્વિકના ઉદયનો સંભવ છે.

ક્ષીણમોહગુણસ્થાનકને ચરમ સમયે પાંચ જ્ઞાનાવરણ, પાંચ અન્તરાય, અને ચાર દર્શનાવરણ—એ ચૌદ પ્રકૃતિ બાદ કરતાં એકતાલીશ પ્રકૃતિઓ બાકી રહે, તેમાં તીર્થંકરનામકર્મનો ઉદય હોવાથી તેને મેળવતા સયોગીકેવલિગુણસ્થાને વેદનીય બે આયુષ એક, નામકર્મ આડત્રીશ, ગોત્રકર્મ એક—સર્વ મળીને બેંતાલીશ પ્રકૃતિઓ ઉદયમાં હોય છે.

હવે સયોગી ગુણસ્થાનકે અને અયોગી ગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય તે બતાવે છેઃ—

तित्थुदया उरला–थिर–खगइदुग–परित्ततिग–छसंठाणा ।
अगुरुलहु–वन्नचउ–निमिण–तेय–कम्मा–इसंघयणं ॥२१॥
दूसर–सूसर–साया–साएगयरं च तीसवुच्छेओ ।
वारस अजोगि सुभगा–इज्ज–जस–न्नयरवेयणियं ॥२२॥
तसतिग–पणिंदि–मणुआउ–गइ–जिणुचंति–चरमसमयंतो ।

[ तीर्थोदयाद् उदारा–स्थिर–खगतिद्विक–प्रत्येकत्रिक–षट् संस्थानानि ।
अगुरुलघु–वर्णचतुष्क–निर्माण–तैजस–कर्मा–दिसंहननम् ॥२१॥]
[ दुःस्वर–सुस्वर–साता–सातैकतरं त्रिंशद्व्युच्छेदः ।
द्वादश अयोगिनि सुभगा–देय–यशोऽन्यतरवेदनीयम् ॥२२॥]
[ त्रसत्रिक–पञ्चेन्द्रिय–मनुजायुर्गति–जिनोच्चमिति चरमसमयान्तः ।

અર્થઃ—[ तित्थुदया ] તીર્થંકર નામકર્મનો ઉદય હોવાથી સયોગી ગુણસ્થાનકે બેંતાલીશ પ્રકૃતિઓ ઉદયમાં હોય છે. [ उरला–थिर–खगइदुग– ] ઔદારિકદ્વિક, અસ્થિરદ્વિક અને ખગતિદ્વિક, [ परित्ततिग–छसंठाणा ] પ્રત્યેકત્રિક અને ૭ સંસ્થાનો, [ अगुरुलघु–वन्नचउ ] અગુરુલઘુચતુષ્ક, વર્ણચતુષ્ક,[ निमिण–तेय–कम्मा–इसंघयणं ] નિર્માણનામ તૈજસનામ, કાર્મણનામ અને પ્રથમ વજ્રઋષભનારાચ સંઘયણ—

[ दूसर–सूसर–साया–साएगयरं च ] દુઃસ્વરનામ, સુસ્વરનામ, સાતા કે અસાતામાંથી એક વેદનીય–એ પ્રમાણે [ तीसवुच्छेओ ] ત્રીશ પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય, એટલે [ बारस ] બાર પ્રકૃતિઓ [अजोगि] અયોગિગુણસ્થાનકે હોય. ત્યાં [ सुभगा–इज्ज–जस–न्नयरवेयणियं] સૌભાગ્યનામ, આદેયનામ, યશનામ,અને સાતા કે અસાતામાંથી કોઈ એક વેદનીય —

[ तसतिग-पणिंदि ] ત્રસત્રિક, પંચેન્દ્રિયજાતિ [मणुआउ-गइ-जिणुच्चंति ] મનુષ્યાયુષ, મનુષ્યગતિ, જિનનામ, ઉચ્ચગોત્ર-એ પ્રમાણે એ બાર પ્રકૃતિઓનો [चरमसमयंतो] અયોગિ ગુણસ્થાનકના ચરમ સમયે વિચ્છેદ થાય.

**વિવેચનઃ**—ક્ષીણમોહ ગુણસ્થાનકના ચરમ સમયે ૫ચાવન પ્રકૃતિઓ હોય, તેમાંથી પાંચ જ્ઞાનાવરણ, પાંચ અન્તરાય અને ચાર દર્શનાવરણનો વિચ્છેદ થવાથી એકતાળીશ પ્રકૃતિઓ બાકી રહે. તેમાં ત્યાં તીર્થંકર નામકર્મનો ઉદય હોવાથી તેનો પ્રક્ષેપ કરીએ એટલે સયોગીગુણસ્થાનકે ઉદયમાં બેંતાલીશ પ્રકૃતિઓ હોય, કેમકે સયોગી અને અયોગી ગુણસ્થાનકે તીર્થંકર નામનો ઉદય હોય છે. "જેના ઉદયવડે ત્રિભુવનને પૂજ્ય હોય તે તીર્થંકર નામકર્મ, તેનો વિપાક કેવલજ્ઞાનીને હોય છે."

સયોગીકેવલિ ગુણસ્થાનકને છેલ્લે સમયે ( ઔદારિકદ્વિક ) ઔદારિકશરીરનામ, ઔદારિકઅંગોપાંગનામ, ( અસ્થિરદ્વિક) અસ્થિરનામ અશુભનામ, શુભવિહાયોગતિનામ, અશુભવિહાયોગતિનામ ( પ્રત્યેકત્રિક ) પ્રત્યેકનામ, સ્થિરનામ, શુભનામ; ( ૭ સંસ્થાન ) સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડલ, સાદિ, વામન, કુબ્જ, હુંડક, ( અગુરુલઘુચતુષ્ક ) અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત, શ્વાસોચ્છ્વાસનામ, (વર્ણચતુષ્ક) વર્ણ,ગન્ધ, રસ અને સ્પર્શનામ, નિર્માણનામ, તૈજસ, કાર્મણ અને પ્રથમ વજ્રઋષભનારાચસંહનન. (૨૧) દુઃસ્વરનામ, સુસ્વરનામ, સાતા અને આશાતાવેદનીયમાંથી એક વેદનીય—એ પ્રમાણે ત્રીશ પ્રકૃતિઓનો સયોગીકેવલિગુણસ્થાનકને છેલ્લે સમયે

ઉદયને આશ્રયી વિચ્છેદ થાય છે.-તેમાં જે સાતા કે અસાતા વેદનીય કે જેનો ઉદય અયોગી કેવલીને થવાનો નથી, તે સયોગીકેવલી ગુણસ્થાનકના છેલ્લા સમયે ઉદયમાંથી વિચ્છિન્ન થાય છે, અને અયોગી ગુણસ્થાનકને પ્રથમ સમયે જે વેદનીય ઉદયમાં હોય તે છેલ્લાં સમય સુધી ચાલુ રહે છે. દુઃસ્વર અને સુસ્વરનામ ભાષાપુદ્ગલવિપાકિની પ્રકૃતિ હોવાથી વચનયોગવાળાને તેનો ઉદય હોય છે, બાકીની પ્રકૃતિઓ શરીરપુદ્ગલવિપાકિની હોવાથી કાયયોગીને જ તેનો ઉદય હોય છે. યોગદ્વારા પુદ્ગલના ગ્રહણ, પરિણામ અને અવલંબન થાય છે, અને પુદ્ગલના ગ્રહણ કરવાથી એ પૂર્વોક્ત કર્મપ્રકૃતિઓનો પોતપોતાના વિપાકવડે ઉદય થાય છે, અયોગીકેવલીને યોગ નહિ હોવાથી તે પ્રકૃતિઓ ઉદયમાં હોતી નથી. પરન્તુ વેદનીય એક, આયુષ એક, નામકર્મ નવ, અને ગોત્રકર્મ એક-સર્વ મળી જીવવિપાકિની બાર પ્રકૃતિઓ અયોગી ગુણસ્થાનકે ઉદયમાં હોય છે.

અયોગી ગુણસ્થાનકને છેલ્લે સમયે સુભગનામ, આદેય નામ, યશઃકીર્તિનામ, સાતા કે અસાતામાંથી એક વેદનીય ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, પંચેન્દ્રિયજાતિનામ, મનુષ્યાયુષ, મનુષ્યગતિ, જિનનામ અને ઉચ્ચગોત્ર એ બાર પ્રકૃતિઓ ઉદયમાંથી વિચ્છિન્ન થાય છે.

**उदय समाप्त.**

# ઉદય–યન્ત્ર.

| ક્રમાંક | ગુણસ્થાનોના નામ | મૂલ પ્રકૃતિ | ઉત્તર પ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુષ્ય | નામ | ગોત્ર | અન્તરાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઓઘ | ૮ | ૧૨૨ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૬૭ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વ | ૮ | ૧૧૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદન | ૮ | ૧૧૧ | ૫ | ૯ | ૨ | ૨૫ | ૪ | ૫૯ | ૨ | ૫ |
| ૩ | મિશ્ર | ૮ | ૧૦૦ | ૫ | ૯ | ૨ | ૨૨ | ૪ | ૫૧ | ૨ | ૫ |
| ૪ | અવિરત | ૮ | ૧૦૪ | ૫ | ૯ | ૨ | ૨૨ | ૪ | ૫૫ | ૨ | ૫ |
| ૫ | દેશવિરત | ૮ | ૮૭ | ૫ | ૯ | ૨ | ૧૮ | ૨ | ૪૪ | ૨ | ૫ |
| ૬ | પ્રમત્ત | ૮ | ૮૧ | ૫ | ૯ | ૨ | ૧૪ | ૧ | ૪૪ | ૧ | ૫ |
| ૭ | અપ્રમત્ત | ૮ | ૭૬ | ૫ | ૬ | ૨ | ૧૪ | ૧ | ૪૨ | ૧ | ૫ |
| ૮ | અપૂર્વકરણ | ૮ | ૭૨ | ૫ | ૬ | ૨ | ૧૩ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| ૯ | અનિવૃત્તિ | ૮ | ૬૬ | ૫ | ૬ | ૨ | ૭ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મસંપરાય | ૮ | ૬૦ | ૫ | ૬ | ૨ | ૧ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| ૧૧ | ઉપશાન્તમોહ | ૭ | ૫૯ | ૫ | ૬ | ૨ | ૦ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| ૧૨ | ક્ષીણમોહ | ૭ | ૫૭<br>૫૫ | ૫ | ૬<br>૪ | ૨ | ૦ | ૧ | ૩૭ | ૧ | ૫ |
| ૧૩ | સયોગિકેવલી | ૪ | ૪૨ | ૦ | ૦ | ૨ | ૦ | ૧ | ૩૮ | ૧ | ૦ |
| ૧૪ | અયોગિકેવલી | ૪ | ૧૨ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૯ | ૧ | ૦ |

# उदीरणा.

उदउव्वुदीरणा परमपमत्ताईसगगुणेसु ॥ २३ ॥
एसा पयडितिगूणा वेयणिया—हारजुगल—थीणतिगं ।
मणुयाउ पमत्तंता अजोगि अणुदीरगो भगवं ॥ २४ ॥
उदयवदुदीरणा परमप्रमत्तादिसप्तगुणेषु ॥ २३ ॥ ]
[ एषा प्रकृतित्रिकोना वेदनीया—हारयुगल—स्त्यानत्रिकम् ।
मनुजायुः प्रमत्तान्ता अयोगी अनुदीरको भगवान् ॥२४॥]

અર્થઃ—[उदउव्वुदीरणा] ઉદયની પેઠે ઉદીરણા જાણવી. [परं] પરન્તુ [अपमत्ताईसगगुणेसु] અપ્રમત્તાદિ સાત ગુણસ્થાનકોને વિષે [पयडितिगूणा] ત્રણ પ્રકૃતિ ન્યૂન [एसा] આ પ્રકૃઓની [उदीरणा] ઉદીરણા જાણવી. [वेयणिया-हारजुगल-थीणतिग] વેદનીયયુગલ, આહારકયુગલ, સ્ત્યાનર્દ્ધિત્રિક અને [मणुयाउ] મનુષ્યાયુષના ઉદીરક [पमत्तंता] પ્રમત્તગુણસ્થાનક પર્યન્ત જાણવા [ अजोगि ] અયોગી [ भगव ] ભગવાન્ [ अणुदीरगो ] ઉદીરણા કરતા નથી.

**વિવેચનઃ**—જે ગુણસ્થાનકે જેટલી પ્રકૃતિઓનો ઉદય હોય છે તે ગુણસ્થાનકે તેટલી પ્રકૃતિઓની ઉદીરણા જાણવી. જેમ મિથ્યાદૃષ્ટિગુણસ્થાનકે એકસો સત્તર પ્રકૃતિઓનો ઉદય હોય છે અને ઉદીરણા પણ તેટલીજ પ્રકૃતિની હોય છે. એવી રીતે સાસ્વાદનગુણસ્થાનકે એકસો અગીયાર પ્રકૃતિઓનો ઉદય અને ઉદીરણા જાણવી. મિશ્રગુણસ્થાનકે સો પ્રકૃતિઓનો ઉદય અને ઉદીરણા હોય છે. અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનકે એકસો ચાર પ્રકૃતિઓનો ઉદય તથા ઉદીરણા હોય છે, દેશ-

વિરતિગુણસ્થાનકે સત્યાશી પ્રકૃતિઓનો ઉદય અને ઉદીરણા હોય છે પ્રમત્તગુણસ્થાનકે એકાશી પ્રકૃતિઓનો ઉદય અને ઉદીરણા જાણવી. અપ્રમત્તગુણસ્થાનકે છોતેર પ્રકૃતિઓનો ઉદય અને તહોતેર પ્રકૃતિઓની ઉદીરણા જાણવી, કારણ કે થીણદ્ધિત્રિક, આહારકદ્વિક, વેદનીયદ્વિક અને મનુષ્યાયુષ એ આઠ પ્રકૃતિઓનો ઉદીરણાને આશ્રયી પ્રમત્તગુણસ્થાનકે વિચ્છેદ થાય છે. સ્ત્યાનર્દ્ધિત્રિક પ્રમાદરૂપ હોવાથી અપ્રમત્તાદિ ગુણસ્થાનકે તેનો ઉદય નથી, તો તેની ઉદીરણા તો ક્યાંથી હોય ? આહારકશરીર વિકુર્વતો યતિ ઔત્સુક્ય હોવાથી પ્રમત્તજ હોય છે, માટે અપ્રમત્તાદિને તેનો ઉદય નથી, તો તેની ઉદીરણા ક્યાથી હોય ? સાતા, અસાતા, અને મનુષ્યાયુષની પ્રમત્ત યોગવડે ઉદીરણા થાય છે, બીજાથી થતી નથી, માટે ઉપરના ગુણસ્થાનકોમાં તેની ઉદીરણા નથી. ઉદયને આશ્રયી પ્રમત્તગુણસ્થાનકે સ્ત્યાનર્દ્ધિત્રિક, અને આહારકદ્વિક–એ પાચ પ્રકૃતિઓ વ્યવચ્છિન્ન થાય છે, અને ઉદીરણાને આશ્રયી સ્ત્યાનર્દ્ધિત્રિક, આહારકદ્વિક, સાતા અને અસાતાવેદનીય તથા મનુષ્યાયુષ–એ આઠ પ્રકૃતિઓ વ્યવચ્છિન્ન થાય છે. માટે ઉદયથી સાતા, અસાતા અને મનુષ્યાયુષ–એ ત્રણ પ્રકૃતિહીન ઉદીરણા જાણવી અપૂર્વકરણ ગુણસ્થાનકે બહોતેરનો ઉદય અને ઓગણોસીત્તેરની ઉદીરણા, અનિવૃત્તિગુણસ્થાનકે છાસઠનો ઉદય અને ઉદીરણા ત્રેસઠ પ્રકૃતિઓની હોય છે. સૂક્ષ્મસ પરાયગુણસ્થાનકે ઉદયમાં સાઠ અને ઉદીરણામાં સત્તાવન, ઉપશાન્તમોહગુણસ્થાનકે ઉદયમા ઓગણસાઠ અને ઉદીરણામાં છપ્પન, ક્ષીણમોહગુણ-

સ્થાનકે ઉદયમાં સત્તાવન અને ઉદીરણામાં ચોપન, અને સયોગીકેવલીગુણસ્થાનકે ઉદયમાં બેતાલીશ અને ઉદીરણામાં ઓગણચાલીશ પ્રકૃતિઓ હોય છે. યોગકૃતકરણવિશેષને ઉદીરણા કહે છે. અયોગી ભગવાન્ યોગના અભાવથી કોઇ પણ કર્મની ઉદીરણા કરતા નથી.

उदीरणा समाप्त.



# ઉદીરણા-યન્ત્ર.

| ક્રમાંક | ગુણસ્થાનોના નામ | મૂલ પ્રકૃતિ | ઉત્તરપ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુષ | નામ | ગોત્ર | અન્તરાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઓઘ | ૮ | ૧૨૨ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૬૭ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વ | ૮ | ૧૧૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદન | ૮ | ૧૧૧ | ૫ | ૯ | ૨ | ૨૫ | ૪ | ૫૯ | ૨ | ૫ |
| ૩ | મિશ્ર | ૮ | ૧૦૦ | ૫ | ૯ | ૨ | ૨૨ | ૪ | ૫૧ | ૨ | ૫ |
| ૪ | અવિરત | ૮ | ૧૦૪ | ૫ | ૯ | ૨ | ૨૨ | ૪ | ૫૫ | ૨ | ૫ |
| ૫ | દેશવિરત | ૮ | ૮૭ | ૫ | ૯ | ૨ | ૧૮ | ૨ | ૪૪ | ૨ | ૫ |
| ૬ | પ્રમત્ત | ૮ | ૮૧ | ૫ | ૯ | ૨ | ૧૪ | ૧ | ૪૪ | ૧ | ૫ |
| ૭ | અપ્રમત્ત | ૬ | ૭૩ | ૫ | ૬ | ૦ | ૧૪ | ૦ | ૪૨ | ૧ | ૫ |
| ૮ | અપૂર્વકરણ | ૬ | ૬૯ | ૫ | ૬ | ૦ | ૧૩ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૯ | અનિવૃત્તિબાદર | ૬ | ૬૩ | ૫ | ૬ | ૦ | ૭ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મસંપરાય | ૬ | ૫૭ | ૫ | ૬ | ૦ | ૧ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૧૧ | ઉપશાન્તમોહ | ૫ | ૫૬ | ૫ | ૬ | ૦ | ૦ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૧૨ | ક્ષીણમોહ | ૫ | ૫૫/૫૪ | ૫ | ૬/૪ | ૦ | ૦ | ૦ | ૩૭ | ૧ | ૫ |
| ૧૩ | સયોગિકેવલી | ૨ | ૩૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૮ | ૧ | ૦ |
| ૧૪ | અયોગિકેવલી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## सत्ता.

હવે સત્તાનું સ્વરૂપ બતાવી તેને વિષે ઉત્તર પ્રકૃતિઓ કહે છેઃ—

सत्ता कम्माण ठिई बंधाइलद्धअत्तलाभाणं ।
संते अडयालसयं जा उवसमु विजिणु बिअ-तइए॥२५॥
[ सत्ता कर्मणां स्थितिः, बंधादिलब्धात्मलाभानाम् ।
सति अष्टचत्वारिंश शत यावदुपशमं विजिन द्वितीय-
तृतीययोः ॥ २५ ॥ ]

અર્થઃ—[ बंधाइलद्धअत्तलाभाणं ] બંધાદિવડે જેણે આત્મલાભ-સ્વસ્વરૂપ-કર્મપણું પ્રાપ્ત કર્યું છે એવા [ कम्माण] કર્મોની [ ठिई ] સ્થિતિ તે [ सत्ता ] સત્તા. તે [ संते ] સત્તાને વિષે [ जा उवसमु ] ઉપશાન્તમોહ ગુણસ્થાનક સુધી [ अडयालसयं ] એકસો અડતાલીશ પ્રકૃતિઓ હોય છે. પરન્તુ [ बिअ-तइए ] બીજા અને ત્રીજા ગુણસ્થાનકે [ विजिणु ] જિનનામકર્મની સત્તા હોતી નથી.

**વિવેચનઃ**—બંધ કે સંક્રમવડે જે કર્મયોગ્ય પુદ્ગલોએ કર્મસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે એવા કર્મોનું આત્માની સાથે રહેવું તે સત્તા. તેમાં બન્ધવડે કાર્મણવર્ગણા જ્ઞાનાવરણાદિ કર્મરૂપે પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે, અને સંક્રમવડે અન્ય-કર્મરૂપે રહેલું કર્મ અન્યકર્મરૂપે થાય છે. બન્ધવડે મૂળથી જ કર્મની સત્તા શરૂ થાય છે, અને સંક્રમવડે સત્તા બદલાય છે. એ સત્તામાં જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય અઠ્યાવીશ, આયુષ ચાર, નામકર્મ ત્રાણું

( ચૌદ પિંડ પ્રકૃતિઓની પાંસઠ અવાન્તર પ્રકૃતિઓ, આઠ પ્રત્યેક પ્રકૃતિઓ, ત્રસદશક અને સ્થાવર દશક ), ગોત્રકર્મ બે અને અન્તરાયકર્મ પાંચ-સર્વ મળીને એકસો અડતાલીશ પ્રકૃતિઓ મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકથી આરંભી ઉપશાન્તમોહ-ગુણસ્થાનક સુધી હોય છે, માત્ર બીજે સાસ્વાદનગુણસ્થાનકે અને ત્રીજે મિશ્રગુણસ્થાનકે જિનનામકર્મની સત્તા હોતી નથી, એટલે ત્યાં એકસો સુડતાલીશ પ્રકૃતિઓ સત્તામાં હોય છે. કોઇ જીવ પૂર્વે નરકાયુષને બાંધીને પછી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પામી તીર્થંકરનામનો બંધ કરે અને પછી નરકમાં ઉત્પન્ન થતાં સંક્લેશવડે અવશ્ય સમ્યક્ત્વ વમી મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે જાય ત્યારે મિથ્યાદષ્ટિને પણ તીર્થંકરનામની અન્તર્મુહૂર્ત્તકાળ પર્યન્ત સત્તા હોય. જિનનામકર્મની સત્તાવાળો સ્વભાવથી સાસ્વાદન અને મિશ્રગુણસ્થાનકે જતો નથી, માટે તેને સત્તામાં એકસો સુડતાલીશ પ્રકૃતિઓ હોય છે. તેવીજ રીતે કોઇ અપ્રમત્તગુણસ્થાનકે આહારકદ્વિકનો બંધ કરી ત્યાંથી પડી મિથ્યાત્વગુણસ્થાનકે જાય ત્યારે ત્યાં આહારકદ્વિકની પણ સત્તા હોય, તેવી રીતે ઉપશમસમ્યગ્દષ્ટિ ઉપશમસમ્યક્ત્વ વમી મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે જાય ત્યારે તેને પણ સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય સત્તામાં હોય અનાદિ મિથ્યાદષ્ટિને આહારક ચતુષ્ક, સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને જિનનામકર્મ સત્તામાં ન હોય. જેણે દર્શનમોહનીય અને અનન્તાનુબન્ધી ચતુષ્કનો ક્ષય કર્યો નથી તેને અવિરતિસમ્યગ્દષ્ટ્યાદિ ગુણ-સ્થાનકે એકસો અડતાલીશ પ્રકૃતિઓની સત્તા હોય છે.

અહિં ઉપશાન્તમોહગુણસ્થાનક પર્યન્ત એકસો અડતા-

લીશ પ્રકૃતિઓની સત્તાનું વર્ણન કર્યું. પરન્તુ કોઇ જીવ અનન્તાનુબન્ધીની વિસંયોજના કર્યા શિવાય તેમજ નરકાયુષ અને તિર્યંચાયુષની સત્તાવાળો ઉપશમશ્રેણિ આરંભતો નથી, તેથી આઠમા ગુણસ્થાનકથી માંડી ઉપશાન્તમોહગુણસ્થાનક પર્યન્ત એકસો બેંતાલીશ પ્રકૃતિઓની સત્તા હોય, પણ એકસો અડતાલીશ પ્રકૃતિઓની સત્તા ન હોય. કોઇ આચાર્યને મતે અનન્તાનુબન્ધિની વિસંયોજના કર્યા શિવાય દેવાયુષનો બંધ કરી ઉપશમ શ્રેણિ માંડે તો તેમને મતે એકસો છેંતાલીશ પ્રકૃતિઓની સત્તા ઘટી શકે, પરન્તુ એકસો અડતાલીશ પ્રકૃતિઓની સત્તા ન ઘટે, છતાં અહિં એકસો અડતાલીશ પ્રકૃતિઓની સત્તા કહી તે યોગ્યતાની અપેક્ષાએ જાણવી. ઉપશાન્તમોહગુણસ્થાનક પર્યન્તવર્તી જીવમાં ચાર અનન્તાનુબન્ધી કષાય, નરકાયુષ અને તિર્યંચાયુષના બન્ધની યોગ્યતા છે, કારણ કે ત્યાંથી પડીને પૂર્વોક્ત છ પ્રકૃતિઓનો બન્ધ કરે છે, માટે ત્યાં સુધી યોગ્યતાની અપેક્ષાએ તેને ૧૪૮ પ્રકૃતિઓની સંભવસત્તા કહી છે.

હવે ઉપશમશ્રેણિને આશ્રયી અવિરતિ સમ્યગ્દષ્ટયાદિ ગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓની સદ્ભાવ સત્તા હોય તે જણાવે છેઃ—

अपुव्वाइचउक्के अण–तिरि–निरयाउ विणु वियालसयं ।
सम्माइचउसु सत्तगखयंमि इगचत्तसयमहवा ॥ २६ ॥

[ अपूर्वादिचतुष्के अनन्त–तिर्यङ्–निरयायुषं विना द्विचत्वारिंशं शतम् ।
सम्यगादिचतुर्षु सप्तकक्षये एकचत्वारिंशं शतमथवा ॥२६॥ ]

અર્થઃ—[ अहवा ] અથવા [ अपुव्वाइचउक्के ] અપૂર્વકરણાદિ ચાર ગુણસ્થાનકે [ अण-तिरि-निरयाउ ] અનન્તાનુબન્ધીચતુષ્ક, તિર્યંચાયુષ અને નરકાયુ [ विणु ] વિના [ वियालसयं ] એકસો બેંતાલીસ પ્રકૃતિઓ ( સત્તામાં ) હોય. [ सम्माइचउसु ] અવિરતિસમ્યગ્દૃષ્ટિ આદિ ચાર ગુણસ્થાનકોને વિષે [ सत्तगखयंमि ] અનન્તાનુબન્ધીચતુષ્ક અને દર્શનમોહનીયત્રિક-એ સાત પ્રકૃતિઓનો ક્ષય થવાથી [ इगचत्तसयं ] એકસો એકતાળીશ પ્રકૃતિઓ હોય છે.

વિવેચનઃ—પૂર્વે ઉપશાન્તમોહ ગુણસ્થાનક સુધી એકસો અડતાલીશ પ્રકૃતિઓ સંભવસત્તા—યોગ્યતાની અપેક્ષાએ કહી, હવે કેટલી પ્રકૃતિઓની સ્વરૂપસત્તા અથવા સદ્ભાવસત્તા હોય તે અહિં બતાવે છે. અહિં પંચસંગ્રહને મતે કોઈ પણ જીવ અનન્તાનુબન્ધીની [1]વિસંયોજના–ક્ષય કર્યા શિવાય શ્રેણિ આરંભતો નથી, તેમજ નરકાયુષ અને તિર્યંચના આયુષની સત્તાવાળો પણ ઉપશમશ્રેણિ માંડતો નથી. તેથી અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મસંપરાય અને ઉપશાન્તમોહ—એ ચાર ગુણસ્થાનકે એ છ પ્રકૃતિ શિવાય એકસો બેંતાલીશ પ્રકૃતિઓ સત્તામાં હોય છે. અને જેઓના મતે અનન્તાનુબન્ધીની વિસંયોજના કર્યા શિવાય તેની ઉપશમના કરી ઉપશમ શ્રેણિ માંડે છે તેઓના

૧ વિસંયોજના—જેના પુનઃ બંધનો સંભવ છે તે પ્રકૃતિઓનો ક્ષય થવો તે વિસંયોજના, જેમકે અનન્તાનુબન્ધી કષાયનો ક્ષય કર્યા પછી મિથ્યાત્વનિમિત્તક પુનઃ બંધાય છે. માટે અનન્તાનુબન્ધીની વિસંયોજના કહેવાય છે. વિસંયોજના માત્ર અનન્તાનુબન્ધી કષાયની થાય છે.

મતે અવિરતિસમ્યગ્દષ્ટ્યાદિ ચાર ગુણસ્થાનકે ઉપરના બે આયુષ સિવાય એકસો છેંતાલીશ પ્રકૃતિઓની સત્તા હોય છે.

અપૂર્વકરણાદિ ચાર ગુણસ્થાનકે અનન્તાનુબન્ધી ચાર કષાય અને ત્રણ દર્શનમોહનીય-એ સાત પ્રકૃતિઓનો ક્ષય કરે તો તેને [1]એકસો એકતાલીશ પ્રકૃતિઓની સત્તા હોય છે અને ક્ષાયિક સમ્યગ્દષ્ટિ જો ઉપશમ-શ્રેણિ માંડે તો તેને અપૂર્વાદિ ચાર ગુણસ્થાનકે નરકાયુષ અને તિર્યંચાયુષ શિવાય એકસો ઓગણચાળીશ પ્રકૃતિઓની સત્તા હોય છે.

હવે ક્ષપકને આશ્રયી સત્તાનો નિર્દેશ કરે છે.—

**खवगं तु पप्प चउसु वि पणयालं नरय-तिरि-सुराउ विणा।**
**सत्तग विणु अडतीसं जा अनियट्टिपढमभागो ॥ २७ ॥**

[ क्षपक तु प्राप्य चतुर्ष्वपि पचचत्वारिंश नरक-तिर्यग्-सुरायुर्विना ।
सप्तक विना अष्टात्रिंश यावद् अनिवृत्तिप्रथमभाग ॥ २७॥ ]

અર્થઃ—[ खवग तु पप्प ] ક્ષપકને આશ્રયી [चउसु वि]અવિરતિસમ્યગ્દષ્ટિ આદિ ચાર ગુણસ્થાનકે [नरय-तिरि-सुराउ विणा] નરકાયુષ, તિર્યંચાયુષ અને દેવાયુષ વિના [ पणयाल ] ( એકસો ) પીસતાલીશ પ્રકૃતિઓ હોય છે. [ सत्तग विणु ] દર્શનસપ્તક શિવાય [ अडतीस ] ( એકસો ) આડત્રીશ પ્રકૃતિ [ जा अनियट्टिपढमभागो ] અનિવૃત્તિગુણસ્થાનકના પ્રથમ ભાગ સુધી હોય છે.

૧ આ એકસો એકતાલીશ પ્રકૃતિઓની સત્તા તદ્ભવ મોક્ષે નહિ જનાર ક્ષાયિક સમ્યગ્દષ્ટિને હોય છે.

વિવેચનઃ—જેઓ કર્મનો ક્ષય કરી આજ મનુષ્ય ભવમાં મોક્ષે જશે તે ક્ષપક કહેવાય છે. તેને [1]દર્શનસપ્તકનો ક્ષય કર્યા પૂર્વે અવિરતિ, દેશવિરતિ, પ્રમત્ત અને અપ્રમત્ત –એ ચાર ગુણસ્થાનકે નરકાયુષ, તિર્યંચાયુષ, અને દેવાયુષ વિના એકસો પીસતાલીશ પ્રકૃતિઓ સત્તામાં હોય છે, કારણ કે તેને આ મનુષ્યભવમાં બીજા કોઇ પણ આયુષનો બંધ થતો નથી. અનન્તાનુબન્ધિચતુષ્ક, સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીયનો ક્ષય કર્યા બાદ અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી માંડીને અનિવૃત્તિ બાદરગુણસ્થાનકના પ્રથમ ભાગ સુધી એકસો આડત્રીશ પ્રકૃતિઓની સત્તા હોય છે. અર્થાત્ અનિવૃત્તિબાદર ગુણસ્થાનકના અન્તર્મુહૂર્ત કાલનાં નવ ભાગ કરવા, તેમાં તેના પ્રથમ ભાગ સુધી એકસો આડત્રીશ પ્રકૃતિઓની સત્તા હોય છે.

હવે અનિવૃત્તિબાદરગુણસ્થાનકના બીજા આદિ ભાગે કેટલી પ્રકૃતિઓની સત્તા હોય તે જણાવે છે:—

थावर–तिरि–निरया–यवदुग–थीणतिगे·ग–विगल–साहारं ।
सोलखओ दुवीससयं बियंसि बिय–तियकसायंतो ॥ २८ ॥
तइयाइसु चउदस–तेर–बार–छ–पण–चउ–तिहियसय कमसो ।
नपु–इत्थि–हासछग–पुंस–तुरियकोह–मय–मायखओ ॥२९॥
[ स्थावर–तिर्यग्–निरया–तपद्विक–स्त्यानर्द्धित्रिक–एक–विकल–साधारणम् ।

[1] ચોથા ગુણસ્થાનકથી આરંભી સાતમા ગુણસ્થાનક પર્યન્ત દર્શન સપ્તકનો ક્ષય થાય છે.

षोडशक्षयो द्वाविंश शत द्वितीयांशे द्वितीय-
तृतीयकषायान्त. ॥ २८ ॥ ]

[ तृतीयादिषु-चतुर्दश-त्रयोदश-द्वादश-षट्-पञ्च-चतुस्त्र्य-
धिकशत क्रमशः ।

नपुंसक-स्त्री हास्यषट्क-पुंस्-तुर्यक्रोध-मद-मायाक्षयः ॥२९॥ ]

અર્થ —[थावर-तिरि-निरया-यवदुग-] સ્થાવરદ્વિક, તિર્યગ્દ્વિક, નરકદ્વિક, આતપદ્વિક, [ थीणतिग- ] થીણદ્ધિત્રિક, [ पग-विगल-साहार ] એકેન્દ્રિયજાતિનામ, વિકલેન્દ્રિયજાતિ નામ અને સાધારણનામ-એ [ सोलखओ ] સોલ પ્રકૃતિઓનો ક્ષય થાય એટલે [ वियंसि ] ( અનિવૃત્તિકરણના ) બીજા ભાગે [ दुवीससयं ] એકસો બાવીશ પ્રકૃતિઓ સત્તામાં હોય ત્યાં [ विय-तियकसायतो ] બીજા અને ત્રીજા કષાયોનો અંત થાય.

[नपु-इत्थि-हासछग-पुस-तुरिय-कोह-मय-मायखओ] નપુંસકવેદ, સ્ત્રીવેદ, હાસ્યષટ્ક, પુરુષવેદ, ચતુર્થ-સંજ્વલન ક્રોધ, માન, અને માયાનો ક્ષય થાય એટલે [ तइयाइसु ] અનિવૃત્તિકરણના તૃતીયાદિ ભાગોને વિષે [ कमसो ] અનુક્રમે [ चउदस-तेर-बार-छ-पण-चउ-तिहियसयं ] એકસો ચૌદ, એકસો તેર, એકસો બાર, એકસો છ, એકસો પાંચ, એકસો ચાર અને એકસો ત્રણ પ્રકૃતિઓ સત્તામાં હોય છે.

**વિવેચનઃ**—અનિવૃત્તિગુણસ્થાનકના પ્રથમ ભાગે એકસો આડત્રીશ પ્રકૃતિઓ સત્તામા હોય છે. ત્યાં સ્થાવરનામ, સૂક્ષ્મનામ, તિર્યગ્ગતિ, તિર્યગાનુપૂર્વી, નરકગતિ, નરકાનુપૂર્વી, *આતપનામ, ઉદ્દ્યોતનામ, થીણદ્ધિ, નિદ્રાનિદ્રા,

* "આવશ્યકચૂર્ણિમાં આતપનામ અને ઉદ્યોતનામને બદલે અપર્યાપ્તનામ અને અશુભવિહાયોગતિનુ ગ્રહણ છે, અને આતપ અને

પ્રચલાપ્રચલા, એકેન્દ્રિયજાતિ,બેઇન્દ્રિયજાતિ, તેઇન્દ્રિયજાતિ, ચઉરિન્દ્રિયજાતિ અને સાધારણનામ–એ સોળ પ્રકૃતિઓની સત્તા વિચ્છિન્ન થાય એટલે અનિવૃત્તિકરણના બીજા ભાગે એકસો બાવીશ પ્રકૃતિઓ સત્તામાં હોય ત્યાં બીજા પ્રત્યાખ્યાના વરણ ક્રોધ, માન, માયા અને લોભનો ક્ષય થાય એટલે અનિવૃત્તિકરણના ત્રીજા ભાગે એકસો ચૌદ પ્રકૃતિઓ હોય, ત્યા નપુંસકવેદનો ક્ષય થાય એટલે ચોથા ભાગે એકસો તેર પ્રકૃતિઓ હોય, ત્યા સ્ત્રીવેદનો ક્ષય થાય એટલે પાંચમા ભાગે એકસો બાર પ્રકૃતિઓ હોય, હાસ્યષટ્કનો ક્ષય થાય એટલે છઠ્ઠા ભાગે એકસો છ પ્રકૃતિઓ હોય, પુરુષવેદનો ક્ષય થાય એટલે સાતમા ભાગે એકસો પાંચ પ્રકૃતિઓ હોય, સંજ્વલન ક્રોધનો ક્ષય થાય એટલે આઠમા ભાગે એકસો ચાર પ્રકૃતિઓ હોય. સંજ્વલન માનનો ક્ષય થાય એટલે નવમા ભાગે એકસો ત્રણ પ્રકૃતિઓ હોય, અને ત્યાં સંજ્વલન માયાનો ક્ષય થાય.

હવે સૂક્ષ્મસંપરાય અને ક્ષીણમોહ ગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓની સત્તા હોય તે બતાવે છેઃ—

**सुहुमि दुसय, लोहंतो खीणदुचरिमेगसओ दुनिद्दखओ ।**
**नवनवइ चरमसमए चउदंसण–नाण–विग्घंतो ॥ ३० ॥**

[ सूक्ष्मे द्विशत लोभान्त क्षीणद्विचरमे एकशत द्विनिद्राक्षयः ।
नवनवति चरमसमये चतुर्दर्शन–ज्ञान–विघ्नान्तः ॥ ३० ॥

અર્થઃ—[ सुहुमि दुसय ] સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે

ઉદ્દ્યોતનો ક્ષય ચૌદમા ગુણસ્થાનકના દ્વિચરમ સમયે થાય છે–"એમ કહેલ છે. જુઓ–પંચસંગ્રહ.

એકસો બે પ્રકૃતિઓ સત્તામાં હોય, ત્યાં [ लोहतो ] સંજ્વલન લોભનો અંત થાય એટલે [ खीण-दुचरिमेगसओ ] ક્ષીણમોહ ગુણસ્થાનકના છેલ્લા બે સમય બાકી હોય ત્યારે એકસો એક પ્રકૃતિઓ હોય, ત્યાં [ दुनिद्दखओ ] નિદ્રા અને પ્રચલા એ બે પ્રકૃતિઓનો ક્ષય થાય, એટલે [ चरमसमये ] ક્ષીણમોહ ગુણસ્થાનકના છેલ્લા સમયે [ नवनवइ ] નવાણું પ્રકૃતિઓ સત્તામાં હોય, ત્યાં [ चउदसण-नाण-विग्घतो ] ચાર દર્શનાવરણ, પાંચ જ્ઞાનાવરણ અને પાંચ અન્તરાયનો ક્ષય થાય

**વિવેચનઃ**—અનિવૃત્તિ ગુણસ્થાનકના નવમા ભાગે એકસો ત્રણ પ્રકૃતિઓ સત્તામાં હોય, તેમાથી સંજ્વલન માયાનો ક્ષય થાય ત્યારે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે એકસો બે પ્રકૃતિઓ સત્તામાં હોય, ત્યાં સંજ્વલન લોભનો ક્ષય થાય ત્યારે ક્ષીણમોહ ગુણસ્થાનકના દ્વિચરમ સમયપર્યન્ત એકસો એક પ્રકૃતિઓ સત્તામાં હોય. ત્યા નિદ્રા અને પ્રચલાનો ક્ષય થાય ત્યારે ક્ષીણમોહ ગુણસ્થાનકના છેલ્લા સમયે નવ્વાણું પ્રકૃતિઓ હોય. ત્યાં ચાર દર્શનાવરણ, પાંચ જ્ઞાનાવરણ અને પાંચ અન્તરાય—એ ચૌદ પ્રકૃતિઓનો ક્ષય થાય

હવે સયોગી અને અયોગી ગુણસ્થાનકે કેટલી પ્રકૃતિઓની સત્તા હોય તે બતાવે છે.—

पणसीइ सजोगि अजोगि दुचरिमे देव-खगइ-गंधदुगं ।
फासट्ठ-वन्न-रस-तणु-बंधण-संघायपण निमिणं ॥३१॥
संघयण-अथिर-संठाणछक्क अगुरुलघुचउ अपज्जत्तं ।
सायं वा असायं वा परित्तु-वंगतिग-सुसर-नियं ॥३२॥

[ पञ्चाशीतिः सयोगिनि अयोगिनि द्विचरमे देव-खगति-गन्धद्विकम् ।
स्पर्शाष्टक वर्ण-रस-तनु-बधन-सघातपञ्चक निर्माणम् ॥३१॥]
[ सहनना-स्थिर-संस्थानषट्क अगुरुलघुचतुष्क अपर्याप्तम्।
सात वाऽसात वा प्रत्येको-पाङ्गत्रिकं सुस्वर-नीचम् ॥३२॥]

અર્થ—[ पणसीइ सजोगि ] પંચ્યાશી પ્રકૃતિઓ સયોગીકેવલિગુણસ્થાનકે હોય, [ अजोगि दुचरिमे ] અયોગિગુણસ્થાનકના દ્વિચરમ-છેલ્લા બે સમયને પ્રથમ સમયે [ देव-खगइ-गंधदुग ] દેવદ્વિક-દેવગતિ, દેવાનુપૂર્વી, ખગતિદ્વિક-શુભ અને અશુભ વિહાયોગતિ, ગન્ધદ્વિક-સુરભિ અને અને અસુરભિ, [ फासट्ठ ] ગુરુ, લઘુ, મૃદુ, ખર (ખરસઠ) શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રુક્ષ-એ આઠ સ્પર્શ, [ वन्न-रस-तणु-बधण-सघायपणनिमिण ] વર્ણપંચક-કૃષ્ણ, નીલ, રક્ત, પીત અને શ્વેત, રસપંચક-તિક્ત, કટુ, કષાય, અમ્લ અને મધુર એ પાંચ રસ, શરીરપંચક-ઔદારિકાદિ પાંચ શરીર બન્ધનપંચક-ઔદારિકાદિ પાંચ બંધન, સંઘાતનપંચક-ઔદારિકાદિ પાંચ સંઘાતન, [निमिण] નિર્માણનામ.

[ सघयण-अथिर-सठाणछक्क ] સંહુનનષટ્ક-વજ્રઋષભનારાચાદિ છ સંઘયણ, અસ્થિરષટ્ક-અસ્થિર, અશુભ, દુર્ભગ, દુસ્વર, અનાદેય અને અપયશ, સંસ્થાનષટ્ક-સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડલ, સાદિ, વામન, કુબ્જ અને હુંડક-એ છ સંસ્થાન, [ अगुरुलघुचउ ] અગુરુલઘુચતુષ્ક-અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત અને શ્વાસોચ્છ્વાસ. [ अपज्जत्तं ] અપર્યાપ્તનામ [ साय वा असायं वा ] સાતા અથવા અશાતાવેદનીય, [ परित्तु-वगतिग ] પ્રત્યેકત્રિક-પ્રત્યેક, સ્થિર અને શુભનામ, ઉપાંગત્રિક-ઔદારિક, વૈક્રિય અને આહારક અં-

ગોપાંગ [ सुसर-निय ] સુસ્વરનામ અને નીચગોત્ર ( એ બહોંતેર પ્રકૃતિઓનો ક્ષય થાય છે ).

**વિવેચનઃ**—ક્ષીણમોહ ગુણસ્થાનકના છેલ્લા સમયે ચાર દર્શનાવરણ, પાંચ જ્ઞાનાવરણ અને પાંચ અંતરાય-કર્મ-એ ચૌદ પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે પંચાશી પ્રકૃતિઓ અયોગી ગુણસ્થાનકના છેલ્લા બે સમયના પહેલા સમયે સત્તામાં હોય. ત્યાં દેવદ્વિકાદિ ઉપર કહેલી બહોંતેર પ્રકૃતિઓનો ક્ષય થાય.

અયોગિગુણસ્થાનકના છેલ્લા સમયે કેટલી પ્રકૃતિઓની સત્તા હોય તે બતાવે છે.—

**विसयरिखओ य चरिमे तेरस मणुय-तसतिग-जसाइज्जं ।**
**सुभग-जिणु-च्च-पणिंदिय-साया-सायेगयरच्छेओ ॥३३॥**
**नरअणुपुव्वि विणा वा बारस चरिमसमयंमि जो खविउं ।**
**पत्तो सिद्धिं देविंदवंदियं नमह तं वीरं ॥ ३४ ॥**

[द्वासप्ततिक्षयश्च चरमे त्रयोदश मनुज-त्रसत्रिक यश-आदेयम् ।
सुभग-जिनो-च्च-पञ्चेन्द्रिय-सातासातैकतरच्छेदः ॥३३॥ ]
[ नरानुपूर्वी विना वा द्वादश चरमसमये य. क्षपित्वा ।
प्राप्तः सिद्धिं देवेन्द्रवन्दितं नमत त वीरम् ॥ ३४ ॥ ]

અર્થઃ—( અયોગિગુણસ્થાનકના દ્વિચરમ સમયે ) પૂર્વની ગાથામાં કહેલી [ विसयरिखओ य ] બહોંતેર પ્રકૃતિઓનો ક્ષય થાય ત્યારે [ चरिमे ] છેલ્લા સમયે [ तेरस ] તેર પ્રકૃતિઓ હોય, [ मणुय-तस-तिग- ] મનુષ્યત્રિક-મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, મનુષ્યાયુષ, ત્રસ, બાદરનામ અને પર્યાપ્તનામ. [ जसा-इज्ज ] યશનામ, આદેયનામ [ सुभग-जिणु—च्च-पाण-

દિય- ] સુભગનામ, જિનનામ, ઉચ્ચગોત્ર, પંચેન્દ્રિયજાતિ અને [ साया-सायगयर-च्छेओ ] સાતા અને અસાતામાંથી એકનો ક્ષય થાય.

[ नरअणुपुव्वि विणा वा ] અથવા મનુષ્યાનુપૂર્વી શિવાય [ बारस ] બાર પ્રકૃતિઓનો [ चरिमसमयंमि ] અયોગિગુણસ્થાનકના છેલ્લા સમયે [ जो खविउ ] ક્ષય કરીને [ पत्तो सिद्धिं ] મોક્ષને પ્રાપ્ત એવા [ देविंदवंदिय ] દેવેન્દ્રવડે વન્દિત [ नमह त वीरं ] તે મહાવીર સ્વામીને નમસ્કારથાઓ.

**વિવેચનઃ**—પૂર્વોક્ત પચાશી પ્રકૃતિઓમાંથી દેવગત્યાદિ બોહોતેર પ્રકૃતિઓનો અયોગી ગુણસ્થાનકના દ્વિચરમ સમયે સત્તામાથી ક્ષય થાય, એટલે મનુષ્યત્રિક, ત્રસત્રિક, પચેન્દ્રિયજાતિ, યશઃકીર્તિ, આદેયનામ, જિનનામ, અને ઉચ્ચગોત્ર-એ તેર પ્રકૃતિઓ બાકી રહે, તેનો અયોગી ગુણસ્થાનકના છેલ્લા સમયે સત્તામાંથી વિચ્છેદ થાય.

અથવા અન્ય આચાર્યના મતે મનુષ્યાનુપૂર્વીની સત્તાનો પણ દ્વિચરમ સમયે વિચ્છેદ થાય, કારણ કે તેનો ઉદય નથી, અને ઉદયવતી પ્રકૃતિઓનું [1]સ્તિબુક સંક્રમ થતું નથી, તેથી તેના પુદ્ગલો છેલ્લા સમય સુધી સત્તામાં હોય છે, અને ભોગવીને તેનો ક્ષય કરે છે. ચારે આનુપૂર્વી ક્ષેત્રવિપાકિની હોવાથી વિગ્રહગતિવડે એક ગતિમાંથી બીજી ગતિમાં જતાં વચ્ચે

૧ જે પ્રકૃતિઓ એક સમયે સાથેજ વિચ્છિન્ન થવાની છે તેનો તે સમયે સ્તિબુક સંક્રમ વડે ક્ષય ન થાય, પરન્તુ પૂર્વના સમયનું કર્મ પછીના સમયમાં સ્તિબુકસંક્રમવડે સંક્રાન્ત થાય અને છેલ્લે સમયે તેની સત્તા નષ્ટ થાય.

તેનો ઉદય હોય છે, પણ તે શિવાય તેનો ઉદય હોતો નથી. અનુદયવતી પ્રકૃતિઓની સત્તાનો દ્વિચરમ સમયેજ સ્તિબુક સંક્રમવડેજ વિચ્છેદ થાય છે. જો ઉદયવતી પ્રકૃતિ હોય તો વેદી તેનો ક્ષય કરે, પરન્તુ અનુદયવતી પ્રકૃતિનો ક્ષય શી રીતે થાય? માટે અયોગી કેવલી ગુણસ્થાનકના દ્વિચરમ સમયે તહોંતેર અનુદયવતી પ્રકૃતિઓની સત્તાનો વિચ્છેદ થાય છે, અને છેલ્લે સમયે ઉદયવતી બાર પ્રકૃતિઓનો ક્ષય થાય છે. એ પ્રમાણે સર્વ કર્મનો ક્ષય કરી સિદ્ધિને પ્રાપ્ત થયા એવા દેવેન્દ્રવન્દિત ( દેવેન્દ્રસૂરિ અથવા દેવના ઇન્દ્રવડે વંદિત ) મહાવીર પ્રભુને નમસ્કાર થાઓ. એ રીતે ગ્રન્થકર્ત્તા દેવેન્દ્રસૂરિએ 'દેવેન્દ્રવન્દિત' એ શ્લેષદ્વારા કર્મસ્તવના કર્તા તરીકે પોતાના નામનું પણ સૂચન કર્યું.

એ પ્રમાણે ભગવાન્ મહાવીર સ્વામીએ માતા પિતા સ્વર્ગમાં ગયા ત્યારે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થયેલી જાણી લોકાન્તિક દેવોએ નિવેદિત અભિનિષ્ક્રમણ ( દીક્ષા ) સમયે સાંવત્સરીક દાનવડે જગતના દારિદ્રયસંતાપને દૂર કરી જ્ઞાતવનમાં જઇ ચારિત્રનો સ્વીકાર કર્યો, અને બાર વર્ષ પર્યન્ત ભયંકર પરિષહ અને ઉપસર્ગોને સહન કરીને શુક્લધ્યાનવડે ગુણસ્થાનકના ક્રમથી સર્વ ઘનઘાતી કર્મનો ઉચ્છેદ કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. ત્યાર પછી સર્વ જગતને સત્ય તત્ત્વનો ઉપદેશ કરી પર્યન્ત સમયે ધ્યાનવડે સર્વ યોગનો રોધ કરી, સર્વ અઘાતીકર્મને ખપાવી નિર્વાણ પામ્યા.

**कर्मस्तव विवेचनसहित समास.**

# सत्ता यन्त्र.

| ક્રમાંક | ગુણસ્થાનોના નામ. | મૂલપ્રકૃતિ | ઉત્તરપ્રકૃતિ | ઉપશમશ્રેણિ | ક્ષપકશ્રેણિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુ | નામ | ગોત્ર | અન્તરાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઓઘ | ૮ | ૧૪૮ | ૦ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૩ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વ | ૮ | ૧૪૮ | ૦ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૩ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદન | ૮ | ૧૪૭ | ૦ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૨ | ૨ | ૫ |
| ૩ | મિશ્ર | ૮ | ૧૪૭ | ૦ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૨ | ૨ | ૫ |
| ૪ | અવિરત | ૮ | ૧૪૮ | *૧૪૧ | ‡ ૧૪૫ / ૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૮ / ૨૪ / [illegible] | ૪ / [illegible] | ૯૩ | ૨ | ૫ |
| ૫ | દેશવિરત | ૮ | ૧૪૮ | ૧૪૧ | ૧૪૫ / ૧૩૮ | ૫ | ૯ | ૨ | [illegible] | [illegible] | ૯૩ | ૨ | ૫ |
| ૬ | પ્રમત્ત | ૮ | ૧૪૮ | ૧૪૧ | ૧૪૫ / ૧૩૮ | ૫ | ૯ | ૨ | [illegible] | [illegible] | ૯૩ | ૨ | ૫ |
| ૭ | અપ્રમત્ત | ૮ | ૧૪૮ | ૧૪૧ | ૧૪૫ / ૧૩૮ | ૫ | ૯ | ૨ | [illegible] | [illegible] | ૯૩ | ૨ | ૫ |
| ૮ | અપૂર્વકરણ | ૮ | ૧૪૮ / ૧૪૨ | + ૧૩૯ / ૧૪૫ | ૧૩૮ | ૫ | ૯ | ૨ | [illegible] | [illegible] | ૯૩ | ૨ | ૫ |

* તદ્ભવમોક્ષગામી ઉપશમશ્રેણિ માંડનારને અનન્તાનુબન્ધીની વિસંયોજના કર્યા પછી ત્રણ આયુષ અને ચાર અનન્તાનુબન્ધી શિવાય એકસો એકતાલીસ પ્રકૃતિઓની સત્તા હોય છે.

‡ ભવિષ્યમાં ક્ષપકશ્રેણિ માંડશે એવા ક્ષયોપશમસમ્યગ્દષ્ટિને એકસો પીસતાળીશ પ્રકૃતિઓની અને દર્શનસપ્તકક્ષય કર્યા પછી ક્ષાયિકસમ્યગ્દષ્ટિને એકસો આડત્રીશ પ્રકૃતિઓની સત્તા હોય.

\+ ઉપશમશ્રેણિ માંડનાર ક્ષાયિકસમ્યગ્દષ્ટિને દર્શનસપ્તક, નરકાયુષ અને તિર્યંચાયુષ વિના એકસો ઓગણચાલીસ પ્રકૃતિઓની સત્તા હોય છે. અને ઉપશમસમ્યગ્દષ્ટિને અનન્તાનુબન્ધી ચતુષ્ક અને પૂર્વોક્ત બે આયુષ વિના એકસો બેતાલીશ પ્રકૃતિઓની સત્તા હોય છે. જેઓના મતે અનન્તાનુબન્ધીની ઉપશમના કરનાર ઉપશમશ્રેણિ માંડે તેને મતે બે આયુષ શિવાય એકસો છેંતાલીશ પ્રકૃતિઓની સત્તા હોય છે.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | અનિવૃત્તિ | ૧ લો ભાગ | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૩૯ | ૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૧ | ૨/૧ | ૯૩/૮૦ | ૨ | ૫ |
| | ,, | ૨ જો ભાગ | ૮ | ,, | ,, | ૧૨૨ | ૫ | ૬ | ૨ | ૨૧ | ,, | ,, | ૨ | ૫ |
| | ,, | ૩ જો ભાગ | ૮ | ,, | ,, | ૧૧૪ | ૫ | ૬ | ૨ | ૧૩ | ,, | ,, | ૨ | ૫ |
| | ,, | ૪ થો ભાગ | ૮ | ,, | ,, | ૧૧૩ | ૫ | ૬ | ૨ | ૧૨ | ,, | ,, | ૨ | ૫ |
| | ,, | ૫ મો ભાગ | ૮ | ,, | ,, | ૧૧૨ | ૫ | ૬ | ૨ | ૧૧ | ,, | ,, | ૨ | ૫ |
| | ,, | ૬ ઠો ભાગ | ૮ | ,, | ,, | ૧૦૬ | ૫ | ૬ | ૨ | ૫ | ,, | ,, | ૨ | ૫ |
| | ,, | ૭ મો ભાગ | ૮ | ,, | ,, | ૧૦૫ | ૫ | ૬ | ૨ | ૪ | ,, | ,, | ૨ | ૫ |
| | ,, | ૮ મો ભાગ | ૮ | ,, | ,, | ૧૦૪ | ૫ | ૬ | ૨ | ૩ | ,, | ,, | ૨ | ૫ |
| | ,, | ૯ મો ભાગ | ૮ | ,, | ,, | ૧૦૩ | ૫ | ૬ | ૨ | ૨ | ,, | ,, | ૨ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મસંપરાય | | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૩૯ | ૧૦૨ | ૫ | ૬ | ૨ | ૨૮/૨૪/૨૧ | ,, | ૯૩/૮૦ | ૨ | ૫ |
| ૧૧ | ઉપશાન્તમોહ | | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૩૯ | ૦ | ૫ | ૬ | ૨ | ૨૮/૨૪/૨૧ | ,, | ૯૩ | ૨ | ૫ |
| ૧૨ | ક્ષીણમોહ | | ૭ | ૧૦૧/૯૯ | ૦ | ૧૦૧/૯૯ | ૫ | ૪ | ૨ | ૦ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| ૧૩ | સયોગિકેવલી | | ૪ | ૮૫ | ૦ | ૮૫ | ૦ | ૦ | ૨ | ૦ | ૧ | ૮૦ | ૨ | ૦ |
| ૧૪ | અયોગિકેવલી | | ૪ | ૮૫/૧૨ | ૦ | ૮૫/૧૨ | ૦ | ૦ | ૨/૧ | ૦ | ૧ | ૮૦/૯ | ૨/૧ | ૦ |

## गुणस्थानोने आश्रयी १४८ उत्तरप्रकृतिओनुं बन्ध, उदय, उदीरणा अने सत्ताने दर्शावनार यन्त्र.

| અંક | ૧૪૮ ઉત્તર પ્રકૃતિઓના નામ. | બન્ધયોગ્ય ગુણસ્થાનક. | ઉદયયોગ્ય ગુણસ્થાનક. | ઉદીરણાયોગ્ય ગુણસ્થાનક. | સત્તાયોગ્ય ગુણસ્થાનક. |
|---|---|---|---|---|---|
| | **જ્ઞાનાવરણીય-૫** | | | | |
| ૧ | ૧ મતિજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૨ | ૨ શ્રુતજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૩ | ૩ અવધિજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૪ | ૪ મનઃપર્યવજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૫ | ૫ કેવલજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| | **દર્શનાવરણીય-૯** | | | | |
| ૬ | ૧ ચક્ષુર્દર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૭ | ૨ અચક્ષુર્દર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૮ | ૩ અવધિદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૯ | ૪ કેવલદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૦ | ૫ નિદ્રા | છઠ્ઠું | સમયોન આ૦ન્યૂન. ૧૨ | સમયાધિક આ૦ ન્યૂન ૧૨ | ૧ સમય ન્યૂન. ૧૨ |
| ૧૧ | ૬ નિદ્રાનિદ્રા | ૨ | ૬ | ૬ | *૮½ |

* નિદ્રાનિદ્રા આદિ દર્શનાવરણકર્મની તથા મોહનીયાદિ કર્મની પ્રકૃતિઓની સત્તા ક્ષપકશ્રેણિને આશ્રયી અહિં કહી છે, પરન્તુ ઉપશમશ્રેણિને આશ્રયી તેઓની અગીઆરમાં ગુણસ્થાનક સુધી સત્તા હોય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨ | ૭ પ્રચલા | ૭૧/૬ | સમયોન આ૦ન્યૂન ૧૨ | સમયાધિક આ૦ ન્યૂન ૧૨ | ૧ સમય ન્યૂન ૧૨ |
| ૧૩ | ૮ પ્રચલાપ્રચલા | ૨ | ૬ | ૬ | ૮૧/૬ |
| ૧૪ | ૯ સ્ત્યાનર્દ્ધિ | ૨ | ૬ | ૬ | ૮૧/૬ |
| | વેદનીય કર્મ–૨ | | | | |
| ૧૫ | ૧ સાતવેદનીય | ૧૩ | ૧૪ | ૬ | ૧૪ |
| ૧૬ | ૨ અસાતવેદનીય | ૬ | ૧૪ | ૬ | ૧૪ |
| | મોહનીય કર્મ–૨૮ | | | | |
| ૧૭ | ૧ સમ્યક્ત્વમોહનીય | ૦ | ચોથાથી સાત સુધી ૪ | ચોથાથી સાત સુધી ૪ | ૭ |
| ૧૮ | ૨ મિશ્રમોહનીય | ૦ | ત્રીજુ | ત્રીજુ | ૭ |
| ૧૯ | ૩ મિથ્યાત્વમોહનીય | ૧ | ૧ | ૧ | ૭ |
| ૨૦ | ૪ અનન્તાનુબન્ધિક્રોધ | ૨ | ૨ | ૨ | ૭ |
| ૨૧ | ૫ ,, માન | ૨ | ૨ | ૨ | ૭ |
| ૨૨ | ૬ ,, માયા | ૨ | ૨ | ૨ | ૭ |
| ૨૩ | ૭ ,, લોભ | ૨ | ૨ | ૨ | ૭ |
| ૨૪ | ૮ અપ્રત્યાખ્યાનાવરણક્રોધ | ૪ | ૪ | ૪ | ૮૨/૯ |
| ૨૫ | ૯ ,, માન | ૪ | ૪ | ૪ | ૮૨/૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૬ | ૧૦ ,, માયા | ૪ | ૪ | ૪ | ૮ ૧/૬ |
| ૨૭ | ૧૧ ,, લોભ | ૪ | ૪ | ૪ | ૮ ૨/૬ |
| ૨૮ | ૧૨ પ્રત્યાખ્યાનાવરણક્રોધ | ૫ | ૫ | ૫ | ૮ ૨/૬ |
| ૨૯ | ૧૩ ,, માન | ૫ | ૫ | ૫ | ૮ ૩/૬ |
| ૩૦ | ૧૪ ,, માયા | ૫ | ૫ | ૫ | ૮ ૩/૬ |
| ૩૧ | ૧૫ ,, લોભ | ૫ | ૫ | ૫ | ૮ ૩/૬ |
| ૩૨ | ૧૬ સંજ્વલન ક્રોધ | ૮ ૨/૫ | ૯ | ૯ | ૮ ૧/૬ |
| ૩૩ | ૧૭ ,, માન | ૮ ૩/૫ | ૯ | ૯ | ૮ ૬ |
| ૩૪ | ૧૮ ,, માયા | ૮ ૪/૫ | ૯ | ૯ | ૯ |
| ૩૫ | ૧૯ ,, લોભ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૩૬ | ૨૦ હાસ્ય મોહનીય | ૮ | ૮ | ૮ | ૮ ૫/૬ |
| ૩૭ | ૨૧ રતિ મોહનીય | ૮ | ૮ | ૮ | ૮ ૫/૬ |
| ૩૮ | ૨૨ અરતિ મોહનીય | ૬ | ૮ | ૮ | ૮ ૫/૬ |
| ૩૯ | ૨૩ શોક મોહનીય | ૬ | ૮ | ૮ | ૮ ૫/૬ |
| ૪૦ | ૨૪ ભય મોહનીય | ૮ | ૮ | ૮ | ૮ ૫/૬ |
| ૪૧ | ૨૫ જુગુપ્સા મોહનીય | ૮ | ૮ | ૮ | ૮ ૫/૬ |
| ૪૨ | ૨૬ પુરૂષવેદ | ૮ ૧/૫ | ૯ | ૯ | ૮ ૧/૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૩ | ૨૭ સ્ત્રીવેદ | ૨ | ૯ | ૯ | ૮ ૫/૬ |
| ૪૪ | ૨૮ નપુસકવેદ | ૧ | ૯ | ૯ | ૮ ૩/૬ |
| | આયુઃ કર્મ—૪ | | | | |
| ૪૫ | ૧ દેવાયુષ | ૭ | ૪ | ૪ | ૧૧ |
| ૪૬ | ૨ મનુષ્યાયુષ | ૪ | ૧૪ | ૬ | ૧૪ |
| ૪૭ | ૩ તિર્યંચાયુષ | ૨ | ૫ | ૫ | ૭ |
| ૪૮ | ૪ નરકાયુષ | ૧ | ૪ | ૪ | ૭ |
| | નામ કર્મ—૯૩ | | | | |
| ૪૯ | ૧ મનુષ્યગતિ નામકર્મ | ૪ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૫૦ | ૨ તિર્યંચગતિ ,, | ૨ | ૫ | ૫ | ૮ ૧/૬ |
| ૫૧ | ૩ દેવગતિ ,, | ૭ ૩/૪ | ૪ | ૪ | ૧૪ |
| ૫૨ | ૪ નરકગતિ ,, | ૧ | ૪ | ૪ | ૮ ૧/૬ |
| ૫૩ | ૫ એકેન્દ્રિયજાતિ ,, | ૧ | ૨ | ૨ | ૮ ૧/૬ |
| ૫૪ | ૬ દ્વીન્દ્રિયજાતિ ,, | ૧ | ૨ | ૨ | ૮ ૧/૬ |
| ૫૫ | ૭ ત્રીન્દ્રિયજાતિ ,, | ૧ | ૨ | ૨ | ૮ ૧/૬ |
| ૫૬ | ૮ ચતુરિન્દ્રિયજાતિ ,, | ૧ | ૨ | ૨ | ૮ ૧/૬ |
| ૫૭ | ૯ પંચેન્દ્રિયજાતિ ,, | ૭ ૩/૪ | ૧૪ | ૧૩ | ૧૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૮ | ૧૦ ઔદારિકશરીર ,, | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૫૯ | ૧૧ વૈક્રિયશરીર ,, | ૭ર્કુ | ૪ | ૪ | ૧૪ |
| ૬૦ | ૧૨ આહારકશરીર ,, | ૭ર્કુમા ગુ૦ | ૬–૭ ગુ | ૬–૭ ગુ | ૧૪ |
| ૬૧ | ૧૩ તૈજસશરીર ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૨ | ૧૪ કાર્મણશરીર ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૩ | ૧૫ ઔદારિકઅંગોપાંગ ,, | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૪ | ૧૬ વૈક્રિયઅંગોપાંગ ,, | ૭ર્કુ | ૪ | ૪ | ૧૪ |
| ૬૫ | ૧૭ આહારકઅંગોપાંગ ,, | ૭ર્કુમા ગુ૦ | ૬–૭ગુ | ૬–૭ગુ | ૧૪ |
| ૬૬ | ૧૮ ઔદારિકબંધન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૬૭ | ૧૯ વૈક્રિયબંધન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૬૮ | ૨૦ આહારકબંધન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૬૯ | ૨૧ તૈજસબંધન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૭૦ | ૨૨ કાર્મણબંધન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૭૧ | ૨૩ ઔદારિકસંઘાતન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૭૨ | ૨૪ વૈક્રિયસંઘાતન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૭૩ | ૨૫ આહારકસંઘાતન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૭૪ | ૨૬ તૈજસસંઘાતન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૫ | ૨૭ કાર્મણસંઘાતન ,, | ૦ | ૦ | ૦ | ૧૪ |
| ૭૬ | ૨૮ વજ્રઋષભનારાચ સંહનન | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૭૭ | ૨૯ ઋષભનારાચ , | ૨ | ૧૧ | ૧૧ | ૧૪ |
| ૭૮ | ૩૦ નારાચ ,, | ૨ | ૧૧ | ૧૧ | ૧૪ |
| ૭૯ | ૩૧ અર્ધનારાચ ,, | ૨ | ૭ | ૭ | ૧૪ |
| ૮૦ | ૩૨ કીલિકા ,, | ૨ | ૭ | ૭ | ૧૪ |
| ૮૧ | ૩૩ સેવાર્ત , | ૧ | ૭ | ૭ | ૧૪ |
| ૮૨ | ૩૪ સમચતુરસ્રસસ્થાન | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૩ | ૩૫ ન્યગ્રોધ પરિમડલ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૪ | ૩૬ સાદિ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૫ | ૩૭ વામન ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૬ | ૩૮ કુબ્જ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૭ | ૩૯ હુંડક ,, | ૧ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૮ | ૪૦ કૃષ્ણવર્ણ–નામકર્મ ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૯ | ૪૧ નીલવર્ણ ,, | ,, | , | ,, | ,, |
| ૯૦ | ૪૨ લોહિતવર્ણ ,, | ,, | ,, | ,, | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૯૧ | ૪૩ હારિદ્રવર્ણ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૨ | ૪૪ શુક્લવર્ણ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૩ | ૪૫ સુરભિગન્ધ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૪ | ૪૬ દુરભિગન્ધ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૫ | ૪૭ તિક્તરસ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૬ | ૪૮ કટુકરસ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૭ | ૪૯ કષાયરસ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૮ | ૫૦ અમ્લરસ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯૯ | ૫૧ મધુરરસ | | ,, | ,, | ,, | ,, |
| ૧૦૦ | ૫૨ કર્કશસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦૧ | ૫૩ મૃદુસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦૨ | ૫૪ ગુરુસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦૩ | ૫૫ લઘુસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦૪ | ૫૬ શીતસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦૫ | ૫૭ ઉષ્ણસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦૬ | ૫૮ સ્નિગ્ધસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૦૭ | ૫૯ રુક્ષસ્પર્શ | ,, | ,, | ,, | ,, | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૮ | ૬૦ નરકાનુપૂર્વી ,, | ૧ | ૧,૪–૨ | ૧,૪–૨ | ૮૬ |
| ૧૦૯ | ૬૧ તિર્યંચાનુપૂર્વી ,, | ૨ | ૧,૨,૪–૩ | ૧,૨,૪–૩ | ૮૬ |
| ૧૧૦ | ૬૨ મનુષ્યાનુપૂર્વી ,, | ૪ | ૧,૨,૪–૩ | ૧,૨,૪–૩ | ૧૪ |
| ૧૧૧ | ૬૩ દેવાનુપૂર્વી ,, | ૭ર્કુ | ૧,૨,૪–૩ | ૧,૨,૪-૩ | ૧૪ |
| ૧૧૨ | ૬૪ શુભવિહાયોગતિ ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૩ | ૬૫ અશુભવિહાયોગતિ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૪ | ૬૬ પરાઘાત ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૫ | ૬૭ ઉચ્છ્વાસ ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૬ | ૬૮ આતપ ,, | ૧ | ૧ | ૧ | ૮૬ |
| ૧૧૭ | ૬૯ ઉદ્યોત ,, | ૨ | ૫ | ૫ | ૮૬ |
| ૧૧૮ | ૭૦ અગુરુલઘુ ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૯ | ૭૧ તીર્થંકર ,, | ૪ થી૭ર્કુ | ૧૩,૧૪-૨ | ૧૩મુ૧ | ૧૪ |
| ૧૨૦ | ૭૨ નિર્માણ ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૧ | ૭૩ ઉપઘાત ,, | ૭ર્કુ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૨ | ૭૪ ત્રસ ,, | ૭ર્કુ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૩ | ૭૫ બાદર ,, | ૭ર્કુ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૪ | ૭૬ પર્યાપ્ત | ૭ર્કુ | ૧૪ | ૧૩ | ૧૪ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨૫ | ૭૭ પ્રત્યેક | ,, | ૭૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૬ | ૭૮ સ્થિર | ,, | ૭૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૭ | ૭૯ શુભ | ,, | ૭૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૮ | ૮૦ સુભગ | ,, | ૭૬ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૯ | ૮૧ સુસ્વર | ,, | ૭૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૦ | ૮૨ આદેય | ,, | ૭૬ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૩૧ | ૮૩ યશઃકીર્તિ | ,, | ૧૦ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૩૨ | ૮૪ સ્થાવર | ,, | ૧ | ૨ | ૨ | ૮૬ |
| ૧૩૩ | ૮૫ સૂક્ષ્મ | ,, | ૧ | ૧ | ૧ | ૮૬ |
| ૧૩૪ | ૮૬ અપર્યાપ્ત | ,, | ૧ | ૧ | ૧ | ૧૪ |
| ૧૩૫ | ૮૭ સાધારણ | ,, | ૧ | ૧ | ૧ | ૮૬ |
| ૧૩૬ | ૮૮ અસ્થિર | ,, | ૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૭ | ૮૯ અશુભ | ,, | ૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૮ | ૯૦ દુર્ભગ | ,, | ૨ | ૪ | ૪ | ૧૪ |
| ૧૩૯ | ૯૧ દુઃસ્વર | ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૪૦ | ૯૨ અનાદેય | ,, | ૨ | ૪ | ૪ | ૧૪ |
| ૧૪૧ | ૯૩ અયશઃકીર્ત્તિ | ,, | ૬ | ૪ | ૪ | ૧૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ગોત્રકર્મ-૨ | | | | |
| ૧૪૨ | ૧ ઉચ્ચૈર્ગોત્ર | ૧૦ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૪૩ | ૨ નીચગોત્ર | ૨ | ૫ | ૫ | ૧૪ |
| | અન્તરાયકર્મ-૫ | | | | |
| ૧૪૪ | ૧ દાનાન્તરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૫ | ૨ લાભાન્તરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૬ | ૩ ભોગાન્તરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૭ | ૪ ઉપભોગાન્તરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૮ | ૫ વીર્યાન્તરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |

# बन्धस्वामित्वनाम तृतीय कर्मग्रन्थ
## विवेचन साहित.

આરંભમાં મંગલ અને અભિધેયનું પ્રતિપાદન કરવા માટે આ ગાથા કહે છે—

बन्धविहाणविमुक्कं वंदिय सिरिवद्धमाणजिणचंदं ।
गइयाईसु वुच्छं समासओ बंधसामित्तं ॥ १ ॥

[ बन्धविधानविमुक्तं वंदित्वा श्रीवर्द्धमानजिनचन्द्रम् ।
गत्यादिषु वक्ष्ये समासतो बन्धस्वामित्वम् ॥ ]

અર્થ.—[ बन्धविहाणविमुक्कं ] કર્મબન્ધના પ્રકારોથી મૂકાયેલા [ सिरिवद्धमाणजिणचंदं ] શ્રી વર્ધમાનજિનચન્દ્રને [ वंदिय ] વાંદીને [ गइआईसु ] ગત્યાદિ માર્ગણાને વિષે [ बंधसामित्त ] બન્ધસ્વામિત્વ [ समासओ ] સંક્ષેપથી [ वुच्छं ] કહીશ.

વિવેચનઃ—ગાથાના પ્રથમાર્ધવડે મંગલ અને દ્વિતીયાર્ધવડે અભિધેય કર્યું છે. અહિં 'બન્ધસ્વામિત્વ' તે અભિધેય છે ગત્યાદિ માર્ગણાને વિષે રહેલા જીવો કયા ગુણસ્થાને કેટલી ઉત્તરપ્રકૃતિઓના બંધના સ્વામી-અધિકારી છે તેને હું સંક્ષેપથી કહીશ.

કર્મપરમાણુઓનો આત્મપ્રદેશની સાથે સંબન્ધ તે બન્ધ; તે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ-એ ચાર હેતુઓવડે થાય છે. તે બન્ધના પ્રકૃતિબંધાદિ પ્રકારોથી સર્વથા મૂકાયેલ, એવા જિનચંદ્ર-સામાન્ય કેવલજ્ઞાનીમાં ચન્દ્ર સમાન શ્રી-જ્ઞાનાદિલક્ષ્મીયુક્ત, મહાવીર સ્વામીને

નમસ્કાર કરી ગત્યાદિ માર્ગણાને વિષે ગુણસ્થાનકોને આશ્રયી બન્ધસ્વામિત્વ-અમુક ગતિ વગેરે માર્ગણામાં કયો જીવ કયે ગુણસ્થાનકે કેટલી ઉત્તર પ્રકૃતિઓનો બન્ધાધિકારી હોય તે કહીશું. જે ગતિ ઇંદ્રિય વગેરે દ્વારા જીવની વિચારણા થાય તેને-ગત્યાદિ જીવની અવસ્થાઓને-માર્ગણા કહે છે.

गइ इन्दिए य काए जोए वेए कसाय नाणे य।
संजम दंसण लेसा भव संमे संनि आहारे ॥

અર્થઃ—માર્ગણાના મૂલ ચૌદ ભેદ, અને તેના બાસઠ અવાન્તર-પેટા ભેદો છે.

૧ ગતિ. ૧ નરકગતિ, ૨ તિર્યંચગતિ, ૩ મનુષ્યગતિ, અને ૪ દેવગતિ-એ ચાર પ્રકારે ગતિમાર્ગણા છે.

૨ ઇન્દ્રિય. એકેન્દ્રિય, ૨ બેઇન્દ્રિય, ૩ તેઇન્દ્રિય, ૪ ચઉરિન્દ્રિય અને ૫ પચેન્દ્રિય-એ પાંચ પ્રકારે ઇન્દ્રિય-માર્ગણા છે.

૩ કાય. ૧ પૃથિવીકાય, ૨ અપ્કાય, ૩ તેજસ્કાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય અને ૬ ત્રસકાય-એ છ પ્રકારે કાયમાર્ગણા છે.

૪ યોગ. ૧ સત્યમનોયોગ, ૨ અસત્યમનોયોગ, ૩ સત્યાસત્યમનોયોગ, ૪ અસત્યમૃષામનોયોગ, ૫ સત્યવચનયોગ, ૬ અસત્યવચનયોગ, ૭ સત્યાસત્યવચનયોગ, ૮ અસત્યામૃષાવચનયોગ, ૯ વૈક્રિયકાયયોગ, ૧૦ વૈક્રિયમિશ્રકાયયોગ, ૧૧ આહારકકાયયોગ, ૧૨ આહારકમિશ્રકાયયોગ, ૧૩ આદારિકકાયયોગ, ૧૪ ઔદારિકમિશ્રકાયયોગ અને ૧૫ કાર્મણકાયયોગ-એ રીતે યોગમાર્ગણાના પંદર ભેદ છે.

૫ વેદ. ૧ સ્રીવેદ, ૨ પુરુષવેદ અને ૩ નપુંસકવેદ-એ ત્રણ પ્રકારે વેદમાર્ગણા છે.

૬ કષાય ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા અને ૪ લોભ-એમ ચાર પ્રકારે કષાયમાર્ગણા છે.

૭ જ્ઞાન. ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન અને ૫ કેવલજ્ઞાન-એ પ્રમાણે જ્ઞાન પાંચ પ્રકારે છે. જ્ઞાનના ગ્રહણ કરવાથી તેના પ્રતિપક્ષી અજ્ઞાનનું પણ ગ્રહણ કરવું. તેના ત્રણ પ્રકાર છે-૧ મત્યજ્ઞાન, ૨ શ્રુતાજ્ઞાન અને ૩ વિભંગજ્ઞાન-એ રીતે જ્ઞાનમાર્ગણાના આઠ પ્રકાર છે

૮ સંયમ. સંયમ પાંચ પ્રકારે છે—૧ સામાયિક, ૨ છેદોપસ્થાપનીય, ૩ પરિહારવિશુદ્ધિ, ૪ સૂક્ષ્મસંપરાય અને ૫ યથાખ્યાત. સંયમના ગ્રહણથી તેના પ્રતિપક્ષી દેશવિરતિ અને અવિરતિનું પણ ગ્રહણ કરવું એ પ્રમાણે સંયમમાર્ગણા સાત પ્રકારે છે.

૯ દર્શન દર્શનમાર્ગણા ચાર પ્રકારે છે-૧ ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન અને ૪ કેવલદર્શન

૧૦ લેશ્યા. લેશ્યામાર્ગણા છ પ્રકારે છે-૧ કૃષ્ણલેશ્યા, ૨ નીલલેશ્યા, ૩ કાપોતલેશ્યા, ૪ તેજોલેશ્યા, ૫ પદ્મલેશ્યા અને ૬ શુકલલેશ્યા.

૧૧ ભવ્ય તેવા પ્રકારના અનાદિ સ્વભાવથી સિદ્ધિગમનને યોગ્ય તે ભવ્યજીવ ભવ્યના ગ્રહણથી તેના પ્રતિપક્ષી અભવ્યનું પણ ગ્રહણ કરવું અભવ્ય—સિદ્ધિગમનને અયોગ્ય. એમ ભવ્યમાર્ગણા બે પ્રકારે છે

**૧૨. સમ્યક્ત્વ.** સમ્યકત્વના ત્રણ પ્રકાર છે-૧ ક્ષાયિક, ૨ ક્ષાયોપશમિક અને ૩ ઔપશમિક. સમ્યક્ત્વના ગ્રહણથી તેના પ્રતિપક્ષી મિથ્યાત્વ, સાસ્વાદન અને મિશ્રનું પણ ગ્રહણ કરવું. એ રીતે સમ્યક્ત્વમાર્ગણા છ પ્રકારે છે.

**૧૩ સંજ્ઞી.** મનોવિજ્ઞાનસહિત તે સંજ્ઞી, સંજ્ઞીના ગ્રહણથી તેના પ્રતિપક્ષી અસંજ્ઞી પણ સૂચિત થાય છે. અસંજ્ઞી-મનોવિજ્ઞાન રહિત. એ રીતે સંજ્ઞીમાર્ગણા બે પ્રકારે છે.

**૧૪ આહારક.** ઓજઆહાર, લોમાહાર અને પ્રક્ષેપાહારમાંનો કોઇ પણ પ્રકારનો આહાર કરે તે આહારક. આહારકના ગ્રહણથી તેના પ્રતિપક્ષી અનાહારક પણ ગ્રહણ કરવા. એ પ્રમાણે આહારકમાર્ગણા બે પ્રકારે છે.

અહિં માર્ગણાસ્થાનોમાં જ્ઞાનાદિના ગ્રહણ સાથે તેના પ્રતિપક્ષ અજ્ઞાનાદિનું ગ્રહણ પ્રત્યેક માર્ગણાઓમાં સર્વ સાંસારિક જીવોનો સમાવેશ કરવા માટે કર્યું છે.

અહિં ગત્યાદિમાર્ગણાને વિષે બન્ધસ્વામિત્વ કહેવાનું છે, તેમાં બન્ધને આશ્રયી એકસોવીશ પ્રકૃતિઓ વિવક્ષિત છે-જ્ઞાનાવરણની ઉત્તર પ્રકૃતિઓ પાંચ, દર્શનાવરણની નવ, વેદનીયની બે, મોહનીયની અઠ્યાવીશ, આયુષની ચાર, નામકર્મની સડસઠ (પિંડ પ્રકૃતિના પાંસઠ ભેદમાંથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના વીશ ઉત્તર ભેદોનો સામાન્ય ચાર ભેદોમાં સમાવેશ કરતા અને બન્ધન અને સંઘાતના દશ ભેદોનો શરીરમાં સમાવેશ કરતા પિંડપ્રકૃતિના ઓગણચાલીશ ભેદો થાય છે. ત્રસદશક, સ્થાવરદશક અને આઠ પ્રત્યેક પ્રકૃતિઓ મળીને એ રીતે નામકર્મની સડસઠ ઉત્તરપ્રકૃતિઓ થાય

છે.), ગોત્રકર્મની બે અને અન્તરાયકર્મની પાંચ પ્રકૃતિઓ મળીને આઠ કર્મની એકસોવીશ ઉત્તરપ્રકૃતિઓ થાય છે.

સંકેતદ્વારા સંક્ષેપથી અનેક પ્રકૃતિઓનો બોધ થવા માટે અહિં પંચાવન પ્રકૃતિઓનો સંગ્રહ કરે છેઃ—

जिण सुर-विउव्वा-आहारदु देवाउ अ नरय-सुहुम-विगलतिगं।
एगिंदि-थावरा-यव-नपु-मिच्छं हुंड-छेवट्ठं ॥२॥

अण-मज्झा-गिइ-संघयण-कुखग-निय-इत्थि-दुहग-थीणतिगं।
उज्जोय तिरिदुगं तिरि-नराउ नर-उरलदुग रिसहं ॥ ३ ॥

[ जिनं सुर-वैक्रियाहारद्विकं देवायुश्च नरक-सूक्ष्म-विकलत्रिकम्।
एकेन्द्रिय-स्थावरा-तप-नपुंसक-मिथ्यात्वं हुण्ड-सेवार्तम्॥ ]

[ अनन्त-मध्याकृति-संहननं कुखगति-नीच-स्त्री-दौर्भाग्य-स्त्यानर्द्धित्रिकम् ।
उद्योत तिर्यग्द्विकं तिर्यग्-नरायुः नर-उदारद्विकं ऋषभम् ॥ ]

અર્થઃ—[जिण] ૧ જિનનામ, [सुर-विउव्वा-आहारदु] સુરદ્વિક—૨ દેવગતિ, ૩ દેવાનુપૂર્વી, વૈક્રિયદ્વિક—૪ વૈક્રિય શરીર અને ૫ વૈક્રિય અંગોપાંગ; આહારકદ્વિક—૬ આહારક શરીર અને ૭ આહારકઅંગોપાંગ; [देवाउ अ] ૮ દેવાયુષ, [नरय-सुहुम-विगलतिगं] નરકત્રિક—૯ નરકગતિ, ૧૦ નરકાનુપૂર્વી અને ૧૧ નરકાયુષ, સૂક્ષ્મત્રિક—૧૨ સૂક્ષ્મનામ, ૧૩ અપર્યાપ્તનામ અને ૧૪ સાધારણનામ; વિકલત્રિક—૧૫ બેઇન્દ્રિય, ૧૬ તેઇન્દ્રિય અને ૧૭ ચઉરિન્દ્રિય જાતિ, [एगिंदि-थावरा-यव-नपु-मिच्छ] ૧૮ એકેન્દ્રિય નામ, ૧૯ સ્થાવર

નામ, ૨૦ આતપનામ, ૨૧ નપુંસકવેદ, ૨૨ મિથ્યાત્વમોહ-નીય, [हुंड-छेवट्टं] ૨૩ હુંડકસંસ્થાન અને ૨૪ છેવઠ્ઠસંઘયણ.

[अण-मज्झा-गिइ-संघयणचउ] અનન્તાનુબન્ધિચતુષ્ક—૨૫ અનન્તાનુબન્ધી ક્રોધ, ૨૬ માન, ૨૭ માયા અને ૨૮ લોભ, મધ્યાકૃતિચતુષ્ક—૨૯ ન્યગ્રોધપરિમંડલ, ૩૦ સાદિ, ૩૧ વામન અને ૩૨ કુબ્જસંસ્થાન, મધ્યસંઘયણચતુષ્ક—૩૩ ઋષભનારાચ, ૩૪ નારાચ, ૩૫ અર્ધનારાચ અને ૩૬ કીલિકા; [कुखग-निय-इत्थि] ૩૭ કુખગતિ—અશુભવિહાયોગતિ; ૩૮ નીચગોત્ર, ૩૯ સ્ત્રીવેદ; [दुहग-थीणतिगं] દૌર્ભાગ્યત્રિક—૪૦ દૌર્ભાગ્ય, ૪૧ દુઃસ્વર અને ૪૨ અનાદેય; સ્ત્યાનર્દ્ધિત્રિક—૪૩ સ્ત્યાનર્દ્ધિ, ૪૪ નિદ્રાનિદ્રા અને ૪૫ પ્રચલા-પ્રચલા; [उज्जोय] ૪૬ ઉદ્યોતનામ, [तिरिदुगं] ૪૭ તિર્યંચગતિ અને ૪૮ તિર્યંચાનુપૂર્વી, [तिरि-नराउ] ૪૯ તિર્યંચાયુષ અને ૫૦ મનુષ્યાયુષ, [नर-उरलदुग] મનુષ્યદ્વિક—૫૧ મનુષ્યગતિ અને ૫૨ મનુષ્યાનુપૂર્વી; ૫૩ ઔદારિકશરીર અને ૫૪ ઔદારિકઅંગોપાંગ, [रिसहं] ૫૫ વજ્રઋષભનારાચસંહનન.

વિવેચન:—સંકેતદ્વારા સંક્ષેપથી અનેક પ્રકૃતિઓનો બોધ થવા માટે ઉપર કહેલી પંચાવન પ્રકૃતિઓનો સંગ્રહ કર્યો છે; જેમ કે 'સુરએકોનવિંશતિ'-સુરથી માંડીને આતપ પર્યન્ત ઓગણીશ પ્રકૃતિઓ.

હવે પ્રથમ નરક ગતિમાર્ગણાને આશ્રયી બન્ધનું પ્રતિપાદન કરે છે—

सुरइगुणवीसवज्जं इगसउ ओहेण बंधहिं निरया ।
तित्थं विणा मिच्छि सयं सासणि नपुचउविणा छनुई ॥ ४ ॥

[ सुरैकोनविंशतिवर्जं एकशतमोघेन बध्नन्ति निरयाः ।
तीर्थं विना मिथ्यात्वे शतं सास्वादने नपुंसकचतुष्कं विना
षण्णवतिः ]

અર્થ:—[निरया] નારકો [सुरइगुणवीसवज्जं] સુરદ્વિકાદિ ઓગણીશ પ્રકૃતિઓ શિવાય [इगसउ] એકસો એક ઉત્તરપ્રકૃતિઓ [ओहेण] સામાન્યે [बंधहिं] બાંધે છે.[तित्थं विणा] તીર્થંકરનામકર્મ શિવાય [सयं] સો પ્રકૃતિઓ [मिच्छि] મિથ્યાત્વગુણસ્થાનકે બાંધે છે. અને [सासणि] સાસ્વાદનગુણસ્થાનકે [नपुचउविणा] નપુંસકચતુષ્ક વિના [छनुई] છન્નુ પ્રકૃતિઓ બાંધે છે.

**વિવેચનઃ**—સુરદ્વિક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, દેવાયુષ, નરકત્રિક, સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, એકેન્દ્રિય, સ્થાવર અને આતપ –એ ઓગણીશ પ્રકૃતિ શિવાય એકસો એક પ્રકૃતિઓ નારકો ઓઘે-કોઇ પણ ગુણસ્થાનકની વિવક્ષા વિના સામાન્યતઃ બાંધે છે. કારણ કે નારકો મરીને જ્યાં આ ઓગણીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે ત્યાં જતા નથી, કારણ કે નારકો દેવ તથા નરક ગતિમાં ઉપજતા નથી, તેથી તેને તત્પ્રાયોગ્ય વૈક્રિયદ્વિક, નરકત્રિક અને દેવત્રિક–એ આઠ પ્રકૃતિઓનો બન્ધ થતો નથી. તેમજ સૂક્ષ્મનામકર્મનો ઉદય સૂક્ષ્મ એકેન્દ્રિયમાં, અપર્યાપ્ત નામકર્મનો ઉદય અપર્યાપ્ત તિર્યંચ અને મનુષ્યમાં, સાધારણનામનો ઉદય સાધારણ વનસ્પતિમાં, એકેન્દ્રિય, સ્થાવર અને આતપનામનો ઉદય એકેન્દ્રિયમાં, અને વિકલત્રિકનો ઉદય બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયમાં હોય છે. અને નારકો એકેન્દ્રિય, વિકલેન્દ્રિય અને લબ્ધિ અપર્યાપ્ત મનુષ્ય–તિર્યંચમાં ઉપજતા નથી.

તેથી તેને સૂક્ષ્મત્રિક, એકેન્દ્રિય, સ્થાવર, આતપ અને વિકલેન્દ્રિય—એ નવ પ્રકૃતિઓ બંધાતી નથી. તથા આહારકદ્વિકનો બન્ધ વિશિષ્ટચારિત્રનિમિત્તક થાય છે, અને નારકોને ચારિત્ર હોતું નથી તેથી આહારકદ્વિક પણ બંધાતું નથી. એ રીતે સુરાદિ ઓગણીશ પ્રકૃતિઓ શિવાય જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ, વેદનીય બે, મોહનીય છવીશ, આયુષ બે, નામકર્મ પચાસ, ગોત્ર કર્મ બે અને અન્તરાય કર્મ પાંચ—સર્વ મળીને એકસો એક પ્રકૃતિઓ ઓઘે બાંધે છે.

હવે ગુણસ્થાનક વિશેષની અપેક્ષાએ બન્ધસ્વામિત્વ કહે છે—મિથ્યાત્વગુણસ્થાનકે તીર્થંકરનામકર્મ ન બંધાય, કારણ કે તીર્થંકરનામકર્મના બંધનો હેતુ સમ્યક્ત્વ છે, અને તે મિથ્યાત્વગુણસ્થાનકે નથી, તેથી એકસો એક પ્રકૃતિઓમાંથી તીર્થંકરનામ બાદ કરતા મિથ્યાત્વ ગુણસ્થાનકે સો પ્રકૃતિઓ બંધાય.

નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડકસંસ્થાન અને સેવાર્તસંહનન—એ ચાર પ્રકૃતિઓ વિના સાસ્વાદન ગુણસ્થાનકે છન્નું પ્રકૃતિઓનો બન્ધ થાય, કારણ કે નરકત્રિક, જાતિચતુષ્ક, સ્થાવરચતુષ્ક, હુંડકસંસ્થાન, આતપનામ, છેવટ્ઠુસંઘયણ, નપુંસકવેદ અને મિથ્યાત્વમોહનીય—એ સોળ પ્રકૃતિઓનો બન્ધ મિથ્યાત્વનિમિત્તક થાય છે, તેમાં નરકત્રિક, સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, એકેન્દ્રિયજાતિ, સ્થાવર નામ અને આતપનામ—એ બાર પ્રકૃતિઓને નારકો ભવપ્રત્યય બાંધતા નથી, તેથી તેને સુરાદિ ઓગણીશ પ્રકૃતિઓમાં ગૃહીત કરી ઓઘબંધમાંથીજ કાઢી નાખી છે. બાકી

રહેલી નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડકસંસ્થાન અને છેવટ્ઠ સંઘયણ—એ ચાર પ્રકૃતિઓ મિથ્યાત્વનિમિત્તક બંધાય છે, અને સાસ્વાદન ગુણસ્થાનકે મિથ્યાત્વનો ઉદય નથી માટે ત્યાં બંધાતી નથી, પણ તે શિવાય છન્નું પ્રકૃતિઓ બંધાય છે.

સામાન્ય નારકોને આશ્રયી મિશ્ર અને અવિરતસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે તથા વિશેષથી રત્નપ્રભાદિ પૃથિવીના નારકોને આશ્રયી પ્રથમના ચાર ગુણસ્થાનકે બન્ધસ્વામિત્વનું કથન—

विणु अणछवीस मीसे, बिसयरि सम्मंमि जिण—नराउजुया ।
इय रयणाइसु भंगो, पंकाइसु तित्थयरहीणो ॥ ५ ॥

[विनाऽनन्तषड्विंशतिं मिश्रे द्वासप्ततिः सम्यक्त्वे जिन-नरायुर्युता ।
इति रत्नादिषु भंगः, पंकादिषु तीर्थंकरहीनः ॥ ]

અર્થઃ—[मीसे] મિશ્રગુણસ્થાનકે [विणु अणछवीस] અનન્તાનુબન્ધી આદિ છવ્વીશ પ્રકૃતિઓ શિવાય (સીત્તેર) પ્રકૃતિઓ બાંધે, તેમાં [जिण-नराउजुया] જિનનામ અને નરાયુષ સહિત કરતા [बिसयरि] બહોંતેર પ્રકૃતિઓ [सम्मंमि] અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે બાંધે. [इय] એ પ્રમાણે [रयणाइसु] રત્નપ્રભાદિ ત્રણ નરકપૃથિવીને વિષે [भंगो] એજ ભંગ—પ્રકાર જાણવો. અને [पंकाइसु] પંકપ્રભાદિ ત્રણ નરકપૃથિવીને વિષે [तित्थयरहीणो] તીર્થંકરનામકર્મ રહિત બન્ધ જાણવો.

વિવેચનઃ—અનન્તાનુબન્ધિચતુષ્ક, મધ્યસંસ્થાન-ચતુષ્ક, મધ્યસંહનનચતુષ્ક, અશુભવિહાયોગતિ, નીચગોત્ર,

સ્ત્રીવેદ, દૌર્ભાગ્ય, દુઃસ્વર, અનાદેય, થીણદ્ધિત્રિક, ઉદ્યોત અને તિર્યંચત્રિક–એ પચીશ પ્રકૃતિઓ અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી બંધાય છે, અને અનન્તાનુબન્ધી કષાયનો ઉદય મિશ્ર ગુણસ્થાનકે નહિ હોવાથી તેનો બીજા સાસ્વાદન ગુણસ્થાનકે અન્ત થાય છે. તથા મિશ્રગુણસ્થાનકે વર્તતો કોઇ પણ જીવ આયુષનો બંધ કરતો નથી, તેથી અહિં મનુષ્યાયુષનો પણ બન્ધ થતો નથી. માટે છન્નું પ્રકૃતિઓમાંથી ઉપર કહેલી છવ્વીશ પ્રકૃતિઓ ન્યૂન કરતા મિશ્રગુણસ્થાનકે નારકોને સીત્તેર પ્રકૃતિઓનો બંધ થાય છે. અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે વર્તતા કેટલાએક નારકો સમ્યક્ત્વનિમિત્તે જિનનામ કર્મ બાંધે છે, તથા મનુષ્યાયુષનો પણ બન્ધ કરે છે, તેથી સીત્તેર પ્રકૃતિમાં એ બે પ્રકૃતિઓ મેળવતાં અહિં બહોંતેર પ્રકૃતિઓનો બન્ધ થાય છે.

નારકોને પ્રથમના ચાર ગુણસ્થાનક હોય છે, કેમકે દેવ તથા નારકોને ભવપ્રત્યય વિરતિ નહિ હોવાથી આગળના દશ ગુણસ્થાનકો હોતા નથી.

એ પ્રમાણે સામાન્યતઃ નરકગતિને વિષે ઓઘે–સામાન્યે તથા ગુણસ્થાનકોમાં બંધસ્વામિત્વ કહી રત્નપ્રભાદિ નરકપૃથિવીના ભેદથી ભિન્ન ભિન્ન નારકોને ઓઘે તથા ગુણસ્થાનકોને વિષે ઉત્તર પ્રકૃતિઓનો બધ કહે છે—સામાન્ય નારકોને ઓઘે તથા ગુણસ્થાનકોમાં જેટલા પ્રકૃતિઓનો બંધ કહ્યો છે તેટલી પ્રકૃતિઓ રત્નપ્રભા, શર્કરાપ્રભા અને વાલુકાપ્રભા—એ ત્રણ નરકપૃથિવીના નારકોને બંધમાં હોય છે, એટલે ઓઘે સુરગતિઆદિ ઓગણીશ પ્રકૃતિઓ શિવાય એકસો એક પ્રકૃતિઓનો બંધ હોય છે, તેમાંથી મિથ્યાત્વગુણસ્થાનકે

જિનનામકર્મ રહિત સો પ્રકૃતિઓનો બન્ધ હોય છે, તેમાંથી નપુંસકાદિચતુષ્ક વિના છન્નું પ્રકૃતિઓનો બન્ધ સાસ્વાદન ગુણસ્થાનકે હોય છે, તેમાંથી અનન્તાનુબન્ધ્યાદિ છવ્વીશ પ્રકૃતિઓ વિના સીત્તેર પ્રકૃતિઓનો બન્ધ મિશ્રગુણસ્થાનકે હોય છે. તેમાં જિનનામ અને મનુષ્યાયુસહિત કરતા બહોંતેર પ્રકૃતિઓનો બંધ અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનકે હોય છે.

પંકપ્રભા, ધૂમપ્રભા અને તમઃપ્રભા—એ ત્રણ નરક પૃથિવીના નારકોને તીર્થંકરનામકર્મનો બન્ધ ન હોય, કારણ કે એ ત્રણ નરકથી નીકળેલો જીવ તીર્થંકર ન થાય. શાસ્ત્રમાં કહ્યું છે કે—પ્રથમ નરકથી નીકળેલો જીવ ચક્રવર્તી થાય, પ્રથમની બે નરકથી નીકળેલો જીવ વાસુદેવ થાય, ત્રણ નરકથી નીકળેલો તીર્થંકર થાય, ચાર નરકથી નીકળેલો જીવ કેવલજ્ઞાની થાય, પાંચ નરકથી નીકળેલો સંયત થાય, છ નરકથી નીકળેલો દેશવિરતિપણું પામે, અને સાતે નરકથી નિકળેલો જીવ સમ્યગ્દષ્ટિ થાય. તે માટે પંકપ્રભાદિથી આવેલો જીવ તીર્થંકર ન થાય. તેથી પંકપ્રભાદિ ત્રણ નરકપૃથિવીના નારકોને ઓઘે સો પ્રકૃતિઓનો તથા અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનકે એકોતેર પ્રકૃતિઓનો બન્ધ હોય.

હવે સાતમી નરકપૃથિવીના નારકોને આશ્રયી બન્ધસ્વામિત્વ કહે છેઃ—

अजिणमणुआउ ओहे सत्तमिए नरदुगुच्च विणु मिच्छे ।
इगनवई सासाणे तिरिआउ-नपुंसचउवज्जं ॥ ६ ॥

[ अजिनमनुजायुरोघे सप्तम्यां नरद्विकोच्चं विना मिथ्यात्वे ।
एकनवतिस्सासादने तिर्यगायुर्नपुंसकचतुष्कवर्जम् ॥ ]

અર્થઃ—[ अजिणमणुआउ ] જિનનામ કર્મ અને મનુષ્યાયુષ-એ બે પ્રકૃતિઓ વિના [ओहे] ઓઘે-સામાન્યે નવાણું પ્રકૃતિઓ [ सत्तमिए ] સાતમી નરકપૃથિવીના નારકોને બંધાય. [ नरदुगुच्च विणु ] મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્ર-એ ત્રણ પ્રકૃતિ શિવાય [ मिच्छे ] મિથ્યાત્વગુણસ્થાનકે છન્નુ પ્રકૃતિઓ બંધાય. [ तिरिआउ-नपुंसचउवज्ज ] તિર્યંચાયુષ અને નપુંસકાદિ ચાર પ્રકૃતિઓ વર્જિત [ इगनवई ] એકાણું પ્રકૃતિઓ [ सासाणे ] સાસ્વાદન ગુણસ્થાનકે બંધાય.

વિવેચનઃ—સાતમી મહાતમઃપ્રભાનરકપૃથિવીના નારકો તથાવિધ વિશુદ્ધિના અભાવે જિનનામકર્મ અને મનુષ્યાયુષ—એ બે પ્રકૃતિઓ બાંધતા નથી. તેથી સામાન્ય નારકોને ઓઘે બંધાતી એકસો એક પ્રકૃતિઓના બંધમાંથી એ બે પ્રકૃતિઓ ન્યૂન કરીએ. કારણ કે સાતમી નરક-પૃથિવીથી નીકળેલો જીવ મનુષ્ય અને તીર્થંકર ન થાય, તેથી તત્પ્રાયોગ્ય એ બે પ્રકૃતિઓ પણ ન બંધાય, એટલે બાકીની નવાણું પ્રકૃતિઓ ઓઘે બંધાય. મિથ્યાત્વગુણસ્થાનકે મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્ર એ ત્રણ પ્રકૃતિઓ તથાવિધ વિશુદ્ધિને અભાવે ન બાંધે; કારણ કે સાતમી નરકપૃથિવીના નારકોને ઉત્કૃષ્ટ પુણ્યપ્રકૃતિ એજ છે, અને તે તો ઉત્કૃષ્ટ વિશુદ્ધિવડે બંધાય, ઉત્કૃષ્ટ વિશુદ્ધિસ્થાનક તેને ત્રીજે યા ચોથે ગુણસ્થાનકે હોય છે, તેથી એ ત્રણ પ્રકૃતિઓ સાતમી નરકપૃથિવીના નારકોને ત્રીજે અને ચોથે ગુણસ્થાનકે બંધાય છે, પણ મિથ્યાત્વગુણસ્થાનકે બંધાતી નથી. તેથી નવાણું પ્રકૃતિઓ-માંથી એ ત્રણ પ્રકૃતિઓ ન્યૂન કરીએ એટલે બાકીની છન્નુ પ્રકૃતિઓ મિથ્યાત્વગુણસ્થાનકે બંધાય છે.

તિર્યંચાયુષ અને નપુંસકચતુષ્ક—એ પાંચ પ્રકૃતિઓ સાસ્વાદન ગુણસ્થાનકે બંધાતી નથી, કારણ કે એ ગુણસ્થાનકે યોગ્ય અધ્યવસાયના અભાવે તિર્યંચાયુષનો બંધ થતો નથી, તથા નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડકસંસ્થાન અને છેવટ્ઠું સંઘયણ—એ ચાર પ્રકૃતિઓનો બંધ મિથ્યાત્વોદયનિમિત્તક છે અને ત્યાં મિથ્યાત્વનો ઉદય નથી તેથી ત્યાં બંધાતી નથી, માટે છન્નું પ્રકૃતિઓમાંથી એ પાંચ પ્રકૃતિઓ બાદ કરતા સાસ્વાદન ગુણસ્થાનકે એકાણું પ્રકૃતિઓ બંધાય છે.

સપ્તમ નરકપૃથિવીના નારકોને આશ્રયી મિશ્ર અને અવિરતિગુણસ્થાનકે તથા પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચોને ઓઘે અને મિથ્યાત્વગુણસ્થાનકે બન્ધ—

अणचउवीसविरहिया सनरदुगुच्चा य सयरि मीसदुगे।
सतरसउ ओहि मिच्छे पजतिरिया विणु जिणाहारं॥७॥

[ अनन्तचतुर्विंशतिविरहिता सनरद्विकोच्चा च सप्ततिर्मिश्रद्विके।
सप्तदशशतमोघे मिथ्यात्वे पर्याप्ततिर्यञ्चो विना जिनाहारम्॥]

અર્થ:—[ अणचउवीसविरहिया ] અનન્તાનુબન્ધ્યાદિ ચોવીસ પ્રકૃતિઓ શિવાય [ सनरदुगुच्चा य ] મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રસહિત કરતા [ सयरि ] સીત્તેર પ્રકૃતિઓનો બંધ [ मीसदुगे ] મિશ્ર અને અવિરતિસમ્યગ્દૃષ્ટિ-એ બે ગુણસ્થાનકે હોય. [ पजतिरिया ] પર્યાપ્તા પંચેન્દ્રિય તિર્યંચો [ विणु जिणाहार ] તીર્થંકરનામ કર્મ અને આહારકદ્વિક વિના [ ओहि ] ઓઘે અને [ मिच्छे ] મિથ્યાત્વ ગુણસ્થાનકે [ सतरसउ ] એકસો સત્તર પ્રકૃતિઓ બાંધે.

**વિવેચન:**—અનન્તાનુબન્ધિચતુષ્ક, મધ્યસંસ્થાનચતુષ્ક, મધ્યસંઘયણચતુષ્ક, અશુભવિહાયોગતિ, નીચગોત્ર,

સ્ત્રીવેદ, દૌર્ભાગ્યત્રિક, થીણદ્ધિત્રિક, ઉદ્યોતનામ, તિર્યંચગતિ અને તિર્યંચાનુપૂર્વી–એ ચોવીશ પ્રકૃતિઓનો બન્ધ અનન્તાનુબન્ધિકષાયોદયનિમિત્તક છે, અને આગળના ગુણસ્થાનકે અનન્તાનુબન્ધી કષાયનો ઉદય નહિ હોવાથી મિશ્ર અને અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનકે એકાણુ પ્રકૃતિઓમાથી ચોવીશ પ્રકૃતિઓ બાદ કરતા સડસઠ પ્રકૃતિઓ બાકી રહે, તેમાં મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્ર—એ ત્રણ પ્રકૃતિઓ વિશુદ્ધ અધ્યવસાય હોવાથી ત્યા બધાય, કારણ કે એથી બીજી ઉત્કૃષ્ટ પુણ્યપ્રકૃતિઓનો બન્ધ સાતમી નરકપૃથિવીઓના નારકોને થતો નથી, અને તેને યોગ્ય વિશુદ્ધ અધ્યવસાય આ શિવાય અન્ય ગુણસ્થાનકે હોતા પણ નથી. માટે એ ત્રણ પ્રકૃતિઓ સહિત કરતાં જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય છ, વેદનીય બે, મોહનીય ઓગણીશ, નામકર્મ બત્રીશ, ગોત્રકર્મ એક અને અન્તરાય પાચ–એમ સીત્તેર પ્રકૃતિઓનો બન્ધ ત્રીજે અને ચોથે ગુણસ્થાનકે હોય છે.

હવે પર્યાપ્ત પચેન્દ્રિય તિર્યંચોને આશ્રયી બન્ધસ્વામિત્વ કહે છે–પૂર્વે બન્ધમા કહેલી એકસોવીસ પ્રકૃતિઓમાંથી જિનનામ અને આહારકદ્વિક–એ ત્રણ પ્રકૃતિઓનો બન્ધ તિર્યંચગતિમાં ન હોય, તેથી તેને ઓઘે તથા મિથ્યાત્વગુણસ્થાનકે એકસો સત્તર પ્રકૃતિઓનો બન્ધ હોય છે. કારણ કે તિર્યંચોને જિનનામ કર્મ સત્તામાં પણ ન હોય, તો બન્ધમા તો ક્યાંથી હોય? તથા આહારકશરીર અને આહારકઅંગોપાંગ–એ બે પ્રકૃતિઓ અપ્રમત્તચારિત્ર નિમિત્તક બંધાય છે, અને તિર્યંચોને ચારિત્ર નહિ હોવાથી એ બે પ્રકૃતિઓ પણ ન

બાંધે, માટે જિનનામ અને આહારકદ્વિક શિવાય એટલે સત્તર પ્રકૃતિઓ પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચને ઓઘે અને મિથ્યાત્વે બંધમાં હોય છે.

સામાન્ય નરક તથા રત્નપ્રભાદિ ત્રણ નરકને આશ્રયી બન્ધસ્વામિત્વયન્ત્ર.

| ગુણસ્થાનકોનાં નામ | બન્ધયોગ્ય પ્રકૃતિ | અબન્ધ્ય પ્રકૃતિ[1] | બન્ધવિચ્છેદ્ય પ્રકૃતિ[2] | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુ | નામ | ગોત્ર | અન્તરાય | મૂલ પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૧૦૧ | ૧૯ | ૧ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૦ | ૨ | ૫ | ૭-૮ |
| મિથ્યાત્વ | ૧૦૦ | ૨૦ | ૪ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૪૯ | ૨ | ૫ | ૭-૮ |
| સાસ્વાદન | ૯૬ | ૨૪ | ૨૬ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૨ | ૪૭ | ૨ | ૫ | ૭-૮ |
| મિશ્ર | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરત | ૭૨ | ૪૮ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૩ | ૧ | ૫ | ૭-૮ |

૧ નહિ બાંધવા યોગ્ય પ્રકૃતિઓ. ૨ બન્ધવિચ્છેદ યોગ્ય પ્રકૃતિઓ. અબન્ધ્ય અને બન્ધવિચ્છેદ્ય પ્રકૃતિઓમાં આ વિશેષ છે કે વિવક્ષિત ગુણસ્થાનકમાં જેટલી પ્રકૃતિઓ ન બંધાય તે અબન્ધ્ય પ્રકૃતિઓ કહેવાય છે, અને બન્ધવિચ્છેદ્ય પ્રકૃતિઓ વિવક્ષિત ગુણસ્થાનકમાં બંધાય પણ આગળના ગુણસ્થાનકે ન બંધાય. જેમ મિથ્યાત્વ ગુણસ્થાનકમાં અબન્ધ્ય વીશ પ્રકૃતિઓ છે અને બન્ધવિચ્છેદ્ય ચાર પ્રકૃતિઓ છે.

પંકપ્રભા આદિ નરકત્રયનું બન્ધસ્વામિત્વ—યન્ત્ર.

| ગુણસ્થાનકોનાં નામ | બન્ધ પ્રકૃતિ | અબન્ધ પ્રકૃતિ | બન્ધવિચ્છેદ પ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય કર્મ | મોહનીય | આયુષ્ય | નામ | ગોત્ર | અન્તરાય | મૂળ પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૧૦૦ | ૨૦ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૪૯ | ૨ | ૫ | ૭-૮ |
| મિથ્યાત્વ | ૧૦૦ | ૨૦ | ૪ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૪૯ | ૨ | ૫ | ૭-૮ |
| સાસ્સ્વાદ | ૯૬ | ૨૪ | ૨૬ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૨ | ૪૭ | ૨ | ૫ | ૭-૮ |
| મિશ્ર | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરત | ૭૧ | ૪૯ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૨ | ૧ | ૫ | ૭-૮ |

સાતમી નરકપૃથિવીના નારકોનું બન્ધસ્વામિત્વ-યન્ત્ર.

| ગુણસ્થાનકોનાં નામ | બન્ધ પ્રકૃતિ | અબન્ધ પ્રકૃતિ | બન્ધવિચ્છેદ પ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય કર્મ | મોહનીય | આયુષ્ય | નામ | ગોત્ર | અન્તરાય | મૂળપ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૯૯ | ૨૧ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૯ | ૨ | ૫ | ૭—૮ |
| મિથ્યાત્વ | ૯૬ | ૨૪ | ૫ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૭ | ૧ | ૫ | ૭—૮ |
| સાસ્વાદન | ૯૧ | ૨૯ | ૨૪ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૦ | ૪૫ | ૧ | ૫ | ૭ |
| મિશ્ર | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરત | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |

સાસ્વાદનગુણસ્થાનકથી આરંભી દેશવિરતિગુણસ્થાનક સુધી પ્રકૃતિઓના બન્ધનું કથન—

**विणु निरयसोल सासणि सुराउ–अणएगतीस विणु मीसे ।**
**ससुराउ सयरि सम्मे वीयकसाए विणा देसे ॥ ८ ॥**

[ विना निरयषोडश सास्वादने सुरायुरनन्तैकात्रिंशतं विना मिश्रे ।
ससुरायुः सप्ततिः सम्यक्त्वे द्वितीयकषायान् विना देशे ॥ ]

અર્થઃ—[विणु निरयसोल] નરકત્રિકાદિ સોલ પ્રકૃતિઓ વિના [ सासणि ] સાસ્વાદન ગુણસ્થાનકે એકસો એક પ્રકૃતિઓ બાંધે. [ सुराउ–अणएगतीस विणु ] દેવાયુષ્ય અને અનન્તાનુબન્ધ્યાદિ એકત્રીશ પ્રકૃતિ વિના [ मीसे ] મિશ્રગુણસ્થાનકે ઓગણોસીતેર પ્રકૃતિઓ બાંધે, તેને [ ससुराउ ] દેવાયુષ સહિત કરતા [ सयरि ] સીત્તર પ્રકૃતિઓ [ सम्मे ] અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે બાંધે. તથા [ वीअकसाए विणा ] બીજા અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાય વિના [ देसे ] દેશવિરતિ ગુણસ્થાનકે (છાસઠ) પ્રકૃતિઓ બાંધે

**વિવેચના**—મિથ્યાત્વનો ઉદય અહિં નહિ હોવાથી નરકત્રિક, જાતિચતુષ્ક, સ્થાવરચતુષ્ક, હુંડકસંસ્થાન, છેવટ્ઠસંઘયણ, આતપનામ, નપુંસકવેદ અને મિથ્યાત્વ–એ સોળ પ્રકૃતિઓ વિના એકસો એક પ્રકૃતિઓ સાસ્વાદન ગુણસ્થાનકે બાંધે છે.

પૂર્વોક્ત એકસો એક પ્રકૃતિઓમાંથી દેવાયુષ અને અનન્તાનુબન્ધ્યાદિ એકત્રીશ–એ બત્રીશ પ્રકૃતિઓ વિના જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય છ, વેદનીય બે, મોહનીય ઓગણીશ, નામકર્મ એકત્રીશ, ગોત્રકર્મ એક અને અન્તરાય

કર્મ પાંચ—એ પ્રમાણે ઓગણોસીત્તેર પ્રકૃતિઓ મિશ્રગુણસ્થાનકે લબ્ધિપર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચ બાંધે. કેમકે મિશ્રગુણસ્થાનકે આયુષના બન્ધ યોગ્ય અધ્યવસાય નહિ હોવાથી દેવાયુષનો બન્ધ થતો નથી, તેમજ અનન્તાનુબન્ધિચતુષ્ક, મધ્યસંસ્થાનચતુષ્ક, મધ્યસંઘયણચતુષ્ક, અશુભવિહાયોગતિ, નીચગોત્ર, સ્ત્રીવેદ, દૌર્ભાગ્યત્રિક, થીણદ્ધિત્રિક, ઉદ્યોતનામ અને તિર્યંચત્રિક—એ પચીશ પ્રકૃતિઓનો બન્ધ અનન્તાનુબન્ધિકષાયોદયનિમિત્તક હોવાથી અને અહિં અનન્તાનુબન્ધી કષાયનો ઉદય નહિ હોવાથી બંધાતી નથી. તથા નરત્રિક, ઔદારિકદ્વિક અને પ્રથમ સંઘયણ—એ છ પ્રકૃતિઓ મનુષ્યપ્રાયોગ્ય છે, અને તિર્યંચ અને મનુષ્યો ત્રીજા ગુણસ્થાનરથી આરંભી દેવપ્રાયોગ્ય પ્રકૃતિઓ બાંધે છે, માટે તેઓ મનુષ્યપ્રાયોગ્ય એ છ પ્રકૃતિઓ પણ અહિં બાંધતા નથી, તેથી ઓગણોસીત્તેર પ્રકૃતિઓ બાકી રહે, તેમાં અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે દેવાયુષનો બન્ધ થાય છે, તે માટે તેને મેળવતાં સીત્તેર પ્રકૃતિઓ બંધમાં હોય છે.

દેશવિરતિ ગુણસ્થાનકે બીજા અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયનો બન્ધ ન હોય, કેમકે આ કષાય પોતાનો ઉદય જ્યાં સુધી હોય ત્યાં સુધી બન્ધાય છે, અને દેશવિરતિ ગુણસ્થાનકે દેશથી વિરતિ હોવાથી અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયનો ઉદય હોતો નથી, માટે પૂર્વોક્ત સીત્તેર પ્રકૃતિઓમાંથી આ ચાર પ્રકૃતિઓ બાદ કરતાં છાસઠ પ્રકૃતિઓનો બન્ધ થાય છે.

પર્યાપ્ત તિર્યંચનું બન્ધસ્વામિત્વ-યન્ત્ર.

| ગુણસ્થાનકોના નામ | બન્ધ પ્રકૃતિ | અબન્ધ પ્રકૃતિ | બન્ધવિચ્છેદ પ્ર. | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુષ | નામ | ગોત્ર | અન્તરાય | મૂલપ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૧૧૭ | ૩ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ | ૭—૮ |
| મિથ્યાત્વ | ૧૧૭ | ૩ | ૧૬ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ | ૭—૮ |
| સાસ્વાદન | ૧૦૧ | ૧૯ | ૩૨ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૩ | ૫૧ | ૨ | ૫ | ૭—૮ |
| મિશ્ર | ૬૯ | ૫૧ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૧ | ૧ | ૫ | ૭ |
| અવિરત | ૭૦ | ૫૦ | ૪ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૧ | ૧ | ૫ | ૭—૮ |
| દેશવિરત | ૬૬ | ૫૪ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૫ | ૧ | ૩૧ | ૧ | ૫ | ૭—૮ |

મનુષ્ય અને લબ્ધિઅપર્યાપ્તા તિર્યંચ તથા મનુષ્યોને વિષે બન્ધસ્વામિત્વનું કથન—

इय चउगुणेसु वि नरा परमजया सजिण ओहु देसाई।
जिणइक्कारसहीणं नवसउ अपजत्ततिरिय-नरा ॥९॥

[ इति चतुर्गुणेष्वपि नराः परमयताः सजिनमोघो देशादिषु।
जिनैकादशहीनं नवशतं अपर्याप्ततिर्यङ्-नरा ॥ ]

અર્થ:—[ इय चउगुणेसु वि ] એ પ્રમાણે તિર્યંચની પેઠે ચાર ગુણસ્થાનકને વિષે [ नरा ] મનુષ્યોને બન્ધ જાણવો. [ परमजया सजिण ] પરન્તુ અવિરતિસમ્યગ્દૃષ્ટિ મનુષ્યો

જિનનામસહિત (એકોતેર પ્રકૃતિઓ બાંધે છે). [ ओहु देसाई ] દેશવિરતિઆદિ ગુણસ્થાનકોને વિષે મનુષ્યોને ઓઘ-સામાન્ય (કર્મસ્તવોક્ત) બન્ધ કહેવો. [ जिणइक्कारसहीणं ] જિનાદિ અગીયાર પ્રકૃતિઓ રહિત [ नवसउ ] એકસો નવ પ્રકૃતિઓ [ अपजत्ततिरिय-नरा ] અપર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો બાંધે છે.

વિવેચન:—પર્યાપ્ત ગર્ભજ મનુષ્યને પણ મિથ્યાત્વાદિ પ્રથમના ચાર ગુણસ્થાનકોને વિષે પર્યાપ્ત ગર્ભજ તિર્યંચની પેઠે બન્ધ જાણવો. પરન્તુ મનુષ્યને ઓઘે એકસોવીશ પ્રકૃતિઓનો બન્ધ હોય છે, કારણ કે તેઓને વિશિષ્ટચારિત્રનિમિત્તક આહારકદ્વિકનો અને સમ્યક્ત્વનિમિત્તક જિનનામકર્મનો બંધ સંભવે છે. મિથ્યાત્વગુણસ્થાનકે જિનનામકર્મ અને આહારકદ્વિકરહિત એકસો સત્તર પ્રકૃતિઓનો બન્ધ, તેમાંથી નરકાદિ સોળ પ્રકૃતિઓ બાદ કરતા સાસ્વાદને એકસો એક પ્રકૃતિઓનો બન્ધ, તેમાંથી દેવાયુષ અને અનન્તાનુબન્ધ્યાદિ એકત્રીશ પ્રકૃતિઓ ન્યૂન કરતા ત્રીજે ગુણસ્થાનકે ઓગણોસિત્તેર પ્રકૃતિઓનો બન્ધ,તેમાં દેવાયુષ અને જિનનામ સહિત કરતા ચોથે ગુણસ્થાનકે એકોતેર પ્રકૃતિઓનો બન્ધ હોય છે. યદ્યપિ કર્મસ્તવમાં અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે સત્યોતેર પ્રકૃતિઓનો બન્ધ કહ્યો છે, પરન્તુ તેમાંની મનુષ્યત્રિક, ઔદારિકદ્વિક અને પ્રથમ સંઘયણ—એ છ પ્રકૃતિઓ મનુષ્યપ્રાયોગ્ય હોવાથી તેને અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે મનુષ્ય અને તિર્યંચ ન બાંધે, તેથી તેને એકોતેર પ્રકૃતિઓનો બન્ધ હોય છે. તેમાંથી બીજા અપ્રત્યાખ્યાનાવરણ કષાયચતુષ્કને બાદ કરીએ એટલે પાંચમા દેશવિરતિગુણસ્થાનકે,

ત્રેસઠ પ્રકૃતિઓનો બન્ધ થાય છે, અર્થાત્ મનુષ્યને ચોથે અને પાંચમે ગુણસ્થાનકે તિર્યંચપ્રાયોગ્ય જે બન્ધ થાય છે તેમાં જિનનામસહિત કરતાં જેટલી પ્રકૃતિઓ થાય તેટલી પ્રકૃતિઓનો બન્ધ જાણવો, અને પ્રમત્તાદિગુણસ્થાને કર્મસ્તવોક્ત બન્ધ કહેવો, કારણ કે મનુષ્ય સિવાય બીજા જીવોને તે ગુણસ્થાનકો ન સંભવે, એટલે પ્રમત્તગુણસ્થાનકે ત્રીજા પ્રત્યાખ્યાનાવરણચતુષ્ક હીન કરતા ત્રેસઠ પ્રકૃતિઓનો બન્ધ, તેમાંથી શોક, અરતિ, અસ્થિરદ્વિક, અયશ અને અશાતાવેદનીય—એ છ પ્રકૃતિઓ હીન કરતા અને આહારકદ્વિક મેળવતા અપ્રમત્તગુણસ્થાનકે ઓગણસાઠ પ્રકૃતિઓનો બન્ધ, તેમાંથી દેવાયુષ બાદ કરતાં આઠમા ગુણસ્થાનકના પ્રથમ ભાગે અઠ્ઠાવન પ્રકૃતિઓનો બન્ધ, તેમાંથી નિદ્રાદ્વિક ન્યૂન કરતા આઠમા ગુણસ્થાનકના બીજા ભાગથી આરંભી છઠ્ઠા ભાગ સુધી છપ્પન પ્રકૃતિઓનો બન્ધ, સાતમા ભાગે ત્રસનવક, ઔદારિકદ્વિક વિના બાકીના શરીર અને અંગોપાંગ મળીને છ પ્રકૃતિઓ, દેવદ્વિક, અગુરુલઘુચતુષ્ક, વર્ણચતુષ્ક, પંચેન્દ્રિયજાતિ, શુભવિહાયોગતિ, પ્રથમ સંસ્થાન, નિર્માણનામ અને જિનનામ–એ ત્રીશ પ્રકૃતિઓ હીન કરતા છવીશનો બન્ધ, તેમાંથી હાસ્યચતુષ્ક ન્યૂન કરતા નવમા ગુણસ્થાનકના પ્રથમ ભાગે બાવીશનો બન્ધ, પુરુષવેદ રહિત કરતા નવમાના બીજા ભાગે એકવીશનો બન્ધ, સંજ્વલન ક્રોધ હીન કરતા ત્રીજા ભાગે વીશનો બન્ધ, સંજ્વલન માન રહિત ચોથે ભાગે ઓગણીશનો બન્ધ, સંજ્વલન માયા રહિત પાંચમે ભાગે અઢારનો બન્ધ, દશમા ગુણસ્થાનકે સંજ્વલન લોભ રહિત

સત્તરનો બન્ધ, તેમાંથી જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, યશઃકીર્ત્તિનામકર્મ, ઉચ્ચગોત્ર અને પાંચ અન્તરાય—એ સોળ પ્રકૃતિ ન્યૂન કરતા ઉપશાન્તમોહાદિ ત્રણ ગુણસ્થાનકે એક સાતાવેદનીયનો બન્ધ જાણવો. અને અયોગી ગુણસ્થાનકે યોગના અભાવે બન્ધનો અભાવ છે. એ પ્રમાણે કર્મસ્તવોક્ત બન્ધ મનુષ્યને પ્રમત્તાદિ ગુણસ્થાનકે કહેવો.

જિનનામ, દેવદ્વિક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, દેવાયુષ અને નરકત્રિક એ જિનનામાદિ અગીયાર પ્રકૃતિઓ સામાન્યરૂપે બન્ધમાં કહેલી એકસો વીશ પ્રકૃતિઓમાંથી બાદ કરતા બાકી રહેલી એકસો નવ પ્રકૃતિઓનો બન્ધ ઓઘે તથા મિથ્યાત્વગુણસ્થાનકે લબ્ધિ અપર્યાપ્તા તિર્યંચ અને મનુષ્યને હોય, તેને એક મિથ્યાત્વગુણસ્થાનક છે, પણ બાકીના ગુણસ્થાનકો નથી. એ મિથ્યાદષ્ટિ હોવાથી જિનનામ તથા આહારકદ્વિક ન બાંધે, તે મરીને દેવગતિમાં પણ ન જાય, માટે દેવત્રિક અને વૈક્રિયદ્વિક પણ ન બાંધે, તેમજ નરકગતિમાં પણ ન ઉપજે, માટે નરકત્રિક પણ ન બાંધે, તેથી જિનનામાદિ અગીયાર પ્રકૃતિઓ સામાન્ય બન્ધયોગ્ય પ્રકૃતિઓમાંથી હીન કરવી. અહિં મનુષ્ય અને તિર્યંચ લબ્ધિઅપર્યાપ્તા ગ્રહણ કરવા. કરણ અપર્યાપ્ત તિર્યંચ અને મનુષ્યને અપર્યાપ્તાવસ્થામાં પણ સાસ્વાદનાદિ ગુણસ્થાનકો હોય છે, અને ત્યાં દેવદ્વિકાદિનો પણ બન્ધ થાય છે, માટે તે અહિં ન ગ્રહણ કર્યા. કરણ અપર્યાપ્ત દેવ તથા મનુષ્યને અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે તીર્થંકરનામકર્મનો પણ બન્ધ થાય છે.

દેવગતિને વિષે બન્ધસ્વામિત્વ કથન—

निरयव्व सुरा, नवरं ओहे मिच्छे इगिंदितिगसहिया।
कप्पदुगे वि य एवं जिणहीणो जोइ–भवण–वणे ॥१०॥

[ निरया इव सुरा नवरमोघे मिथ्यात्वे एकेन्द्रियत्रिकसहिताः
कल्पद्विकेऽपि चैव जिनहीना ज्योतिर्भवनवाने ॥ ]

અર્થ—[ निरयव्व सुरा ] નારકોની પેઠે દેવોને પણ બન્ધસ્વામિત્વ જાણવું; [ नवर ] પરન્તુ એટલો વિશેષ છે કે [ ओहे ] ઓઘે અને [ मिच्छे ] મિથ્યાત્વગુણસ્થાને [ इगिंदितिगसहिया ] એકેન્દ્રિયત્રિક સહિત કરીએ ( એટલે તેઓને ઓઘે એકસો ચાર અને મિથ્યાત્વગુણસ્થાનકે એકસો ત્રણ પ્રકૃતિઓ બંધમાં હોય. ) [ कप्पदुगे वि य एव ] એ પ્રમાણે-સામાન્ય દેવોની પેઠે પ્રથમના બે દેવલોક સુધી જાણવું. [ जिणहीणो जोइ–भवण–वणे ] અને જિનનામ વિના ( બાકી એકસો ત્રણ પ્રકૃતિઓ ) જ્યોતિષ્ક, ભવનપતિ અને વ્યન્તરને બંધમાં હોય.

વિવેચન—જેમ સામાન્યતઃ નારકોને બન્ધસ્વામિત્વ કહ્યું, તેમ દેવોને પણ જાણવું. જેમ નારકો મરીને નરકગતિ અને દેવગતિમાં ઉપજતા નથી તેમ દેવો પણ મરીને એ બન્ને ગતિમાં ઉપજતા નથી, તેથી તત્પ્રાયોગ્ય દેવત્રિક, નરકત્રિક અને વૈક્રિયદ્વિક એ આઠ પ્રકૃતિઓ તેને ન બંધાય, અને સર્વ વિરતિને અભાવે આહારકદ્વિક પણ ન બંધાય, સૂક્ષ્મ એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયમાં દેવો મરીને ન ઉપજે

તેથી તેને સૂક્ષ્મત્રિક અને વિકલત્રિક એ છ પ્રકૃતિઓ ન બંધાય. એમ એકસોવીશ પ્રકૃતિઓમાંથી એ સોળ પ્રકૃતિઓ જાય એટલે ઓઘે એકસો ચાર પ્રકૃતિઓ બંધાય. તેમાંથી મિથ્યાત્વગુણસ્થાને સમ્યક્ત્વને અભાવે જિનનામ કર્મ ન બંધાતું હોવાથી તેને ન્યૂન કરતા એકસો ત્રણ પ્રકૃતિઓ બંધાય. નારક અને દેવોના બન્ધમાં એટલી વિશેષતા છે કે નારકો એકેન્દ્રિયમાં જતા નથી, અને દેવો માત્ર સૂક્ષ્મ એકેન્દ્રિયમાં જતા નથી, પણ બાદર એકેન્દ્રિયમાં જાય છે, તેથી દેવો બાદરએકેન્દ્રિયપ્રાયોગ્ય એકેન્દ્રિય જાતિ, સ્થાવરનામ અને આતપનામ–એ ત્રણ પ્રકૃતિઓ નારકો કરતાં અધિક બાંધે છે.

હવે એકેન્દ્રિયજાતિ, સ્થાવરનામ, આતપનામ, નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડક સંસ્થાન અને છેવટ્ઠસંઘયણ એ સાત પ્રકૃતિઓનો બન્ધ મિથ્યાત્વોદયનિમિત્તક હોવાથી તેનો વિચ્છેદ થાય એટલે સાસ્વાદને છન્નું પ્રકૃતિઓનો બન્ધ હોય, તેમાંથી અનન્તાનુબન્ધિનિમિત્તક છવીશ પ્રકૃતિઓ વિના બાકીની સિત્તેર પ્રકૃતીઓનો બન્ધ મિશ્રગુણસ્થાનકે હોય. તેમાં જિનનામ અને મનુષ્યાયુષ મેળવતાં બહોંતેર પ્રકૃતિઓનો બન્ધ અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનકે હોય. એ પ્રમાણે સામાન્ય દેવોના બન્ધ સરખો સૌધર્મ અને ઇશાન–એ બે દેવલોક સુધીના દેવોનો બન્ધ જાણવો, કારણ કે તે દેવો ત્યાંથી આવી બાદરપર્યાપ્ત પૃથિવી, અપ્ અને પ્રત્યેક વનસ્પતિમાં પણ ઉપજે, માટે તેને એકેન્દ્રિયત્રિકનો પણ બન્ધ હોય. સામાન્યે દેવોને ઓઘે એકસો ચાર પ્રકૃતિઓ બંધાય.

તેમાંથી જિનનામ કર્મ હીન કરતાં ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષિક દેવોને ઓઘે અને મિથ્યાત્વે એકસો ત્રણ પ્રકૃતિઓનો બન્ધ, સાસ્વાદને છન્નું, મિશ્રે સિત્તેર અને અવિરતિ ગુણસ્થાનકે એકોતેર પ્રકૃતિઓનો બન્ધ હોય, કેમકે એ ત્રણ નિકાયના દેવોમાંથી નીકળી તીર્થંકર ન થાય, કારણ કે તેઓ અવધિજ્ઞાનસહિત પરભવમાં જતા નથી, અને તીર્થંકર તો અવધિજ્ઞાન સહિતજ પરભવમાં જઇ ઉપજે, તેથી ઉકત ત્રણ નિકાયના દેવોને જિનનામનો બન્ધ ન હોય.

### સામાન્યદેવગતિ, તથા પહેલા અને બીજા દેવલોકના દેવોને આશ્રયી બન્ધસ્વામિત્વ-યન્ત્ર.

| ગુણસ્થાનકોના નામ. | બન્ધપ્રકૃતિ. | અબન્ધપ્રકૃતિ. | વિચ્છેદપ્રકૃતિ. | જ્ઞાનાવરણીય. | દર્શનાવરણીય. | વેદનીયકર્મ. | મોહનીયકર્મ. | આયુષ્યકર્મ. | નામકર્મ. | ગોત્રકર્મ. | અન્તરાયકર્મ. | મૂળપ્રકૃતિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૧૦૪ | ૧૬ | ૧ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૩ | ૨ | ૫ | ૭-૮ |
| મિથ્યાત્વ | ૧૦૩ | ૧૭ | ૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૨ | ૨ | ૫ | ૭-૮ |
| સાસ્વાદન | ૯૬ | ૨૪ | ૨૬ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૨ | ૪૭ | ૨ | ૫ | ૭-૮ |
| મિશ્ર | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરત | ૭૨ | ૪૮ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૩ | ૧ | ૫ | ૭-૮ |

ભવનપાત, વ્યન્તર અને જ્યોતિષિક દેવોનું બન્ધસ્વામિત્વ-યન્ત્ર.

| ગુણસ્થાનકોના નામ | બન્ધપ્રકૃતિ | અબન્ધપ્રકૃતિ | વિચ્છેદપ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુષ્ય | નામ | ગોત્ર | અન્તરાય | મૂલપ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૧૦૩ | ૧૭ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૨ | ૨ | ૫ | ૭—૮ |
| મિથ્યાત્વ | ૧૦૩ | ૧૭ | ૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૨ | ૨ | ૫ | ૭—૮ |
| સાસ્વાદન | ૯૬ | ૨૪ | ૨૬ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૨ | ૪૭ | ૨ | ૫ | ૭—૮ |
| મિશ્ર | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરત | ૭૧ | ૪૯ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૨ | ૧ | ૫ | ૭—૮ |

હવે સનત્કુમારાદિ દેવો તથા એકેન્દ્રિયાદિ માર્ગણાએ બન્ધસ્વામિત્વ કહે છે—

रयणु व सणंकुमाराइ आणयाई उज्जोयचउरहिया ।
अपज्जतिरिय व नवसयमिगिंदि–पुढवि–जल–तरु–विगले ॥११॥

[ रत्नवत् सनत्कुमारादय आनतादय उद्योतचतुष्करहिताः।
अपर्याप्ततिर्यग्वन्नवशतमेकेन्द्रिय–पृथिवी–जल–तरु–विकले ॥ ]

અર્થ:—[ रयणु व ] રત્નપ્રભાના નારકોની પેઠે [ सणंकुमाराइ ] સનત્કુમારાદિ દેવોને બન્ધસ્વામિત્વ જાણવું. ( અર્થાત્ તેઓને ઓઘે એકસો એક, મિથ્યાત્વે સો, સાસ્વાદને છન્નું, મિશ્રે સિત્તેર અને અવિરતિ ગુણસ્થાનકે બહોંતેર પ્રકૃતિઓ બંધાય છે. ) [ आणयाई ] આનતાદિ દેવલોકના

દેવો [ उज्जोयचउरहिया ] ઉદ્યોતાદિ ચાર પ્રકૃતિ રહિત બન્ધ કરે છે. (તેઓને ઓઘે સત્તાણું, મિથ્યાત્વે છન્નુ, સાસ્વાદને બાણું, મિશ્રે સિત્તેર અને અવિરતિગુણસ્થાનકે બહોંતેર પ્રકૃતિઓનો બંધ હોય છે.) [ अपज्जतिरिय व ] અપર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચની પેઠે [ नवसय ] એકસો નવ પ્રકૃતિઓનો બન્ધ [ इगिंदि-पुढवि-जल-तरु-विगले ] એકેન્દ્રિય માર્ગણા પૃથિવીકાય, અપ્કાય, વનસ્પતિકાય અને વિકલેન્દ્રિય—એ ઇન્દ્રિયાદિકને વિષે હોય છે.

**વિવેચનઃ**—રત્નપ્રભા પૃથિવીના નારકો ઓઘે તથા ગુણસ્થાનકોને વિષે જેટલી પ્રકૃતિઓનો બન્ધ કરે છે તેટલી સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મ, લાન્તક, શુક્ર અને સહસ્રાર દેવલોકના દેવો બાંધે છે, કારણ કે એ દેવો ત્યાંથી આવીને એકેન્દ્રિયમાં ન ઉપજે, તેથી તેઓને એકેન્દ્રિય પ્રાયોગ્ય એકેન્દ્રિયજાતિ, સ્થાવરનામ અને આતપનામ- એ ત્રણ પ્રકૃતિઓનો બન્ધ ન હોય. તેથી ઓઘે એકસો એક પ્રકૃતિઓ બન્ધાય. તેમાંથી જિનનામ કર્મ ન્યૂન કરતા મિથ્યાત્વે સો પ્રકૃતિઓ બંધાય, તેમાંથી મિથ્યાત્વ નિમિત્તક નપુંસકાદિ ચતુષ્ક રહિત કરતા સાસ્વાદને છન્નુ પ્રકૃતિઓ બન્ધમાં હોય. તેમાથી અનન્તાનુબન્ધી આદિ છવીશ પ્રકૃતિઓ જાય એટલે સિત્તેર પ્રકૃતિઓ મિશ્રગુણસ્થાનકે બાંધે. તેમાં જિનનામ અને મનુષ્યાયુષ-એ બે પ્રકૃતિઓ સહિત કરતાં બહોતેર પ્રકૃતિઓ ચતુર્થ ગુણસ્થાનકે બંધાય

આનત, પ્રાણત, આરણ અને અચ્યુત, નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરવાસી દેવોને ઉદ્યોતનામ અને તિર્યંચત્રિક —એ ચાર પ્રકૃતિઓ ન બન્ધાય, કારણ કે ત્યાંથી ચ્યવીને

મનુષ્યમાંજ ઉપજે પણ તિર્યંચમાં ન ઉપજે, તેથી તિર્યંચ પ્રાયોગ્ય એ ચાર પ્રકૃતિઓનો બન્ધ ન થાય, એટલે બન્ધ યોગ્ય એકસોવીશ પ્રકૃતિઓમાંથી સુરદ્વિકાદિ ઓગણીશ પ્રકૃતિઓ અને ઉદ્યોતાદિ ચાર પ્રકૃતિઓ ન્યૂન કરતા સત્તાણું પ્રકૃતિઓનો બન્ધ ઓઘે હોય. તેમાંથી જિનનામ હીન કરતા મિથ્યાત્વે છન્નું પ્રકૃતિઓ બન્ધાય. બાકી પૂર્વવત્ જાણવું. તેમાં અનુત્તરવાસી દેવોને એક ચોથુંજ ગુણસ્થાનક હોય, બાકીના ગુણસ્થાનકો ન હોય તેથી તેને ઓઘે અને ચોથે ગુણસ્થાનકે બહોંતેર પ્રકૃતિઓનો બન્ધ હોય. એ પ્રમાણે ગતિમાર્ગણા આશ્રયી બન્ધસ્વામિત્વ કહ્યું.

હવે ઇન્દ્રિયમાર્ગણા અને કાયમાર્ગણા દ્વારા બન્ધસ્વામિત્વ કહે છે–ઇન્દ્રિયમાર્ગણામાં એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય માર્ગણાએ તથા કાયમાર્ગણામાં પૃથિવીકાય, અપ્કાય અને વનસ્પતિકાય માર્ગણાએ ઓઘબન્ધ લબ્ધિઅપર્યાપ્તા પંચેન્દ્રિય તિર્યંચની પેઠે એકસોનવ પ્રકૃતિઓનો હોય. કારણ કે તેઓને સમ્યક્ત્વ હોતું નથી, તેઓ મરીને દેવગતિ અને નરકગતિમાં ન ઉપજે,તેથી જિનનામ,સુરત્રિક,નરકત્રિકઅને વૈક્રિયદ્વિક–એ નવ પ્રકૃતિઓ ન બાંધે, તથા ચારિત્રને અભાવે આહારકદ્વિક પણ ન બંધાય. એ પ્રમાણે એ અગીયાર પ્રકૃતિઓ સિવાય એકસો નવ પ્રકૃતિઓ લબ્ધિઅપર્યાપ્તા પંચેન્દ્રિય તિર્યંચની પેઠે ઓઘે અને મિથ્યાત્વે બંધાય. લબ્ધિઅપર્યાપ્તા પંચેન્દ્રિય તિર્યંચને એકજ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક હોય, પણ એકેન્દ્રિયાદિ સાત માર્ગણાએ તો મિથ્યાત્વ અને સાસ્વાદન એ બે ગુણસ્થાનક હોય છે, કારણ કે તેમાં ઉપશમ સમ્યક્ત્વ વમતો જીવ આવીને

ઉપજે, તેથી તેને અપર્યાપ્તાવસ્થાએ સાસ્વાદન ગુણસ્થાનક હોય.

આનતાદિ ચાર દેવલોક અને નવ ગ્રૈવેયક દેવોને આશ્રયી બન્ધસ્વામિત્વ-યન્ત્ર.

| ગુણસ્થાનકોના નામ | બન્ધ-પ્રકૃતિ | અબન્ધ-પ્રકૃતિ | વિચ્છેદ-પ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુ | નામ | ગોત્ર | અન્તરાય | મૂલપ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૯૭ | ૨૩ | ૧ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૭ | ૨ | ૫ | ૭—૮ |
| મિથ્યાત્વ | ૯૬ | ૨૪ | ૪ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૬ | ૨ | ૫ | ૭—૮ |
| સાસ્વાદન | ૯૨ | ૨૮ | ૨૨ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૧ | ૪૪ | ૨ | ૫ | ૭—૮ |
| મિશ્ર | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરત | ૭૨ | ૪૮ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૩ | ૧ | ૫ | ૭—૮ |

અનુત્તર વિમાનવાસી દેવોનું બન્ધસ્વામિત્વ-યન્ત્ર.

| ગુણસ્થાન | બન્ધ-પ્રકૃતિ | અબન્ધ-પ્રકૃતિ | વિચ્છેદ-પ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુ | નામ | ગોત્ર | અન્તરાય | મૂલપ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૭૨ | ૪૮ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૩ | ૧ | ૫ | ૭—૮ |
| અવિરત | ૭૨ | ૪૮ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૩ | ૧ | ૫ | ૭—૮ |

એકેન્દ્રિયાદિ સાત માર્ગણાએ સાસ્વાદન ગુણસ્થાનકે આશ્રયી બન્ધસ્વામિત્વકથન—

छणवई सासणि विणु सुहुमतेर केइ पुण बिंति चउनवई ।
तिरिअ-नराऊहि विणा तणुपज्जत्तिं न जंति जओ ॥१२॥

[षण्णवतिः सास्वादने विना सूक्ष्मत्रयोदश केचित्पुनर्ब्रुवन्ति तिर्यग्नरायुर्भ्यां विना तनुपर्याप्तिं न यान्ति यतः ।[चतुर्नवतिः

અર્થ—[ विणु सुहुमतेर ] સૂક્ષ્માદિ તેર પ્રકૃતિઓ વિના [ छणवई सासणि ] છન્નું પ્રકૃતિઓ સાસ્વાદન ગુણસ્થાનકે બાંધે. [ केइ ] કોઇ આચાર્યો [ पुण ] વળી [तिरिअ-नराऊहि विणा] તિર્યંચાયુષ અને મનુષ્યાયુષ વિના બન્ધમાં [ चउनवई ] ચોરાણું પ્રકૃતિઓ [ बिंति ] કહે છે. [ जओ ] કારણ કે તેઓ સાસ્વાદન અવસ્થામાં [ तणुपज्जत्तिं न जंति ] શરીરપર્યાપ્તિ પૂર્ણ ન કરે.

**વિવેચનઃ**—ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષિક, સૌધર્મ અને ઇશાન દેવલોકના દેવો મિથ્યાત્વનિમિત્તક એકેન્દ્રિય-પ્રાયોગ્ય આયુષ બાંધી પછીથી અધ્યવસાયની વિશુદ્ધિથી સમ્યક્ત્વ પામી મરણ સમયે સમ્યક્ત્વ વમી પૃથિવી, અપ્ અને વનસ્પતિમાં ઉપજે, તેને શરીરપર્યાપ્તિ પૂરી કર્યા પહેલા સાસ્વાદન હોય. તે વખતે તેને છન્નું પ્રકૃતિઓનો બન્ધ હોય. કારણ કે સૂક્ષ્મત્રિક, વિકલજાતિત્રિક, એકેન્દ્રિય જાતિ, સ્થાવરનામ, આતપનામ, નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડક સંસ્થાન–અને છેવટ્ઠસંઘયણ–એ તેર પ્રકૃતિઓ મિથ્યાત્વ સિવાય ન બન્ધાય, તેથી અહિં ૧૦૯ પ્રકૃતિઓમાંથી તેર બાદ કરતા બાકીની છન્નું પ્રકૃતિઓ સાસ્વાદન ગુણસ્થાનકે બંધાય.

અહિં કોઇ એક આચાર્ય "એકેન્દ્રિયાદિ સાતે માર્ગણાદ્વારે તિર્યંચાયુષ અને મનુષ્યાયુષ સિવાય ચોરાણું પ્રકૃતિઓ બાંધે" એમ કહે છે. કારણ કે એ સાતમાર્ગણા દ્વારે કરણાપર્યાપ્તાવસ્થામાંજ સાસ્વાદન ગુણસ્થાનક હોય પણ પર્યાપ્તાવસ્થામાં ન હોય. હવે સાસ્વાદન ગુણસ્થાનકે વર્તતો જીવ શરીરપર્યાપ્તિ પૂર્ણ ન કરે, શરીર અને ઇન્દ્રિયપર્યાપ્તિ પૂરી કર્યા વિના પરભવાયુષ ન બાંધે, તેથી તિર્યંચાયુષ અને નરાયુષ–એ બે પ્રકૃતિઓ કરણાપર્યાપ્તા ન બાંધે, દેવાયુષ અને નરકાયુષ—એ બે પ્રકૃતિઓ તો તેઓ ભવપ્રત્યય બાંધતા નથી. તેથી આયુષ વિના મૂળ પ્રકૃતિ સાત અને ચોરાણુ ઉત્તર પ્રકૃતિઓ બાંધે છે. કારણ કે શરીર પર્યાપ્તિકાળ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે અને સાસ્વાદન કાળ ઉત્કૃષ્ટ છ આવલિકા પ્રમાણ હોવાથી તેથી થોડો છે, તો તેટલા કાળમાં શરીરપર્યાપ્તિ પણ ન કરે તો આયુષનો બન્ધ તો શી રીતે કરે? મનુષ્ય અને તિર્યંચ સમ્યક્ત્વ વમતો વિકલેન્દ્રિયાદિમાં ઉપજે અને તેને અપર્યાપ્તાવસ્થાએ સાસ્વાદન હોય, પણ સાસ્વાદનનો કાળ થોડો હોવાથી તેટલા કાળમાં શરીરપર્યાપ્તિ પૂર્ણ ન થાય, અને શરીરપર્યાપ્તિ પૂરી થયા સિવાય આયુષનો બન્ધ પણ ન થાય માટે ×એ આયુષ સિ-

---

× કર્મગ્રન્થના ટબાકાર જીવવિજયજી મહારાજ જણાવે છે કે – "સૂક્ષ્મત્રિકાદિથી છેવટ્ઠસંઘયણ સુધીની તેર પ્રકૃતિઓ મિથ્યાત્વે બંધાતી એકસો નવ પ્રકૃતિઓમાંથી ન્યૂન કરતા સાસ્વાદન ગુણસ્થાનકે છન્નું બાંધે તેને એજ ગુણસ્થાનક હોય. અહિં કેટલાએક આચાર્ય કહે છે કે તિર્યંચાયુષ અને મનુષ્યાયુષ વિના ચોરાણુ પ્રકૃતિઓ બાંધે, કારણ કે એકેન્દ્રિયાદિ સાસ્વાદન અવસ્થામા શરીરપર્યાપ્તિ પુર્ણ ન

ચાય ચોરાણું પ્રકૃતિઓ બાંધે, પરન્તુ પ્રથમ મતે શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા પછી આયુષબન્ધકાળે સાસ્વાદન ગુણસ્થાનક રહે એમ માની તેના મતે છન્નુ પ્રકૃતિઓ બાંધે એમ કહ્યું છે. એ રીતે ઇન્દ્રિયો અને કાયમાર્ગણાદ્વારા બન્ધસ્વામિત્વ કહ્યું.

પંચેન્દ્રિય, ત્રસકાય, યોગ, ગતિત્રસમાર્ગણા તથા ઔદારિક માર્ગણાને આશ્રયી બન્ધસ્વામિત્વ—

ओहु पणिंदि–तसे गइतसे जिणिक्कार–नरतिगुच्च विणा ।
मण–वय–जोगे ओहो उरले नरभंगु तम्मिस्से ॥ १३ ॥
[ओघः पञ्चेन्द्रिय–त्रसे गतित्रसे जिनैकादश–नरत्रिकोच्च विना।
मनो–वचोयोगे ओघ औदारिके नरभगस्तन्मिश्रे ॥ ]

કરી શકે તો આયુષ શી રીતે બાંધે ? પ્રથમ મતે શરીર પર્યાપ્તિ પુરી થયા પછી પણ સાસ્વાદન રહે, અને તે વખતે આયુષ બાંધે ત્યારે તે છન્નું પ્રકૃતિઓ બાંધે બીજા મતે શરીરપર્યાપ્તિ પૂરી કર્યા પહેલાંજ સાસ્વાદને જાય તો સાસ્વાદન અવસ્થામાં આયુષ કયાથી બાંધે ? માટે તે ચોરાણુજ બાંધે. એ બે મત જાણવા તેમાં ચોગણનો મત સયુક્તિક ભાસે છે. કારણ કે એકેન્દ્રિયાદિનું જઘન્ય આયુષ બસો છપ્પન આવલિકાનું હોય, તેના બે ભાગ ગયા પછી તેને એકસોએકોતેરમી આવલિકાયે આયુષ બધાય, અને સાસ્વાદન તો ઉત્કૃષ્ટ છ આવલિકા પર્યન્ત હોય તો તેમા પરભવનું આયુષ શી રીતે બધાય? માટે ચોરાણુ બાંધે એ મત શુદ્ધ જણાય છે. અને ગ્રન્થકારે છન્નું પ્રકૃતિઓ કહી તે શા આશયથી કહી હશે ? વળી આગળ ઔદારિક મિશ્રને આશ્રયી સાસ્વાદને આયુષના બધનો નિષેધ કર્યો છે—" **सासणि चउनवइ विणा नरतिरिआउ सुहुमतेर** " અહિં પણ સાસ્વાદનમા આયુષ્યનો બન્ધ નિવાર્યો છે, અહિં પણ એમજ જોઇએ, કેમકે તે અને આ બન્ને સાસ્વાદન તો એકજ છે."

અર્થઃ—[ ओहु पणिंदि-तसे ] પંચેન્દ્રિય અને ગતિ ત્રસમાર્ગણાએ ઓઘ-કર્મસ્તવોક્ત બંધાધિકાર જાણવો. [ गइ-तसे ] ગતિત્રસ—તેજઃકાય અને વાયુકાય માર્ગણાએ [ जिणिक्कार-नरतिगुच्च विणा ] જિનૈકાદશ, મનુષ્યત્રિક અને ઉચ્ચગોત્ર-એ પંદર પ્રકૃતિ વિના ( એકસો પાંચ પ્રકૃતિઓનો બન્ધ જાણવો) [मण-वय-जोगे ओहो] ચાર મનોયોગ અને ચારવચનયોગ માર્ગણાએ ઓઘ—કર્મસ્તવોક્ત બંધ જાણવો. [ उरले ] ઔદારિકકાયયોગને વિષે [ नरभगु ] મનુષ્યની પેઠે ભંગ કહેવો. [ तम्मिस्से ] ઔદારિકમિશ્ર યોગને વિષે બંધસ્વામિત્વ આગળની ગાથામાં કહેવામાં આવશે.

વિવેચનઃ— ૫ચેન્દ્રિયમાર્ગણા અને ત્રસકાયમાર્ગણામાં બીજા કર્મગ્રન્થના બન્ધાધિકારમા સામાન્યરૂપે અને ગુણસ્થાનકવિશેષે કહેલો બન્ધ જાણવો એટલે ઓઘે ૧૨૦, મિથ્યાત્વે ૧૧૭, સાસ્વાદને ૧૦૧, મિશ્રે ૭૪, અવિરતિગુણસ્થાને ૭૭ ઇત્યાદિ પ્રકૃતિઓનો બંધ જાણવો. એ પ્રમાણે આગળ ઉપર જ્યાં ઓઘ-સામાન્ય બન્ધ કહ્યો હોય ત્યાં તે માર્ગણામાં જેટલા ગુણસ્થાનનો સંભવ હોય તેટલા ગુણસ્થાનોને આશ્રયી કર્મસ્તવના બન્ધાધિકારમા કહેલો બન્ધ કહેવો.

બેઇન્દ્રિયાદિ ત્રસના સમાન ગતિ હોવાથી તેજ.કાય અને વાયુકાયને ગતિત્રસ કહે છે યદ્યપિ તેને સ્થાવરનામ કર્મનો ઉદય હોવાથી પૃથિવ્યાદિની પેઠે તેઓ લબ્ધિથી સ્થાવર છે તો પણ તેઓ અનાભોગપણે ઉર્ધ્વગમન અને અધોગમનાદિ કરે છે માટે તે ગતિત્રસ અથવા તો સૂક્ષ્મ ત્રસ

કહેવાય છે. ગતિત્રસને વિષે જિનાદિ અગીઆર પ્રકૃતિઓ મનુષ્યત્રિક અને ઉચ્ચગોત્ર–એ પંદર પ્રકૃતિઓ ન બંધાય, કારણ કે તેજઃકાય અને વાયુકાયમાંથી ચ્યવી જીવ દેવો, નારકો અને મનુષ્યોમાં ન ઉપજે, તેથી તત્પ્રાયોગ્ય દેવત્રિક, નરકત્રિક, વૈક્રિયદ્વિક, જિનનામ, આહારકદ્વિક, મનુષ્યત્રિક અને ઉચ્ચગોત્ર–એ પંદર પ્રકૃતિઓ ન બાંધે, તેથી બાકીની જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય છવીશ, આયુષ એક, નામકર્મ છપ્પન, ગોત્ર એક અને અન્તરાય પાંચ–સર્વ મળીને એકસો પાંચ પ્રકૃતિઓ બાંધે. તેજઃકાય અને વાયુકાય–એ બન્ને તિર્યંચગતિમાંજ ઉત્પન્ન થાય, અને તે ગતિમાં ભવપ્રત્યય નીચગોત્રનોજ ઉદય હોય, માટે તેઓ ઉચ્ચગોત્ર ન બાંધે. તેને માત્ર એક મિથ્યાત્વ ગુણસ્થાનક હોય, પણ સાસ્વાદન ન હોય, કારણ કે સમ્યક્ત્વ વમતો કોઇ જીવ તેમાં આવીને ઉપજે નહિ. એ પ્રમાણે ઇન્દ્રિયમાર્ગણા તથા કાયમાર્ગણાએ બન્ધસ્વામિત્વ કહ્યું.

હવે યોગમાર્ગણાએ બન્ધસ્વામિત્વ કહે છે–તેમાં ૧ સત્યમનોયોગ, ૨ અસત્યમનોયોગ, ૩ સત્યમૃષામનોયોગ અને ૪ અસત્યામૃષામનોયોગ–એ ચાર મનોયોગ છે, અને એ પ્રમાણેજ ૧ સત્યવચનયોગ, ૨ અસત્યવચનયોગ, ૩ સત્યમૃષાવચનયોગ અને ૪ અસત્યામૃષાવચનયોગ—એ ચાર વચનયોગ છે. એ આઠે યોગ પ્રથમ ગુણસ્થાનકથી આરંભી બારમા ગુણસ્થાનક સુધી હોય છે, તેથી એ આઠયોગ માર્ગણાએ બીજા કર્મગ્રન્થના બન્ધાધિકારમાં સામાન્ય તથા ગુણસ્થાનકના વિભાગને આશ્રયી જે બન્ધ કહ્યો છે તે સર્વ

ઓઘથી માંડી બારમા ગુણસ્થાનક સુધી કહેવો. તેમાંના સત્ય મનોયોગ અને અસત્યામૃષા મનોયોગ એ બે મનના તથા સત્ય વચનયોગ અને અસત્યામૃષા વચનયોગ એ બે વચનના યોગ તેરમા ગુણસ્થાનકે કેવલજ્ઞાનીને હોય છે, અને ત્યાં કેવળ સાતા વેદનીય બાંધે છે. એ પ્રમાણે મનયોગ તથા વચનયોગમાર્ગણાએ બંધ કહ્યો.

હવે કાયયોગ માર્ગણાએ બન્ધ કહે છે. કાયયોગના સાત પ્રકાર છે-૧ ઔદારિક, ૨ ઔદારિકમિશ્ર, ૩ વૈક્રિય, ૪ વૈક્રિયમિશ્ર, ૫ આહારક, ૬ આહારકમિશ્ર અને ૭ કાર્મણ. અહિં મિશ્રતા કાર્મણની સાથે સમજવી. તેમાં ઔદારિક-કાયયોગ માર્ગણાએ મનુષ્યની પેઠે બન્ધસ્વામિત્વ જાણવું, કારણ કે ઔદારિક શરીર મનુષ્ય અને તિર્યંચને હોય છે, તેમાં તિર્યંચ કરતાં અધિક ગુણસ્થાનકો અને અધિક પ્રકૃતિઓનો બન્ધ મનુષ્યોને હોય છે. તેથી અહિં ઔદારિક કાયયોગ-માર્ગણાએ મનુષ્યોની પેઠે બન્ધસ્વામિત્વ કહ્યું.

અહિં મણવય જોગે ઓહુ ઉરલે નરભંગુ—આ ગાથામાં વચનયોગ અને ઔદારિક—એ બન્ને સામાન્ય પદ છે, તો પણ 'નરભંગુ' શબ્દના સંનિધાનથી વચનયોગનું તાત્પર્ય મનોયોગ સહિત વચનયોગમાં અને ઔદારિકનું તાત્પર્ય મનોયોગ અને વચનયોગ સહિત ઔદારિક કાયયોગમાં રાખી બન્ધસ્વામિત્વનો વિચાર કર્યો છે. પરન્તુ વચનયોગનું તાત્પર્ય કેવળ વચનયોગમાં અને કાયયોગનું તાત્પર્ય કેવળ કાયયોગમાં હોય તો તેનું બન્ધસ્વામિત્વ વિકલેન્દ્રિય અને

એકેન્દ્રિયના સમાન હોય એ પ્રમાણે ઔદારિક કાયયોગમાર્ગણાએ બન્ધસ્વામિત્વ કહ્યું.

હવે ઔદારિકમિશ્ર કાયયોગમાર્ગણાએ બન્ધસ્વામિત્વ કહે છે—

आहारछग विणोहे चउदससउ मिच्छि जिणपणगहीणं ।
सासणि चउनवइ विणा तिरिअ–नराऊ–सुहुमतेर ॥ १४ ॥

[आहारषट्क विनौघे चतुर्दशशतं मिथ्यात्वे जिनपञ्चकहीनम् ।
सासादने चतुर्नवतिर्विना तिर्यग्नरायु सूक्ष्मत्रयोदश ॥ ]

અર્થ:—[ आहारछगविणोहे ] (ઔદારિકમિશ્ર કાયયોગમાર્ગણાએ) ઓઘે-સામાન્યે આહારકષટ્ક વિના [ चउदससउ ] એકસો ચૌદ પ્રકૃતિઓ બંધાય. [ मिच्छि ] મિથ્યાત્વે [जिणपणगहीणं] જિનનામાદિ પાંચપ્રકૃતિઓ રહિત કરતા ૧૦૯ પ્રકૃતિઓ બંધાય. [ सासणि ] સાસ્વાદન ગુણસ્થાનકે [ तिरिअ–नराऊ–सुहुमतेर ] તિર્યંચાયુષ, મનુષ્યાયુષ અને સુક્ષ્માદિ તેર પ્રકૃતિઓ [विणा] સિવાય [ चउनवइ ] ચોરાણુ પ્રકૃતિઓ બન્ધાય.

**વિવેચનઃ**—ઔદારિકમિશ્રકાયયોગ મનુષ્ય અને તિર્યંચને ઉપજતી વખતે અપર્યાપ્તાવસ્થાએ હોય તે વખતે કાર્મણ સાથે ઔદારિકની મિશ્રતા જ્યાં સુધી શરીરની ઉત્પત્તિ ન થાય ત્યાં સુધી હોય છે, અને શરીર ઉત્પન્ન થયા પછી ઔદારિક કાયયોગ હોય છે ઔદારિક મિશ્રકાયયોગીને વિશિષ્ટ ચારિત્રને અભાવે આહારક શરીર અને આહારક અંગોપાંગ—એ બે પ્રકૃતિઓ ન બંધાય, સુરાયુ અને નરકત્રિક એ ચાર પ્રકૃતિઓ સર્વ પર્યાપ્તિ પૂર્ણ કર્યા શિવાય

ન બંધાય, તેથી એ છ પ્રકૃતિઓ સિવાય એકસો ચૌદ પ્રકૃતિઓ ઔદારિકમિશ્રકાયયોગી મનુષ્ય અને તિર્યંચ ઓઘે બાંધે. અહિં જેના મતે શરીરપર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી ઔદારિક કાયયોગ હોય તેના મતે ઔદારિકમિશ્રયોગીને નરાયુષ અને તિર્યગાયુષનો બન્ધ પણ ન ઘટે, કેમકે શરીરપર્યાપ્તિ પૂરી થયા પછી પરભવના આયુષનો બન્ધ થાય, અને તે વખતે તો ઔદારિકમિશ્રયોગ ન હોય, પણ ઔદારિક યોગ હોય; તેથી તેને ઓઘે એકસો બાર પ્રકૃતિઓનો બન્ધ હોય. પરન્તુ જેઓ શરીરની નિષ્પત્તિ થયા પૂર્વે અર્થાત્ સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂરી ન થાય ત્યાંસુધી ઔદારિકમિશ્રયોગ માને છે અને ત્યાર પછી ઔદારિક યોગ માને છે, તેના મતે ઔદારિકમિશ્રયોગીને શરીર અને ઇન્દ્રિયપર્યાપ્તિ પૂરી થયા પછી આયુષના બંધનો સંભવ હોવાથી એકસો ચૌદ પ્રકૃતિઓ ઓઘે બન્ધમાં કહી છે

તેમાંથી જિનનામ, સુરગતિ, સુરાનુપૂર્વી, વૈક્રિયશરીર અને વૈક્રિયઅંગોપાંગ—એ પાંચ પ્રકૃતિઓ મિથ્યાદૃષ્ટિ મનુષ્ય અને તિર્યંચને તથાવિધ વિશુદ્ધિને અભાવે અપર્યાપ્તાવસ્થાએ ન બંધાય, તેથી ઔદારિકમિશ્રયોગીને મિથ્યાદૃષ્ટિ-ગુણસ્થાનકે એ પાંચ પ્રકૃતિઓ ન્યૂન કરતાં ૧૦૯ પ્રકૃતિઓ બંધાય.

---

ઔદારિકમિશ્રયોગી મિથ્યાત્વગુણસ્થાનકે ૧૦૯ પ્રકૃતિઓ બાંધે છે, તેમાં તિર્યંચાયુષ અને મનુષ્યાયુષની પણ ગણના કરેલી છે. અહિ કર્મગ્રન્થના ટબાકાર શ્રી જીવવિજયજી મહારાજે શંકા કરી છે કે 'પહેલે ગુણઠાણે તિર્યંચાયુષ અને મનુષ્યાયુષ બાંધે કહ્યા

સાસ્વાદનગુણસ્થાનકે નરાયુષ અને તિર્યચાયુષ ન બંધાય, કારણ કે શરીરપર્યાપ્તિ પૂરી કર્યા પછી આયુષ બંધાય

તે ઔદારિકમિશ્રપણુ તો શરીરપર્યાપ્તિ પૂરી કર્યા અગાઉજ હોય, તે પછી તો ઔદારિકયોગ હોય અને આયુષ તો શરીરપર્યાપ્તિ પછીજ બંધાય ત્યારે મિશ્રને એ બે આયુષનો બંધ કેમ ઘટે? ' (પૃ૦ ૧૬૯) આ સંદેહ શિલાકાચાર્યના મતને અનુસરીને કરેલો છે, કેમકે તેઓ શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય ત્યાંસુધી ઔદારિકમિશ્રયોગ માને છે અને પૂર્ણ થયા બાદ ઔદારિક યોગ માને છે. તેના મતે એ શંકા હોઇ શકે છે. પરન્તુ જેઓના મતે શરીરની પૂર્ણતા થાય ત્યાંસુધી ઔદારિકમિશ્રયોગ હોય છે, અને પૂર્ણતા થયા બાદ ઔદારિક યોગ હોય છે. શ્રીમાન્ ભદ્રબાહુસ્વામીના "जोएण कम्मएण आहारेइ अणतर जीवो । तेण पर मीसेण जाव सरीरस्स निप्फत्ती" ॥ આ કથનને અનુસારે શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય ત્યાંસુધી ઔદારિકમિશ્ર યોગ હોય છે, તેમા ' सरीरस्स निप्फत्ती ' પદનો આ અર્થ પણ થઇ શકે છે કે શરીર પૂર્ણ થાય ત્યાંસુધી ઉક્ત યોગ હોય છે અને શરીરની પૂર્ણતા સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂરી થયા પછી થાય છે. એ બાબત દેવેન્દ્રસૂરિએ ચોથા કર્મગ્રન્થની 'तणुपज्जेसु उरलमन्ने' એ ગાથાના અંશની ટીકામાં લખ્યું છે કે " यद्यपि तेषां शरीरपर्याप्तिः समजनिष्ट, तथापीन्द्रियोच्छ्वासादीनामद्याप्यनिष्पन्नत्वेन शरीरस्यासपूर्णत्वाद् औदारिकमिश्रमेव तेषां युक्त्या घटमानमिति '। સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ થાય ત્યાંસુધી ઔદારિક મિશ્રયોગ હોય તો ઉક્ત સંદેહને જરા પણ અવકાશ રહેતો નથી, કારણ કે તે ઇન્દ્રિયપર્યાપ્તિ પૂરી થયા પછી આયુષબન્ધ કરી શકે છે, અને ત્યાંસુધી તેને ઔદારિકમિશ્રયોગ હોઇ શકે છે. માટે ઔદારિકમિશ્રકાયયોગે મિથ્યાત્વગુણસ્થાનકમાં બે આયુષનો બન્ધ આ મતની અપેક્ષાએ ઉચિત છે.

અને સાસ્વાદનભાવે વર્તતો શરીરપર્યાપ્તિ પૂર્ણ ન કરે. તથા અહિં મિથ્યાત્વનો ઉદય નથી તેથી મિથ્યાત્વોદયનિમિત્તક સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, એકેન્દ્રિયજાતિ, સ્થાવરનામ, આતપનામ, નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડકસંસ્થાન અને છેવટ્ઠસંઘયણ-એ તેર પ્રકૃતિઓ ન બંધાય. એ પ્રમાણે પંદર પ્રકૃતિઓ પૂર્વોક્ત મિથ્યાદષ્ટિગુણસ્થાનકે બંધાતી એકસો નવ પ્રકૃતિઓમાંથી ન્યૂન કરતા ચોરાણું પ્રકૃતિઓ ઔદારિકમિશ્રકાયયોગીને સાસ્વાદનગુણસ્થાનકે બંધાય.

મિશ્રગુણસ્થાનકે વર્તતો જીવ કાળ ન કરે, તેથી કયાંઇ પણ ઉપજે નહિ, માટે અપર્યાપ્તાવસ્થાભાવી એવા તેને મિશ્રગુણસ્થાનક ન હોય.

ઔદારિકમિશ્રકાયયોગમાર્ગણાએ અવિરતિસમ્યગ્દષ્ટિ અને સયોગિકેવલી ગુણસ્થાનકને આશ્રયી તથા કાર્મણકાયયોગ અને આહારકદ્વિક માર્ગણાએ બન્ધસ્વામિત્વ—

अणचउवीसाइ विणा जिणपणजुय संमि जोगिणो सायं ।
विणु तिरि-नराउ कम्मे वि एवमाहारदुगि ओहो ॥ १५ ॥

[ अनन्तचतुर्विंशति विना जिनपंचकयुताः सम्यक्त्वे योगिनः सातम् ।
विना तिर्यङ्नरायुः कार्मणेऽप्येवमाहारद्विके ओघः ]

અર્થ—[ अणचउवीसाइ विणा ] અનન્તાનુબન્ધ્યાદિ ચોવીશ પ્રકૃતિઓ રહિત કરતા અને [जिणपणजुय] જિનપંચકયુક્ત કરતાં ૭૫ પ્રકૃતિઓ [संमि] અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે બાંધે. [ जोगिणो सायं ] સયોગી કેવલી ગુણસ્થાનકે એક સાતાવેદનીયનો બંધ હોય. [ विणु तिरि-नराउ ]

તિર્યંચાયુષ અને મનુષ્યાયુષ એ બે પ્રકૃતિ વિના બાકીની બધી પ્રકૃતિઓ. [एवं] ઔદારિક મિશ્રયોગીની પેઠે [कम्मे वि] કાર્મણયોગ માર્ગણાએ પણ બંધાય. [आहारदुगि] આહારકકાયયોગ અને આહારકમિશ્રકાયયોગમાર્ગણાએ [ओहो] ઓઘ-કર્મસ્તવોક્ત સામાન્ય બન્ધ કહેવો.

**વિવેચનઃ**—અનન્તાનુબન્ધિચતુષ્ક, મધ્યસંસ્થાનચતુષ્ક, મધ્યસંહનનચતુષ્ક, અશુભવિહાયોગતિ, નીચગોત્ર, સ્ત્રીવેદ, દૌર્ભાગ્યત્રિક, થીણદ્ધિત્રિક, ઉદ્યોતનામ અને તિર્યંચદ્વિક-એ ચોવીશ પ્રકૃતિઓ અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી બંધાય છે, અને અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે અનન્તાનુબન્ધી કષાયનો ઉદય નથી તેથી તે પ્રકૃતિઓ બાદ કરતા સીત્તેર પ્રકૃતિઓ રહે, તેમાં વિશુદ્ધ અધ્યવસાયવડે બંધાતી જિનનામ, દેવદ્વિક અને વૈક્રિયદ્વિક-એ પાંચ પ્રકૃતિઓ મેળવતાં ઔદારિકમિશ્રયોગીને ચોથે ગુણસ્થાનકે પંચોતેર પ્રકૃતિઓ બન્ધમાં હોય.

અહિ સિદ્ધાન્તને મતે વૈક્રિયલબ્ધિ અને આહારક લબ્ધિવાળાને વૈક્રિય અને આહારક શરીર કરતાં ઔદારિક શરીરના વ્યાપારનું પ્રાધાન્ય હોવાથી ઔદારિકમિશ્રયોગ હોય છે, પરન્તુ કર્મગ્રન્થના અભિપ્રાયથી વૈક્રિયશરીર અને આહારક શરીરની મુખ્યતા હોવાથી તેને વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્રકાયયોગ કહેલો છે, તેથી તેને દેશવિરતિ અને પ્રમત્ત ગુણસ્થાનકે બન્ધ કહ્યો નથી.

ઔદારિકમિશ્રકાયયોગના સ્વામી તિર્યંચ અને મનુષ્ય છે, અને ચોથા ગુણસ્થાનકે તેને ૭૦ અને ૭૧ પ્રકૃતિઓનો

બન્ધ કહ્યો છે. અવિરતિ ગુણસ્થાનકે ઔદારિકમિશ્રકાયયોગીને ૭૫ પ્રકૃતિઓ બન્ધમાં કહી છે, અને તે ૭૫ પ્રકૃતિઓમાં મનુષ્યદ્વિક, ઔદારિકદ્વિક અને પ્રથમ સંહનન –એ પાંચ પ્રકૃતિઓનો સમાવેશ કરેલો છે, તો ચોથે ગુણસ્થાનકે વર્તતો કયો ઔદારિકમિશ્રયોગી આ પાંચ પ્રકૃતિઓનો બન્ધક હોય ? કેમકે ઔદારિકમિશ્રયોગી તિર્યંચ અને મનુષ્ય હોય છે અને તે ચોથે ગુણસ્થાનકે દેવપ્રાયોગ્ય પ્રકૃતિઓ બાંધે પણ મનુષ્ય પ્રાયોગ્ય મનુષ્યદ્વિક, ઔદારિકદ્વિક અને પ્રથમ સંહનન–એ પાંચ પ્રકૃતિઓ ન બાંધે. માટે ' अणचउवीसाइ ' એ પદમાં રહેલા આદિ શબ્દથી એ મનુષ્યદ્વિકાદિ પાંચ પ્રકૃતિઓ ગ્રહણ કરવી, તેથી ઔદારિક મિશ્રયોગીને ચોથે ગુણસ્થાનકે સાસ્વાદને બંધાતી ચોરાણું પ્રકૃતિઓમાંથી અનન્તાનુબન્ધ્યાદિ ઓગણત્રીશ પ્રકૃતિઓને બાદ કરીએ અને જિનપંચક યુક્ત કરીએ એટલે સીત્તેર પ્રકૃતિઓ બંધમાં હોય એમ સંભવે છે એવું સમાધાન કર્મગ્રન્થના ટબાકાર જયસોમસૂરિ આપે છે અને તે યોગ્ય જણાય છે.

સયોગી ગુણસ્થાનકે કેવલીસમુદ્ઘાત કરતા તેના બીજા છઠ્ઠા અને સાતમા સમયે ઔદારિકમિશ્રયોગ હોય છે, તેને યોગપ્રત્યયિક માત્ર એક સાતાવેદનીય કર્મનો બન્ધ હોય છે. ત્યાં મિથ્યાત્વ, અવિરતિ અને કષાયરૂપ હેતુના અભાવે બાકીની પ્રકૃતિઓનો બન્ધ હોતો નથી.

એ પ્રમાણે ઔદારિકમિશ્રયોગીની પેઠે કાર્મણયોગ માર્ગણાએ પણ બન્ધસ્વામિત્વ જાણવું, પરન્તુ એટલો વિ-

શેષ છે કે કાર્મણકાયયોગ વિગ્રહ ગતિ વડે પરભવમાં જતાં એક, બે કે ત્રણ સમયસુધી હોય છે, અને તે શિવાય તેરમા ગુણસ્થાનકે આઠ સમયનો કેવલીસમુદ્ઘાત કરતા તેના ત્રીજા, ચોથા અને પાંચમા સમયે હોય છે. તેને પણ ઔદારિકમિશ્રયોગીની પેઠે પહેલું, બીજું, ચોથું અને તેરમું ગુણસ્થાનક હોય છે. કાર્મણકાયયોગીને કોઇપણ આયુષનો બન્ધ ન થાય, તેથી તિર્યંચાયુષ અને નરાયુષ એ પ્રકૃતિઓ બાદ કરતા બાકીની પ્રકૃતિઓનો બન્ધ ઔદારિકમિશ્રયોગીની પેઠે હોય. મૂળ બંધમાં ૧૨૦ પ્રકૃતિઓ હોય છે, તેમાં આહારક ષટ્ક, તિર્યંચાયુષ અને નરાયુષ એ આઠ પ્રકૃતિઓ બાદ કરતા ૧૧૨ પ્રકૃતિઓનો ઓઘે બન્ધ હોય. અને મિથ્યાત્વગુણસ્થાનકે જિનપંચક શિવાય ૧૦૭ પ્રકૃતિઓ બાંધે. તેમાંથી સૂક્ષ્માદિ તેર પ્રકૃતિઓ હીન કરતા ૯૪ પ્રકૃતિઓ સાસ્વાદને બાંધે. તેમાંથી અનન્તાનુબન્ધ્યાદિ ચોવીશ પ્રકૃતિઓ ન્યૂન કરતા અને જિનપંચક યુકત કરતા ૭૫ પ્રકૃતિઓ ચોથે ગુણસ્થાનકે બાધે. યદ્યપિ ઉપર ઔદારિકમિશ્રયોગીને ચોથે ગુણસ્થાનકે ૭૫ પ્રકૃતિઓના બન્ધમાં શંકા કરી ૭૦ પ્રકૃતિઓના બન્ધનું સમર્થન કર્યું છે, કારણ કે ઔદારિકમિશ્રયોગી મનુષ્ય અને તિર્યંચજ હોય, અને તેને મનુષ્ય પ્રાયોગ્ય મનુષ્યદ્વિક, ઔદારિકદ્વિક અને પ્રથમ સંઘયણ–એ પાંચ પ્રકૃતિના બંધનો સંભવ નથી, પરન્તુ કાર્મણ યોગીને માટે તેમ નથી, કાર્મણયોગ દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક–એ ચારે ગતિમાં હોય છે, તેથી અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે વર્ત-

માન કાર્મણકાયયોગી દેવ અને નારક એ મનુષ્યપ્રાયોગ્ય પાંચે પ્રકૃતિઓનો બંધ કરે, માટે તેને ચોથે ગુણસ્થાનકે ૭૫ પ્રકૃતિઓનો બન્ધ થાય એ નિર્વિવાદ છે. તથા તેરમે ગુણસ્થાનકે યોગનિમિત્તક સાતાવેદનીયનો બન્ધ હોય.

આહારકકાયયોગ અને આહારકમિશ્રકાયયોગ એ બે માર્ગણાએ ઓઘ-બીજા કર્મગ્રન્થના બન્ધાધિકારમાં કહેલો બન્ધ જાણવો, આહારક યોગે પ્રમત્ત અને અપ્રમત્ત-એ બે ગુણસ્થાનક હોય છે. પ્રમત્તગુણસ્થાનકે ૬૩ પ્રકૃતિઓનો બન્ધ હોય, કારણ કે આહારકલબ્ધિવાળા ચઉદપૂર્વધર જ્યારે આહારક શરીર કરે ત્યારે લબ્ધિનો ઉપયોગ કરતાં ઔત્સુક્ય હોવાથી તે પ્રમત્ત-પ્રમાદયુક્ત થાય, અને પછી વિશુદ્ધિના સામર્થ્યથી અપ્રમત્ત ગુણસ્થાનકે આવે ત્યારે તેને ૬૩ પ્રકૃતિઓમાંથી શોક, અરતિ, અસ્થિરદ્વિક, અયશ અને અસાતાવેદનીય-એ છ પ્રકૃતિઓ કાઢતાં સત્તાવન પ્રકૃતિઓનો બન્ધ હોય, અને દેવાયુષનો બન્ધ ન કરે તો છપ્પન પ્રકૃતિઓ બાંધે. યદ્યપિ અપ્રમત્ત ગુણસ્થાનકે આહારકદ્વિકનો બન્ધ પ્રાપ્ત છે તેથી અઠ્ઠાવન કે ઓગણસાઠ પ્રકૃતિઓનો બન્ધ થવો જોઈએ, પરન્તુ આહારકકાયયોગે વર્તમાન તથાવિધ વિશુદ્ધિના અભાવે આહારકદ્વિકનો બન્ધ કરતો નથી, તેથી તેને અઠ્ઠાવન કે ઓગણસાઠ પ્રકૃતિઓનો બન્ધ થતો નથી.[1]

---

૧ "सगवन्ना तेवट्ठि बंधंति आहारउभयसु"। (પંચસંગ્રહસપ્તતિકા ગા.૧૪૯) આહારકયોગી અને આહારકમિશ્રયોગી અનુક્રમે સત્તાવન

वैक्रिय, वैक्रियमिश्र, वेद अने कपायमार्गणाने आश्रयी बन्धस्वामित्व—

सुरओहो वेउव्वे तिरिअ–नराउरहिओ य तम्मिस्से ।
वेयतिगा–इम बिय–तियकसाय नव–दु–चउ–पंचगुणे ॥१६॥

[ सुरौघो वैक्रिये तिर्यङ्नरायूरहितश्च तन्मिश्रे ।
वेदत्रिका-दिम-द्वितीय-तृतीयकषाया नव-द्वि-चतुःपञ्चगुणे]

અર્થ:—[ वेउव्वे ] વૈક્રિયકાયયોગે [ सुरओहो ] દેવનો સામાન્ય બન્ધ કહેવો. [ तम्मिस्से ] વૈક્રિયમિશ્રકાયયોગ માર્ગણાએ [ तिरिअ–नराउरहिओ य ] તિર્યંચાયુષ અને નરાયુષરહિત બન્ધ જાણવો. ( વેદ અને કપાયમાર્ગણાએ બન્ધસ્વામિત્વ- ) [ वेयतिगा–इम–विअ–तिअकसाय ] ત્રણ વેદ, આદ્ય કપાય, દ્વિતીય કપાય અને તૃતીય કપાયમાર્ગણાએ ( અનુક્રમે ) [ नव–दु–चउ–पंचगुणे ) નવ, બે, ચાર અને પાંચ ગુણસ્થાનક હોય. અર્થાત્ ત્રણ વેદે નવ ગુણસ્થાનક, પ્રથમ અનન્તાનુબન્ધી કપાયમાર્ગણાએ બે ગુણસ્થાનક, બીજા અપ્રત્યાખ્યાનાવરણ કપાયે પ્રથમના ચાર ગુણસ્થાનક અને ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ કપાય માર્ગણાએ પ્રથમના પાંચ ગુણસ્થાનકો હોય છે.

**વિવેચન:**—વૈક્રિયકાયયોગમાર્ગણાએ દેવગતિની પેઠે

ત્રેસઠ પ્રકૃતિઓ બાંધે. એટલે આહારકયોગી છટ્ઠે ગુણસ્થાનકે ત્રેસઠ અને સાતમે ગુણસ્થાનકે સત્તાવન પ્રકૃતિઓ બાંધે, અને આહારક મિશ્રયોગી છટ્ઠા ગુણસ્થાનકે ત્રેસઠ બાંધે. (પંચસંગ્રહ ટીકા પૃ૦૧૪૬૩) પરન્તુ સપ્તતિકાની ટીકામાં આહારકદ્વિકનો બન્ધ કરે એટલે તેને અપ્રમત્તગુણસ્થાનકે ૫૯ પ્રકૃતિઓનો પણ બન્ધ હોય. જુઓ—(સપ્તતિકા ટીકા પ૦ ૨/૯૯

બન્ધસ્વામિત્વ જાણવું. અહિં દેવો અને નારકોને ભવપ્રત્યય સ્વાભાવિક વૈક્રિય યોગ હોય છે તે વિવક્ષિત છે, તેથી તેને પ્રથમના ચાર ગુણસ્થાનક હોય, મનુષ્ય અને તિર્યંચને લબ્ધિ-પ્રત્યય વૈક્રિય શરીરને આશ્રયી વૈક્રિયયોગ હોય, અને ત્યા અધિક ગુણસ્થાનકો હોય, પણ તે અહિં વિવક્ષિત નથી માટે સામાન્યે બંધાતી ૧૨૦ પ્રકૃતિમાંથી સુરાદિ સોળ પ્રકૃતિઓ ન્યૂન કરતા ઓઘે ૧૦૪ પ્રકૃતિઓનો બન્ધ જાણવો. તેમાથી મિથ્યાત્વગુણસ્થાનકે જિનનામરહિત ૧૦૩ પ્રકૃતિઓ, તેમાથી નપુંસકાદિ ચાર, એકેન્દ્રિય,સ્થાવર અને આતપ—એ સાત પ્રકૃતિઓ બાદ કરતા સાસ્વાદને ૯૬ પ્રકૃતિઓ, તેમાથી અનન્તાનુબન્ધ્યાદિ છવીશ પ્રકૃતિઓ ન્યૂન કરતા મિશ્ર ગુણસ્થાનકે સીત્તેર પ્રકૃતિઓ, અને તેને જિન-નામ અને મનુષ્યાયુષ સહિત કરતા અવિરતિ ગુણસ્થાનકે બહોતેર પ્રકૃતિઓ બંધમાં હોય.

વૈક્રિયયોગની પેઠે વૈક્રિયમિશ્રયોગે પણ બન્ધસ્વામિત્વ જાણવું, પરન્તુ એટલો વિશેષ છે કે અહિ મિશ્રગુણસ્થાનક હોતું નથી, કારણ કે દેવ અને નારકોને અપર્યાપ્તાવસ્થામા વૈક્રિયમિશ્ર યોગ છે, અને તે અવસ્થામાં મિશ્રગુણસ્થાનક હોતું નથી. બાકીના ત્રણ ગુણસ્થાનકે પણ વૈક્રિયમિશ્ર યોગી તિર્યંચાયુષ અને મનુષ્યાયુષ એ બે આયુષનો બન્ધ ન કરે, કારણ કે દેવો અને નારકો અપર્યાપ્તાવસ્થામા આયુષનો બન્ધ કરતા નથી. માટે તિર્યંચાયુષ, મનુષ્યાયુષ, સુરદ્વિક, વૈક્રિયદ્વિક, સુરાયુષ, આહારકદ્વિક, નરકત્રિક, સૂક્ષ્મ-ત્રિક અને વિકલત્રિક—એ અઢાર પ્રકૃતિ વિના બાકીની જ્ઞા-

નાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય છવીશ, નામકર્મ ત્રેપન, ગોત્રકર્મ બે અને અન્તરાય પાંચ –એ પ્રમાણે વૈક્રિયમિશ્રયોગીને ૧૦૨ પ્રકૃતિઓનો ઓઘ બંધ જાણવો. મિથ્યાત્વગુણસ્થાનકે તેમાંથી જિનનામ હીન કરતા ૧૦૧ પ્રકૃતિઓ બંધાય. તેમાંથી એકેન્દ્રિયજાતિ, સ્થાવર, આતપનામ, નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડકસંસ્થાન અને છેવઠ્ઠ સંઘયણ–એ સાત પ્રકૃતિ ન્યૂન કરતા ૯૪ પ્રકૃતિઓ સાસ્વાદને બંધાય તેમાંથી અનન્તાનુબન્ધ્યાદિ ચોવીશ પ્રકૃતિઓ હીન કરતા અને જિનનામસહિત કરતા ૭૧ પ્રકૃતિઓ ચોથે ગુણસ્થાનકે બંધાય. એ યોગે બાકીના ગુણસ્થાનકો હોતા નથી. અહિં પર્યાપ્તાવસ્થાભાવી લબ્ધિનિમિત્તક વૈક્રિયમિશ્રયોગ વિવક્ષિત નથી, તેથી લબ્ધિનિમિત્તક વૈક્રિય શરીર કરતાં દેશવિરતિ અને પ્રમત્ત–એ બે ગુણસ્થાનક સંભવે તે અહિં ગ્રહણ ન કરવા. એ પ્રમાણે યોગમાર્ગણાએ બન્ધસ્વામિત્વ કહ્યું.

હવે બાકીની માર્ગણાએ ગુણસ્થાનકના કથન કરવા પૂર્વક કર્મસ્તવોક્ત બન્ધ જાણવો. સ્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ–એ ત્રણ વેદ માર્ગણાએ મિથ્યાત્વાદિક નવ ગુણસ્થાનકો હોય. ત્યાં ઓઘે ૧૨૦, મિથ્યાત્વે ૧૧૭, સાસ્વાદને ૧૦૧, મિશ્રે ૭૪, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે ૭૭, દેશવિરતિ ગુણસ્થાનકે ૬૭, પ્રમત્તગુણસ્થાને ૬૩, અપ્રમત્તગુણસ્થાનકે ૫૯ અને ૫૮, અપૂર્વકરણ ગુણસ્થાનકે ૫૮–૫૬–૨૬ અને બાદર સંપરાય ગુણસ્થાનકે ૨૨–૨૧ હોય. ત્યાર પછીના ગુણસ્થાનકે વેદનો ઉદય ન હોય. અહિં વેદાદિવડે ૬૦૫ અને

પર્યાયની અભેદવિવક્ષાથી વેદાદિઉદયવંત જીવને ગ્રહણ કરવા. એ પ્રમાણે વેદમાર્ગણાએ ગુણસ્થાનકો કહ્યા.

હવે કષાયમાર્ગણાએ ગુણસ્થાનક કહે છે-પ્રથમના ચાર અનન્તાનુબન્ધી કષાયમાર્ગણાએ મિથ્યાત્વ અને સાસ્વાદ એ બે ગુણસ્થાનકો હોય. ત્યાં ઓઘે ૧૧૭ પ્રકૃતિઓ હોય છે, કારણ કે અનન્તાનુબન્ધી કષાયના ઉદયે સમ્યક્ત્વ અને ચારિત્ર ન હોય, તેથી તત્પ્રાયોગ્ય જિનનામ અને આહારકદ્વિક-એ ત્રણ પ્રકૃતિઓ ન બંધાય. એટલે ઓઘે અને મિથ્યાત્વે ૧૧૭ અને સાસ્વાદને ૧૦૧ પ્રકૃતિઓનો બન્ધ થાય છે.

અપ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયમાર્ગણાએ મિથ્યાત્વાદિ ચાર ગુણસ્થાનકો હોય છે. આ કષાયના ઉદયમાં સમ્યક્ત્વનો સંભવ છે,માટે અહિં જિનનામ કર્મનો બન્ધ હોય પણ ચારિત્રનો અભાવ હોવાથી આહારકદ્વિકના બંધનો સંભવ નથી. તેથી ઓઘે ૧૧૮ પ્રકૃતિઓ, મિથ્યાત્વે જિનનામહીન ૧૧૭ પ્રકૃતિઓ, સાસ્વાદને ૧૦૧, મિશ્રગુણસ્થાનકે ૭૪ અને અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે ૭૭ પ્રકૃતિઓ બંધાય છે.

ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયમાર્ગણાએ મિથ્યાત્વાદિક પાંચ ગુણસ્થાનક હોય છે. ત્યાં સમ્યક્ત્વ હોવાથી જિનનામ બધાય છે, પણ ચારિત્રના અભાવે આહારકદ્વિક બંધાતું નથી. તેથી ઓઘે ૧૧૮, મિથ્યાત્વે ૧૧૭, સાસ્વાદને ૧૦૧, મિશ્રે ૭૪, અવિરતિ ગુણસ્થાનકે ૭૭ અને દેશવિરતિ ગુણસ્થાનકે ૬૭ પ્રકૃતિઓ બધાય છે. અહિં

સર્વત્ર પ્રકૃતિઓની સંખ્યા કર્મસ્તવના બન્ધાધિકારથી જાણવી. અહિં કષાયશબ્દવડે કષાયોદયવંત જીવ ગ્રહણ કરવાથી તેને વિષે ગુણસ્થાનકો સંભવે છે.

संजलणातिगे नव, दस लोहे, चउ अजइ, दु-ति अनाणतिगे ।
बारस अचक्खु-चक्खुसु पढमा, अहखाय चरमचऊ ॥१७॥

[सञ्ज्वलनत्रिके नव दश लोभे चत्वार्ययते द्वे त्रीण्यज्ञानत्रिके ।
द्वादशाचक्षुश्चक्षुषोः प्रथमानि यथाख्याते चरमचत्वारि॥ ]

અર્થ:—[ सजलणतिगे ] સંજ્વલન ક્રોધ, માન અને માયાએ [ पढमा ] પ્રથમના [ नव ] નવ ગુણસ્થાનકો હોય છે. [ लोहे ] લોભ માર્ગણાએ [ दस ] દશ ગુણસ્થાનકો હોય છે. [ चउ अजइ ] અવિરતિ માર્ગણાએ ચાર ગુણસ્થાનકો હોય છે. [ दु-ति अनाणतिगे ] ત્રણ અજ્ઞાન માર્ગણાએ બે અથવા ત્રણ ગુણસ્થાનક હોય છે. [ बारस अचक्खु-चक्खुसु ] અચક્ષુદર્શન અને ચક્ષુદર્શન માર્ગણાએ પ્રથમના બાર ગુણસ્થાનક હોય છે. [ अहखाय ] યથાખ્યાત માર્ગણાએ [ चरमचऊ ] છેલ્લા ચાર ગુણસ્થાનકો હોય છે.

વિવેચન:—સંજ્વલન ક્રોધ, માન અને માયાના ઉદય વાળાને મિથ્યાત્વાદિ નવ ગુણસ્થાનક હોય છે, અને લોભકષાયના ઉદયવાળાને સૂક્ષ્મસંપરાય સુધી દશ ગુણસ્થાનક હોય છે. તેઓનું બન્ધસ્વામિત્વ કર્મસ્તવમાં સામાન્ય અને વિશેષરૂપે કહેલા બન્ધાધિકાર પ્રમાણે ઓઘે ૧૨૦, મિથ્યાત્વગુણસ્થાનકે ૧૧૭, સાસ્વાદને ૧૦૧, મિશ્રે ૭૪ ઇત્યાદિ જાણવું. એ પ્રમાણે કષાયમાર્ગણાએ ગુણસ્થાનક કહ્યાં.

સંયમમાર્ગણામાં એક અવિરતિમાર્ગણાએ પ્રથમના ચાર ગુણસ્થાનક હોય. તેમાં ચોથે ગુણસ્થાનકે સમ્યક્ત્વ-નિમિત્તક જિનનામ કર્મના બંધનો સંભવ છે, પરન્તુ ચારિત્રના અભાવે આહારકદ્વિકનો બંધ થતો નથી. તે માટે અવિરતિ માર્ગણામાં ઓઘે આહારકદ્વિક સિવાય ૧૧૮ પ્રકૃતિઓ, મિથ્યાત્વે ૧૧૭ પ્રકૃતિઓ, સાસ્વાદને ૧૦૧, મિશ્રે ૭૪ અને અવિરતિગુણસ્થાનકે ૭૭ પ્રકૃતિઓ બંધાય છે.

અજ્ઞાનત્રિકમાર્ગણાએ બે યા ત્રણ ગુણસ્થાનક હોય છે. પ્રથમગુણસ્થાનકે મિથ્યાત્વમોહનીયનો ઉદય હોય છે, તેથી ત્યાં અજ્ઞાન હોય છે, બીજા ગુણસ્થાનકે મિથ્યાત્વનો ઉદય નથી, પણ અનન્તાનુબન્ધી કષાયનો ઉદય છે, અને તે મિથ્યાત્વનો આક્ષેપક હોવાથી ત્યાં પણ અજ્ઞાન હોય છે. ત્રીજા ગુણસ્થાનકમાં વર્તમાન જીવની દૃષ્ટિ સર્વથા શુદ્ધ યા સર્વથા અશુદ્ધ હોતી નથી, પરન્તુ અંશતઃ શુદ્ધ અને અંશતઃ અશુદ્ધ એવી મિશ્ર દૃષ્ટિ હોય છે, તેથી મિશ્રદૃષ્ટિમાં જ્ઞાન અને અજ્ઞાન મિશ્ર હોય છે. જ્યારે તેમાં અધિક શુદ્ધતા હોય છે અને અશુદ્ધતા ઓછી હોય છે ત્યારે જ્ઞાનાંશ અધિક હોય છે અને અજ્ઞાન ઓછું હોય છે. તે વખતે મિશ્રદૃષ્ટિની જ્ઞાની જીવોમાં ગણના કરી શકાય છે. માટે પ્રથમ અને બીજા ગુણસ્થાનવર્તી જીવો અજ્ઞાની માનવા જોઇએ. એ રીતે અજ્ઞાનત્રિકે બે ગુણસ્થાનક હોય. પરન્તુ જ્યારે મિશ્રદૃષ્ટિમાં અધિક અશુદ્ધતાના કારણથી અજ્ઞાનાંશ અધિક હોય અને શુદ્ધતા ઓછી હોવાથી જ્ઞાનાંશ અલ્પ હોય ત્યારે મિશ્રદૃષ્ટિની ગણના અજ્ઞાનીમાં કરી શકાય છે. તેથી મિશ્રગુણસ્થાનવર્તી જીવોને અજ્ઞાનીમાં

ગણવા જોઇએ. એ રીતે અજ્ઞાનત્રિકમાં ત્રણ ગુણસ્થાનક હોય છે. ચતુર્થ ગુણસ્થાનથી આગળના ગુણસ્થાનકોમાં સમ્યક્ત્વનિમિત્તક દૃષ્ટિની શુદ્ધિ હોવાના કારણથી જ્ઞાન હોય છે પણ અજ્ઞાન હોતું નથી. જ્ઞાન અને અજ્ઞાન દૃષ્ટિની શુદ્ધિ કે અશુદ્ધિ ઉપર અવલંબિત છે. ત્યાં ઓઘે ૧૧૭, મિથ્યાત્વે ૧૧૭, સાસ્વાદને ૧૦૧ અને મિશ્ર ગુણસ્થાનકે ૭૪ પ્રકૃતિઓનો બન્ધ હોય છે.

દર્શનમાર્ગણામાં ચક્ષુ અને અચક્ષુદર્શન—એ બે માર્ગણાએ મિથ્યાત્વથી માંડી ક્ષીણમોહ પર્યન્ત બાર ગુણસ્થાનક હોય છે, કારણ કે જ્ઞાનાવરણ અને દર્શનાવરણના ક્ષયોપશમથી ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન હોય છે અને ક્ષાયોપશમિક ભાવ બારમા ગુણસ્થાન સુધી હોય છે.

ત્યાં ઓઘે ૧૨૦, તેથી આગળના ગુણસ્થાનકે અતીન્દ્રિય અને ક્ષાયિક જ્ઞાન હોય છે. મિથ્યાત્વે ૧૧૭ ઇત્યાદિ સામાન્ય અને વિશેષરૂપથી બન્ધાધિકારમાં વર્ણિત બન્ધસ્વામિત્વ જાણવું. સંયમમાર્ગણામાં યથાખ્યાત ચારિત્રમાર્ગણાએ છેલ્લાં ઉપશાન્તમોહ, ક્ષીણમોહ, સયોગી અને અયોગી એ ચાર ગુણસ્થાનકો હોય છે. તેમાં પ્રથમના ત્રણ ગુણસ્થાનકે એક સાતાવેદનીય બંધાય છે અને અયોગી ગુણસ્થાનકે યોગના અભાવથી બન્ધ હોતો નથી.

मणनाणि सग जयाई, समइय—छेय चउ, दुन्नि परिहारे।
केवलदुगि दो चरमाऽजयाइ नव मइ—सुु—ओहिदुगे ॥१८॥

[मनोज्ञाने सप्त यतादीनि, सामायिक-च्छेदे चत्वारि, द्वे परिहारे।
केवलद्विके द्वेचरमेऽयतादीनि नव मति-श्रुतावधिद्विके ॥ ]

અર્થ.—[ मणनाणि ] મનપર્યવજ્ઞાન માર્ગણાએ [ सग जयाई ] યતાદિ-પ્રમત્તાદિ સાત ગુણસ્થાનક હોય છે. [ समइय-छेय ] સામાયિક અને છેદોપસ્થાપનીય માર્ગણાએ [चउ] પ્રમત્તાદિ ચાર ગુણસ્થાનક હોય છે. [दुन्नि परिहारे] અને પરિહારવિશુદ્ધિમાર્ગણાએ પ્રમત્ત અને અપ્રમત્ત-એ બે ગુણસ્થાનક હોય છે. [ केवलदुगि ] કેવલજ્ઞાન અને કેવલદર્શનમાર્ગણાએ [ दो चरमा ] છેલ્લાં બે ગુણસ્થાનક હોય છે. [मइ-सु-ओहिदुगे] મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને અવધિદર્શન માર્ગણાએ [ अजयाइ नव ] અવિરતિ આદિ નવ ગુણસ્થાનક હોય છે.

**વિવેચન**:—જ્ઞાનમાર્ગણામાં મનઃપર્યવજ્ઞાનીને પ્રમત્તાદિ સાત ગુણસ્થાનક હોય છે, કારણ કે મનઃપર્યવજ્ઞાન અપ્રમત્ત સંયતને ઉપજે છે, અને ત્યાર પછી તે મુનિને પ્રમાદવશ થવાથી પ્રમત્તસંયત ગુણસ્થાનક પણ હોય છે. મનઃપર્યવજ્ઞાન ક્ષાયોપશમિક હોવાથી બારમા ગુણસ્થાનક સુધી હોય છે, તેથી તેને ક્ષાયિક એવાં અન્તિમ બે ગુણસ્થાનક હોતાં નથી. ત્યાં આહારકદ્વિકના બન્ધનો સંભવ છે, માટે ઓઘે ૬૫, પ્રમત્તે ૬૩, અપ્રમત્તે ૫૯ યા ૫૮ ઈત્યાદિ બન્ધાધિકારમાં વર્ણિત બન્ધસ્વામિત્વ જાણી લેવું.

સામાયિક અને છેદોપસ્થાપનીય-એ બે ચારિત્રને વિષે પ્રમત્તાદિ ચાર ગુણસ્થાનક હોય છે, ત્યાં આહારકદ્વિક સહિત ઓઘબન્ધ ૬૫, પ્રમત્તે ૬૩-ઈત્યાદિ સામાન્ય અને વિશેષરૂપે બન્ધાધિકાર જાણવો.

પરિહારવિશુદ્ધિ ચારિત્રે પ્રમત્ત અને અપ્રમત્ત-એ બે ગુણસ્થાનક હોય છે. યદ્યપિ અહિ આહારકદ્વિકનો ઉદય

હોતો નથી, કારણ કે પરિહારવિશુદ્ધિ ચારિત્ર કંઈક ન્યૂન દશપૂર્વધરને હોય છે, અને આહારકલબ્ધિ તો ચતુર્દશપૂર્વધરને જ હોય છે, પરન્તુ તેને અપ્રમત્તસંયમનિમિત્તક આહારકદ્વિકનો બન્ધ હોય છે, તેથી ઓઘે ૬૫, પ્રમત્તગુણસ્થાનકે ૬૩–ઇત્યાદિ પ્રકૃતિઓનો બંધ જાણવો.

કેવલજ્ઞાન અને કેવલદર્શન માર્ગણાએ છેલ્લા સયોગી કેવલી અને અયોગી કેવલી–એ બે ગુણસ્થાનકો હોય છે. તેમાં સયોગી ગુણસ્થાનકે યોગનિમિત્ત સાતાવેદનીય બાંધે છે અને અયોગી ગુણસ્થાનકે બન્ધનો અભાવ હોય છે. કેવલજ્ઞાન અને કેવલદર્શન બન્ને ક્ષાયિક છે, માટે ત્યાં ક્ષાયિકભાવ નિષ્પન્ન એ બે ગુણસ્થાનક હોય છે.

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને અવધિદર્શનમાર્ગણાએ અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી ક્ષીણમોહ સુધી નવ ગુણસ્થાનક હોય છે. કેમકે પ્રથમના ત્રણ ગુણસ્થાનકે સમ્યક્ત્વ નહિ હોવાથી અજ્ઞાન હોય છે અને છેલ્લા બે ગુણસ્થાનકે ક્ષાયોપશમિક મતિજ્ઞાનાદિ હોતા નથી, એક માત્ર ક્ષાયિક ભાવ હોય છે. ત્યાં ઓઘે ૭૯ પ્રકૃતિઓનો બન્ધ હોય છે, કેમકે અવિરતિ ગુણસ્થાનકે ૭૭ પ્રકૃતિઓનો બન્ધ હોય તેમાં આહારકશરીર અને આહારક અંગોપાંગ એ બે પ્રકૃતિઓ મેળવતાં ૭૯ પ્રકૃતિઓ ઓઘે બન્ધાય છે, અવિરતિ ગુણસ્થાનકે ૭૭ ઇત્યાદિ કર્મસ્તવોક્ત બન્ધાધિકારમાં વર્ણિત બન્ધસ્વામિત્વ કહેવું.

अड उवसमि चउ वेयगि खइए इक्कार मिच्छतिगि देसे।
सुहुमि सठाणं तेरस आहारगि नियनियगुणोहो ॥ १९ ॥

[अष्टोपशमे चत्वारि वेदके क्षायिक एकादश मिथ्यात्वत्रिके देशे ।
सूक्ष्मे स्वस्थान त्रयोदशाहारके निजनिजगुणौघः ॥ ]

અર્થ—[ अड उवसमि ] ઉપશમ સમ્યક્ત્વે અવિરતિ આદિ આઠ ગુણસ્થાનક હોય. [ चउ वेयगि ] વેદક-ક્ષાયોપશમિક સમ્યક્ત્વે ચોથાથી આરંભી ચાર ગુણસ્થાનક હોય. [ खइए इक्कार ] ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ માર્ગણાએ ચોથાથી આરંભી અગીયાર ગુણસ્થાનક હોય. [मिच्छतिगि] મિથ્યાત્વ, સાસ્વાદન, મિશ્ર, [ देसे ] દેશવિરતિ અને [ सुहुमि ] સૂક્ષ્મસંપરાય ચારિત્ર માર્ગણાએ [ सठाण ] પોતપોતાનું એક એક ગુણસ્થાનક હોય. [ आहारगि ] આહારક માર્ગણાએ પ્રથમથી આરંભી [ तेरस ] તેર ગુણસ્થાનક હોય. [नियनियगुणोहो] અને તેને પોતપોતાને ગુણસ્થાનકે ઓઘ-બન્ધાધિકારમાં વર્ણિત બન્ધસ્વામિત્વ જાણવું.

**વિવેચન:**—ઉપશમસમ્યક્ત્વ માર્ગણાએ ચોથા અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી ઉપશાંતમોહ પર્યન્ત આઠ ગુણસ્થાનક હોય તેમાં ચોથું, પાંચમું, છઠ્ઠું અને સાતમું-એ ચાર ગુણસ્થાનકો ગ્રંથીભેદ કરી તથા દેશવિરતિ અને સર્વવિરતિ સહિત ઉપશમ સમ્યક્ત્વ પામતાં હોય. તેમજ આઠમું, નવમું, દશમું અને અગીઆરમું-એ ચાર ગુણસ્થાનકો ઉપશમશ્રેણિ પ્રાપ્ત ઔપશમિક સમ્યગ્દૃષ્ટિને હોય. એ પ્રમાણે બન્ને મળી આઠ ગુણસ્થાનકો હોય. અહિં ચોથે ગુણસ્થાનકે દેવાયુષ અને મનુષ્યાયુષ-એ બે પ્રકૃતિઓનો બંધ થતો નથી, અને પાંચમાથી માંડી દેવાયુષનો બન્ધ થતો નથી. એ વાત આગળની ગાથામાં કહેવામાં આવશે.

અહિં સામાન્ય બન્ધ ૭૭ પ્રકૃતિઓનો હોય છે. ચોથે ગુણસ્થાનકે પંચોતેર પ્રકૃતિઓ, પાંચમા ગુણસ્થાનકે ૬૬, છઠ્ઠાએ ૬૨, સાતમામાં અઠ્ઠાવન, આઠમામાં ૫૮-૫૬-૨૬, નવમામાં ૨૨-૨૧-૨૦-૧૯-૧૮, દશમામાં ૧૭ અને અગીઆરમા ગુણસ્થાનકે એક પ્રકૃતિનો બન્ધ થાય છે.

વેદક—ક્ષાયોપશમિક સમ્યક્ત્વ, સમ્યગ્દર્શન મોહનીયના પુદ્ગલોને વેદે છે માટે તેને વેદક પણ કહેવાય છે. ત્યાં ચોથું, પાંચમું, છઠ્ઠું અને સાતમું-એ ચાર ગુણસ્થાનકો હોય, ત્યાં આહારકદ્વિકના બન્ધનો સંભવ હોવાથી બન્ધમાં ઓઘે ૭૯ પ્રકૃતિઓ, અવિરતિગુણસ્થાનકે ૭૭, દેશવિરતિએ ૬૭, પ્રમત્તે ૬૩ અને અપ્રમત્તે ૫૯ યા ૫૮ હોય.

ક્ષાયિકસમ્યક્ત્વ માર્ગણાએ ચોથાથી પ્રારંભી અયોગી ગુણસ્થાનકે સુધી અગીઆર ગુણસ્થાનકો હોય. ત્યાં ઓઘબંધમાં ૭૯, અવિરતિ ગુણસ્થાનકે ૭૭-ઇત્યાદિ બન્ધાધિકારમાં વર્ણિત બન્ધ જાણવો. અહિં એ વિચારણીય છે કે પૂર્વબદ્ધાયુ મનુષ્ય ક્ષાયિક સમ્યક્ત્વ પામે છે તે આયુષનો બન્ધ ન કરે, અને અબદ્ધાયુ મનુષ્ય ક્ષાયિક સમ્યક્ત્વ પામે તે તદ્ભવ મુક્તિગામી હોય, તેને પણ આયુષ ન બન્ધાય; તો પાંચમે અને છઠ્ઠા ગુણસ્થાનકે સુરાયુષનો કોણ બન્ધ કરે ? અહિં કોઇ એમ કહે કે-" ક્ષાયિક સમ્યક્ત્વનો પ્રસ્થાપક (પ્રારંભ કરનાર) મનુષ્ય હોય, અને* નિષ્ઠાપક

* ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર મનુષ્ય મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીયનો સર્વ ક્ષય કરે અને સમ્યક્ત્વમોહનીયનો ક્ષય કરતા માત્ર તેના અન્તર્મુહૂર્તમાં વેદવા લાયક પુદ્ગલો બાકી હોય ત્યારે

(પૂર્ણ કરનાર) ચારે ગતિના જીવો હોય, તેથી દેશવિરતિ ગુણસ્થાનકે મનુષ્ય અને તિર્યંચ ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ સુરાયુષનો બન્ધ કરે." પરન્તુ તે ખરું નથી, કારણ કે ક્ષાયિક નિષ્ઠાપક અસંખ્ય વર્ષના આયુષવાળા મનુષ્ય અને તિર્યંચ જ હોય અને તેને દેશવિરતિ ગુણસ્થાનક ન હોય. પરન્તુ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને કવચિત્ પાંચ ભવો પણ થાય છે. જેમકે પૂર્વબદ્ધાયુ કોઇ ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ દેવ થાય અને પછી મનુષ્યગતિમાં આવી દેશવિરત્યાદિ ગુણસ્થાનકે સુરાયુષનો બન્ધ કરી દેવગતિમાં જઇ પુનઃ મનુષ્ય થઇ મોક્ષે જાય. તેથી એ અપેક્ષાએ ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિને દેશવિરત્યાદિ ગુણસ્થાનકે સુરાયુષનો બન્ધ સંભવે છે.

મિથ્યાત્વ, સાસ્વાદન અને મિશ્ર—એ ત્રણ સમ્યક્ત્વમાર્ગણાએ, તથા ચારિત્રમાર્ગણામાં દેશવિરતિ અને સૂક્ષ્મસંપરાય—એ બે માર્ગણાએ પોતપોતાના નામવાળું એક એક ગુણસ્થાનક હોય. તેમાં સામાન્ય અને વિશેષરૂપ બન્ધ કર્મસ્તવના બન્ધાધિકારમાં કહ્યા પ્રમાણે જાણવો. ત્યાં મિથ્યાત્વમાર્ગણાએ પ્રથમ ગુણસ્થાનક હોય અને ત્યાં ૧૧૭ નો બન્ધ, સાસ્વાદને ૧૦૧, મિશ્રે ૭૪—ઇત્યાદિ જાણવો.

આહારકમાર્ગણાએ મિથ્યાત્વથી માંડીને સયોગી કેવલી ગુણસ્થાનકસુધી તેર ગુણસ્થાનક છે, કારણ કે ત્યાં આહારપર્યાપ્તિ અને તૈજસ તથા ઔદારિકાદિ નામકર્મના ઉદયથી

---

મરણ પામી ચારે ગતિમાં ઉપજે અને ત્યાં ઉત્પન્ન થઇ સમ્યક્ત્વમોહનીયના પુદ્ગલો ભોગવી ક્ષય કરે, તે ક્ષાયિક નિષ્ઠાપક કહેવાય છે. તે ચારે ગતિમાં હોય.

જીવ આહારી હોય છે અને તેનો ઉદય તેરમા ગુણસ્થાનક સુધી છે. આહારક માર્ગણામાં કર્મસ્તવમાં કહેલો બન્ધાધિકાર જાણવો.

परमुवसमि वट्टंता आउं न वंधंति तेण अजयगुणे ।
देव-मणुआउहीणो देसाइसु पुण सुराउ विणा ॥ २० ॥

[परमुपशमे वर्तमाना आयुर्न बध्नन्ति तेनायतगुणे ।
देवमनुजायुर्हीनो देशादिषु पुनः सुरायुर्विना ॥ ]

અર્થઃ—[ परमुवसमि वट्टंता ] પરન્તુ ઉપશમ સમ્યક્ત્વમાં વર્તમાન જીવો [ आउ न वधंति ] આયુષ બાંધતા નથી, [ तेण अजयगुणे ] તેથી અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે [देव-मणुआउहीणो] દેવાયુષ અને મનુષ્યાયુષના બન્ધ રહિત અન્ય પ્રકૃતિઓનો બન્ધ જાણવો. [ देसाइसु पुण ] દેશવિરત્યાદિ ગુણસ્થાનકે [ सुराउ विणा ] દેવાયુષ વિના બન્ધ જાણવો.

વિવેચન—[1]ઔપશમિક સમ્યગ્દષ્ટિ જીવ પરભવાયુ

---

૧ ઉપશમસમ્યક્ત્વ બે પ્રકારે છે–૧ ગ્રન્થીભેદ જન્ય અને ૨ ઉપશમશ્રેણિગત. તેમાં ગ્રન્થી ભેદજન્યઉપશમસમ્યક્ત્વ પ્રથમ અનાદિ મિથ્યાદષ્ટિને થાય છે,અને ઉપશમશ્રેણિગત આઠમા ગુણસ્થાનકથી માંડી અગીયારમા સુધીમાં હોય છે. ઉપશમશ્રેણિગત ઉપશમસમ્યગ્દષ્ટિને આયુષનો બન્ધ સર્વથા વર્જિત છે અને ગ્રન્થિભેદજન્ય ઉપશમસમ્યક્ત્વ ચોથાગુણસ્થાનકથી સાતમા ગુણસ્થાનક સુધી હોય છે, ત્યાં પણ ઉપશમસમ્યગ્દષ્ટિ આયુષનો બન્ધ કરતો નથી. કારણ કે—

अणबंधोदय-आउगबन्ध काल च सासणो कुणइ ।
उवसमसम्मदिट्ठी चउण्हमिक्कंपि नो कुणइ ॥

તેથી ઉપશમસમ્યગ્દષ્ટિ કોઇ પણ અવસ્થામાં તેને યોગ્ય અધ્યવસાયના અભાવે આયુષબન્ધ કરતો નથી.

યનો બન્ધ, મરણ, અનન્તાનુબન્ધી કષાયનો બન્ધ તથા તેનો ઉદય એ ચાર બાબત કરતો નથી, અને સાસ્વાદન એ ચારે બાબત કરે છે. તેથી આયુષબન્ધના હેતુભૂત અધ્યવસાયના અભાવે ઔપશમિક સમ્યગ્દષ્ટિ સુરાયુષ તથા મનુષ્યાયુષ ન બાંધે. અને નરકાયુષ અને તિર્યંચાયુષનો બન્ધ તો ચોથે ગુણસ્થાનકે કરે જ નહિ, તેથી એ બે આયુષના બન્ધનો તો અસંભવ છે માટે ઓઘે સત્યોતેર પ્રકૃતિઓનો બન્ધ જાણવો. તેમાં અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનકે ચારિત્રનિમિત્તક આહારકદ્વિક ન બંધાય માટે બાકીની ૭૫ પ્રકૃતિઓ બન્ધમાં હોય. તેમાંથી દેશવિરતિ હોવાથી બીજા અપ્રત્યાખ્યાનાવરણ કષાય તથા મનુષ્યપ્રાયોગ્ય ઔદારિકદ્વિક, પ્રથમ સંહનન અને મનુષ્યદ્વિક– એ નવ પ્રકૃતિઓ બાદ કરતા દેશવિરતિ ગુણસ્થાનકે ૬૬ પ્રકૃતિઓનો બન્ધ હોય, અહિં સુરાયુષનો બન્ધ ઓઘમાંથી ગયો છે તેથી અહિં ન્યૂન કર્યો નથી. પ્રમત્તગુણસ્થાનકે સર્વવિરતિ હોવાથી ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયનો બન્ધ ન થાય, તેથી ૬૨ પ્રકૃતિઓનો બન્ધ હોય. અને પ્રમત્તે પૂર્વની પેઠે ૫૯ કે ૫૮ પ્રકૃતિઓનો બન્ધ હોય. નિવૃત્તિ ગુણસ્થાનકે ૫૮–૫૬–૨૬ નો બન્ધ હોય, અનિવૃત્તિગુણસ્થાનકે ૨૨–૨૧–૨૦–૧૯–૧૮ પ્રકૃતિઓ, સૂક્ષ્મસંપરાયે ૧૭ અને ઉપશાન્ત મોહે એક સાતાવેદનીયનો બન્ધ હોય. એ પ્રમાણે ઉપશમ સમ્યક્ત્વને આશ્રયી આઠ ગુણસ્થાનકે બન્ધ કહ્યો.

અહિં ઔપશમિક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાં એ-

ભેદ છે કે ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિને ચાર અનન્તાનુબન્ધી અને ત્રણદર્શન મોહનીય એ સાત પ્રકૃતિઓમાં સમ્યક્ત્વમોહનીયનો ઉદય હોય છે અને બાકીની છ પ્રકૃતિઓનો પ્રદેશોદય હોય છે. ઉપશમસમ્યગ્દષ્ટિને તો એ સાત પ્રકૃતિઓ રસ અને પ્રદેશથી-બન્ને પ્રકારે ઉદયમાં હોતી નથી.

ओहे अट्ठारसयं आहारदुगूणमाइलेसतिगे ।
तं तित्थोणं मिच्छे साणाइसु सव्वहिं ओहो ॥ २१ ॥

[ओघेऽष्टादशशतमाहारद्विकोनमादिलेश्यात्रिके ।
तत्तीर्थोनं मिथ्यात्वे सास्वादनादिषु सर्वत्रौघः ॥]

અર્થ—[ आइलेसतिगे ] આદિની ત્રણ લેશ્યાએ [ओहे] ઓઘે [आहारदुगूणं] આહારકદ્વિકન્યૂન [अट्ठारसयं] એકસો અઢાર પ્રકૃતિઓ બંધાય. [तित्थोण] તેમાંથી તીર્થંકરનામરહિત [तं] તે ૧૧૭ પ્રકૃતિઓ [मिच्छे] મિથ્યાત્વ-ગુણસ્થાનકે બંધાય. [साणाइसु सव्वहिं ओहो] સાસ્વાદનાદિ સર્વ ગુણસ્થાનકે ઓઘ-કર્મસ્તવોક્ત સામાન્ય બન્ધ જાણવો.

**વિવેચનઃ**—કૃષ્ણ, નીલ અને કાપોત-એ પ્રથમની ત્રણ અશુભલેશ્યાવાળા જીવને ૧૧૮ પ્રકૃતિઓનો ઓઘ બંધ જાણવો, કારણ કે આહારકશરીર અને આહારકઅંગોપાંગ-એ બે પ્રકૃતિઓનો બન્ધ આદિની ત્રણ અશુભ લેશ્યામાં ન હોય. એ પ્રકૃતિઓનો બન્ધ અપ્રમત્ત ગુણસ્થાનકે હોય, પણ ત્યાં એ અશુભ લેશ્યાઓ ન હોય. અશુભ લેશ્યાઓ પ્રમત્તગુણસ્થાનક સુધી હોય છે, અને ત્યાં એ બે પ્રકૃતિઓનો બન્ધ નથી. યોગાન્તર્ગત કૃષ્ણાદિદ્રવ્યના

સંબન્ધથી આત્માનો જે શુભાશુભ પરિણામ થાય તે લેશ્યા છે. તેમાં કષાયો સહચારી છે. જેમ જેમ કષાયની તીવ્રતા હોય છે તેમ તેમ લેશ્યાઓ અશુભ અશુભતર હોય છે અને કષાયની મન્દતા થતાં લેશ્યાઓ ક્રમશઃ વિશુદ્ધ વિશુદ્ધતર થાય છે જેમકે અનન્તાનુબન્ધી તીવ્ર કષાયવંત જીવને કૃષ્ણ લેશ્યા હોય છે, અને અત્યંત મન્દ અનન્તાનુબન્ધી કષાયવાળાને શુક્લલેશ્યા હોય છે. અહિં કોઇ આચાર્ય, દેવો અને નારકોને લેશ્યા શરીરના વર્ણરૂપ માને છે, કારણ કે સાતમી નરકપૃથિવીએ સમ્યક્ત્વ પ્રાપ્તિ કહી છે, અને ત્યાં દ્રવ્ય કૃષ્ણલેશ્યાજ હોય છે, પરન્તુ સમ્યક્ત્વની પ્રાપ્તિ શુભ લેશ્યાએ થાય છે તો કૃષ્ણલેશ્યાએ વર્તમાન જીવને સમ્યક્ત્વ શીરીતે થાય? માટે લેશ્યા શરીરના વર્ણરૂપ જાણવી, અને ભાવની પરાવૃત્તિથી અધ્યવસાયવિશેષરૂપ ભાવલેશ્યા છ એ હોય. માટે શુભ એવી ત્રણ ભાવલેશ્યાએ સમ્યક્ત્વપ્રાપ્તિ થાય. તે અયુક્ત છે, કારણ કે જો શરીરવર્ણરૂપ દ્રવ્યલેશ્યા હોય તો ભગવતીસૂત્રના પ્રથમ શતકમા 'नेरइया ण भंते ! सव्वे समवण्णा? गोयमा नो इणट्ठे०। नेरइया ण भते सव्वे समलेस्सा' એ બન્ને સૂત્રો ભેદપૂર્વક કહેત નહિ, તેથી લેશ્યા શરીરના વર્ણથી ભિન્ન છે. 'ભાવપરાવૃત્તિથી છ એ લેશ્યા હોય છે.' તેનો એ અર્થ છે કે જેમ વૈડૂર્યમણિ રાતા સૂત્રથી પરોવ્યો હોય તો રક્તરૂપ ન થાય, માત્ર લાલ છાયા દેખાય, તેમ કૃષ્ણલેશ્યાદિ દ્રવ્ય તેજોલેશ્યાદિ દ્રવ્યસંબન્ધે તેજોલેશ્યાદિદ્રવ્યપણે પરિણમે નહિ, પણ આકારભાવ માત્ર તથા પ્રતિબિંબરૂપે તેજોલેશ્યા સરખી થાય. તેથી સપ્તમ નરક પૃથિવીમાં સમ્યક્ત્વ પ્રાપ્તિ વિશુદ્ધ એવી ભાવલેશ્યાએ હોય પણ દ્રવ્યથી કૃષ્ણ લેશ્યા જ

હોય. એ રીતે અભવ્યને શુકલલેશ્યા દ્રવ્યથી જાણવી. અશુભ લેશ્યાએ મિથ્યાત્વે જિનનામ ન બંધાય, માટે ૧૧૭ પ્રકૃતિનો બન્ધ મિથ્યાત્વ ગુણસ્થાનકે હોય. સાસ્વાદનાદિ પાંચ ગુણસ્થાનકે કર્મસ્તવમાં કહેલો બન્ધાધિકાર અહિં જાણવો. સાસ્વાદને ૧૦૧, મિશ્રે ૭૪, અવિરતિએ ૭૦, દેશવિરતિએ ૬૭ અને પ્રમત્તે ૬૩ પ્રકૃતિઓનો બન્ધ હોય છે. અહિં કોઇ પ્રશ્ન કરે છે કે ચોથા ગુણસ્થાનકથી આગળ સુરાયુ બન્ધ કેમ હોય ? કારણ કે અશુભ કૃષ્ણાદિ ત્રણ લેશ્યામાં વર્તમાન સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય અને તિર્યંચ દેવાયુ ન [1]બાંધે,

---

१ कण्हलेस्सा ण भंते! जीवा किरियावादी किं नेरइयाउयं पकरेइ ?-पुच्छा। गोयमा! नो नेरइयाउयं पकरेंति नो तिरिक्खजोणियाउयं पकरेंति. मणुस्साउयं पकरेंति, नो देवाउयं पकरेंति।

અર્થ—કૃષ્ણલેશ્યાવાળા ક્રિયાવાદી (સમ્યગ્દૃષ્ટિ) જીવો શું નારકનું આયુષ બાંધે ઇત્યાદિ પ્રશ્ન. હે ગૌતમ ! નારકનું આયુષ ન બાંધે, તિર્યંચનું આયુષ ન બાંધે, દેવાયુષ ન બાંધે, પણ મનુષ્યાયુષ બાંધે.

कण्हलेस्सा णं भंते किरियावादी पंचिंदियतिरिक्खजोणिया किं नेरइयाउयं-पुच्छा। गोयमा! नो नेरइयाउयं पकरेंति, णो तिरिक्खजोणियाउयं पकरेंति, नो मणुस्साउयं पकरेंति, नो देवाउयं पकरेंति।

અર્થઃ—હે ભગવન્! કૃષ્ણલેશ્યાવાળા ક્રિયાવાદી પંચેન્દ્રિયતિર્યંચો શું નૈરયિકનું આયુષ બાંધે-ઇત્યાદિ પ્રશ્ન. હે ગૌતમ ! તેઓ નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવાયુષનો બન્ધ કરતા નથી. ( भग० खं० ३ श० ३० उ० १ प० ९४३-१ )

તેમજ જે લેશ્યાએ આયુષ બાંધે તે લેશ્યાએ મરણ પામી પૂર્વભવની લેશ્યાસહિત દેવોમાં ઉપજે અને સમ્યગ્દષ્ટિ મનુષ્ય કે તિર્યંચ વૈમાનિક સિવાય બીજા દેવોનું આયુષ બાંધતો નથી, અને વૈમાનિક દેવોમાં અશુભ લેશ્યાઓ નથી. તો તે કયાં ઉપજે ? માટે ચોથે ગુણસ્થાનકે કૃષ્ણલેશ્યામાં સુરાયુષનો બન્ધ ન હોય એમ સંભવે છે. પરન્તુ આ વિચાર સિદ્ધાન્તને મતે છે. સિદ્ધાન્તમાં સમ્યગ્દષ્ટિ મનુષ્ય કૃષ્ણલેશ્યાએ મનુષ્યાયુષ બાંધે છે, અને પંચેન્દ્રિય તિર્યંચ સમ્યગ્દષ્ટિ કૃષ્ણલેશ્યાએ કોઇ પણ આયુષનો બન્ધ કરતો નથી. પણ કર્મગ્રન્થને મતે અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે વર્તતો મનુષ્ય અને તિર્યંચ માત્ર દેવાયુષનો બન્ધ કરે છે, પણ બીજા કોઇ પણ આયુષનો બન્ધ કરતો નથી માટે અહિં સૈદ્ધાન્તિક અને કાર્મગ્રંથિક મતભેદ હોય એમ સંભવે છે. તેથી અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે ૭૬, પાંચમે ૬૬ અને છઠ્ઠે ગુણસ્થાનકે ૬૨ પ્રકૃતિઓ બાંધે.

तेऊ नरयनवूणा उज्जोयचउ–नरयबार विणु सुक्का ।
विणु नरयबार पम्हा अजिणाहारा इमा मिच्छे ॥२२॥

[तेजो नरकनवोना उद्योतचतुष्क नरकद्वादश विना शुक्ला ।
विना नरकद्वादश पद्मा अजिनाहारका इमा मिथ्यात्वे ॥ ]

અર્થઃ—[ तेऊ नरयनवूणा ] તેજોલેશ્યાવાળો નરકાદિ નવ પ્રકૃતિઓ રહિત ૧૧૧ પ્રકૃતિઓ ઓઘે બાંધે. [ सुक्का ] શુક્લ લેશ્યાવાળો [ उज्जोयचउ–नरयबार विणु ] ઉદ્યોતચતુષ્ક અને નરકાદિ બાર પ્રકૃતિ વિના ૧૦૪ પ્રકૃતિઓ ઓઘે બાંધે. [ पम्हा ] પદ્મલેશ્યાવાળો [ विणु नरयबार ] નરકાદિ બાર પ્રકૃતિઓ વિના ૧૦૮ પ્ર૦ ઓઘે બાંધે. [मिच्छे] મિથ્યા-

ત્વગુણસ્થાનકે [ इमा ] તેજો, પદ્મ અને શુકલલેશ્યાવાળા [अजिणाहारा] જિનનામ અને આહારકદ્વિક રહિત બાકીની પ્રકૃતિઓનો બન્ધ કરે છે.

**વિવેચનઃ**—તેજોલેશ્યા પ્રથમ ગુણસ્થાનકથી આરંભી સાત ગુણસ્થાનક સુધી હોય છે, તેથી તે માર્ગણાએ નરકત્રિક, સૂક્ષ્મત્રિક અને વિકલત્રિક—એ નરકાદિ નવ પ્રકૃતિઓ રહિત ૧૧૧ પ્રકૃતિઓનો બન્ધ કરે છે, કારણકે ઉક્ત નવ પ્રકૃતિઓ કૃષ્ણાદિક ત્રણ અશુભ લેશ્યામાં જ બંધાય છે, વળી તેજોલેશ્યાવાળો જીવ નારક, સૂક્ષ્મ એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયમાં ઉપજતો નથી. માટે ઉક્ત નવ પ્રકૃતિરહિત બાકીની ૧૧૧ પ્રકૃતિઓનો બન્ધ જાણવો તેમાં મિથ્યાત્વગુણસ્થાનકે જિનનામ અને આહારકદ્વિક રહિત ૧૦૮ પ્રકૃતિઓ બાંધે. અને બીજાથી સાતમા ગુણસ્થાનક સુધી બન્ધાધિકારને અનુસારે બન્ધસ્વામિત્વ જાણવું.

શુકલલેશ્યા પ્રથમથી માંડી તેર ગુણસ્થાનક સુધી હોય છે. શુકલલેશ્યાવાળો ઉદ્યોત અને તિર્યંચત્રિક—એ ઉદ્યોતચતુષ્ક તથા નરકત્રિક, સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, એકેન્દ્રિય, સ્થાવર અને આતપ—એ નરકાદિ બાર—સર્વ મળીને ઉકત સોળ પ્રકૃતિઓ સિવાય ઓઘે ૧૦૪ પ્રકૃતિઓ બાંધે, કારણ કે આનતાદિ દેવલોકમાં કેવળ શુકલલેશ્યા હોય છે અને તેઓ તિર્યંચમાં ઉપજતા નથી, માટે તિર્યંચપ્રાયોગ્ય ઉદ્યોતચતુષ્કનો બન્ધ ન કરે, તથા શુકલલેશ્યાવાળો કોઇ પણ જીવ જ્યાં નરકાદિ બાર પ્રકૃતિઓનો ઉદય હોય ત્યાં ઉપજતો નથી, માટે તે સોળ પ્રકૃતિઓ રહિત ૧૦૪ પ્રકૃતિઓનો બન્ધ ઓઘે કરે. અહિં દેવદ્વિક અને વૈક્રિયદ્વિકનો બન્ધ થાય છે તે મનુષ્ય તિર્યંચની અપેક્ષાએ જાણવો. હવે અહિં એક પ્રશ્ન ઉપસ્થિત

થાય છે કે [1]તત્ત્વાર્થભાષ્ય અને [2]સંગ્રહણી સૂત્રમાં પ્રથમના બે દેવલોકમાં તેજોલેશ્યા, પછીના ત્રણ દેવલોકમાં પદ્મલેશ્યા અને લાન્તકથી માંડી સર્વાર્થસિદ્ધ પર્યન્ત શુકલલેશ્યા કહી છે અને શુકલલેશ્યાએ ઉદ્યોતચતુષ્ક રહિત પ્રકૃતિઓનો બન્ધ કહ્યો છે. પણ લાન્તકથી માંડી સહસ્રાર પર્યન્તના શુકલલેશ્યાવાળા દેવો તિર્યંચમાં પણ જાય છે તો તત્પ્રાયોગ્ય ઉદ્યોતચતુષ્ક કેમ ન બાંધે ? પૂર્વે પણ આનતાદિ દેવલોકના બન્ધસ્વામિત્વના કથન પ્રસંગે "आणयाइ उज्जोयचउरहिया" આનતાદિ દેવો ઉદ્યોતચતુષ્કરહિત બન્ધ કરે છે એમ સ્પષ્ટ કહ્યું છે, એટલે સહસ્રાર પર્યન્તના દેવો ઉદ્યોતચતુષ્કનો બન્ધ કરે અને અહિં શુકલલેશ્યામાર્ગણાએ ઉદ્યોતચતુષ્કના બન્ધનો નિષેધ કર્યો એ પરસ્પર સંગત થઇ શકતું [3]નથી. પરન્તુ શુકલલેશ્યાએ જે બન્ધસ્વામિત્વ કહ્યું છે તે વિશુદ્ધ શુકલલેશ્યાની અપેક્ષાએ હોય તો કદાચ સંગત થઇ શકે, કારણકે લાન્તકથી માંડી સહસ્રાર પર્યન્ત શુકલલેશ્યા હોય પણ પરમશુકલ (અત્યંત વિશુદ્ધલેશ્યા) તો આનતાદિ દેવોને સંભવિત છે, અને તે દેવો તિર્યંચમાં નહિ જતા હોવાથી તેઓ ઉદ્યોતચતુષ્કરહિત ૧૦૪ પ્રકૃતિઓનો બન્ધ કરે

---

૧ पीत-पद्म-शुक्ललेश्या द्वि-त्रि-शेषेषु (अ० ४ सू० २३) शेषेषु-लान्तकादिषु आसर्वार्थसिद्धाच्छुक्लेश्याः ( तत्वार्थ भाष्य )

२ "कप्पतिय पम्हलेसा लंताईसु सुक्लेस हुंति सुरा" । ( संग्रहणी गा० १७८ )

૩ દિગમ્બરીય ગ્રન્થોમાં સહસ્રાર દેવલોક પર્યન્ત પદ્મલેશ્યા માનેલી છે માટે તેઓને આ વિરોધ આવતો નથી.

તેમ સંભવે છે. પછી તો બહુશ્રુતગમ્ય. મિથ્યાત્વ ગુણસ્થાનકે જિનનામ અને આહારકદ્વિકરહિત ૧૦૧ પ્રકૃતિઓ બંધાય અને સાસ્વાદનાદિ તેર ગુણસ્થાનકે ઓઘબન્ધ જાણવો. પદ્મલેશ્યા પ્રથમના સાત ગુણસ્થાનક સુધી હોય છે. તેજોલેશ્યા અને પદ્મલેશ્યામાં એટલી વિશેષતા છે કે પદ્મલેશ્યાવાળો નરકાદિ નવ પ્રકૃતિઓ ઉપરાંત એકેન્દ્રિય, સ્થાવર, અને આતપ એ ત્રણ પ્રકૃતિઓ બાંધતો નથી અને તેજોલેશ્યાવાળો એકેન્દ્રિયમાં ઉપજે છે માટે ઉક્ત ત્રણ પ્રકૃતિઓ બાંધે છે માટે આ માર્ગણાએ નરકત્રિક, સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, એકેન્દ્રિય, સ્થાવર અને આતપનામ—એ બાર પ્રકૃતિઓ રહિત ઓઘે એકસો આઠ પ્રકૃતિઓ બંધાય છે, કારણકે પદ્મલેશ્યાવાળો નરકાદિમાં તેમજ એકેન્દ્રિયાદિમાં ઉપજતો નથી, માટે તત્પ્રાયોગ્ય એ બાર પ્રકૃતિઓ બાંધતો નથી. તેમાં જિનનામ, આહારકશરીર અને આહારક અંગોપાંગ—એ ત્રણ પ્રકૃતિઓ સમ્યક્ત્વ અને ચારિત્રના અભાવથી મિથ્યાત્વગુણસ્થાનકે ન બંધાય એટલે ઉક્ત ત્રણ પ્રકૃતિઓ બાદ કરતાં ૧૦૫ પ્રકૃતિઓ પદ્મલેશ્યાવાળાને મિથ્યાત્વગુણસ્થાનકે બંધમાં હોય. બીજા ગુણસ્થાનકથી માંડી સાતમા ગુણસ્થાનક સુધી સામાન્ય બન્ધાધિકારમાં કહેલ બન્ધસ્વામિત્વ જાણવું.

ભવ્ય, અભવ્ય, સંજ્ઞી, અસંજ્ઞી અને અનાહારક માર્ગણાએ બન્ધસ્વામિત્વ—

सव्वगुणभव्व-सन्निसु ओहु अभव्वा असन्नि मिच्छसमा।
सासणि असन्नि सन्नि व्व कम्मणभंगो अणाहारे ॥ २३ ॥

{[સર્વગુણભવ્ય-સંજ્ઞિષુ ઓઘોઽભવ્યા અસંજ્ઞિનશ્ચ મિથ્યાસમાઃ ।
સાસ્વાદને સંજ્ઞી અસંજ્ઞિવત્ કાર્મણભઙ્ગોઽનાહારે ॥ ]

અર્થઃ—[ सव्वगुणभव्व-सन्निसु ] સર્વ ગુણસ્થાનક વાળા ભવ્ય અને સંજ્ઞી—એ બે માર્ગણાએ [ ओहु ] ઓઘ—સામાન્ય બન્ધ જાણવો. [ अभव्वा असन्नि मिच्छसमा ] અભવ્યમાર્ગણા અને અસંજ્ઞીમાર્ગણાએ મિથ્યાત્વમાર્ગણા સમાન બન્ધ જાણવો. અને [ सासणि ] સાસ્વાદન ગુણસ્થાનકે [ असन्नि ] અસંજ્ઞીને [ सन्नि व्व ] સંજ્ઞીની પેઠે, અને [ अणाहारे ] અણાહારકમાર્ગણાએ [ कम्मणभंगो ] કાર્મણયોગના સમાન બન્ધ જાણવો.

**વિવેચનઃ**—ભવ્ય અને અભવ્ય માર્ગણા તથા સંજ્ઞી માર્ગણા અને અસંજ્ઞીમાર્ગણાએ બન્ધસ્વામિત્વ કહે છે—ભવ્ય અને સંજ્ઞીને ચૌદ ગુણસ્થાનકો હોય છે, માટે તેનું બન્ધસ્વામિત્વ કર્મસ્તવમાં કહેલા બન્ધાધિકાર પ્રમાણે જાણવું. અહિં દ્રવ્યમનના સંબન્ધવાળો પણ સંજ્ઞી જાણવો, જો દીર્ઘકાલિકી સંજ્ઞાવાળાને સંજ્ઞી કહીએ તો તેને બાર ગુણસ્થાનક હોય. કેવલજ્ઞાનીને મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમજન્ય મનનપરિણામરૂપ ભાવમન નથી, માટે સિદ્ધાન્તમાં તેને નોસંજ્ઞી અને નોઅસંજ્ઞી કહ્યા છે, તે અપેક્ષાએ તો સંજ્ઞીને બાર ગુણસ્થાનક હોઇ શકે. પણ અહીં કેવલજ્ઞાનીને દ્રવ્યમન હોવાથી સંજ્ઞી કહ્યા છે.

અભવ્ય અને મનોવિજ્ઞાનરહિત અસંજ્ઞી જીવને સમ્યક્ત્વ અને ચારિત્ર ન હોવાથી તેને જિનનામ અને આહારકદ્વિક ન બંધાય, માટે ઉક્ત ત્રણ પ્રકૃતિ સિવાય ૧૧૭ પ્રકૃતિઓનો બન્ધ ઓઘે અને મિથ્યાત્વગુણસ્થાનકે હોય.

તેમાં અભવ્યને એક મિથ્યાત્વગુણસ્થાનક હોય અને અસંજ્ઞી ઔપશમિક સમ્યક્ત્વ વમતો એકેન્દ્રિયથી આરંભી પંચેન્દ્રિય તિર્યંચ સુધીના જીવોમાં આવીને ઉપજે તેથી તેમાં અપર્યાપ્તાવસ્થાએ સાસ્વાદન ગુણસ્થાનક પણ હોય. તેથી અસંજ્ઞીને સાસ્વાદન ગુણસ્થાનકે સંજ્ઞીની પેઠે ૧૦૧ પ્રકૃતિઓનો બન્ધ હોય. અહિં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અસંજ્ઞીને અપર્યાપ્તાવસ્થાએ કાર્મણ તથા ઔદારિક મિશ્રયોગ હોય, અને તે યોગમાં સાસ્વાદન ગુણસ્થાનકે ( ગા૦ ૧૨ ) ૯૪ કે ૯૬ પ્રકૃતિઓનો બન્ધ કહ્યો છે, તો તેને સુરત્રિક અને વૈક્રિયદ્વિક-એ પાંચ પ્રકૃતિઓનું બન્ધસ્વામિત્વ શી રીતે હોય ? અર્થાત્ સાસ્વાદને સંજ્ઞીને બંધાતી ૧૦૧ પ્રકૃતિઓમાંની ઉક્ત પાંચ પ્રકૃતિઓનો બન્ધ અસંજ્ઞીને ઘટી શકતો નથી, કારણ કે કોઇ જીવ અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદન ગુણસ્થાનકે દેવપ્રાયોગ્ય પ્રકૃતિઓનો બન્ધ કરતો નથી.

અનાહારકમાર્ગણાએ મિથ્યાત્વ, સાસ્વાદન, અવિરતિસમ્યગ્દૃષ્ટિ, સયોગી કેવલી અને અયોગી કેવલી-એ પાંચ ગુણસ્થાનક હોય. તેમાં વિગ્રહગતિવડે પરભવમાં જતાં ઔદારિકાદિ સ્થૂલ શરીરને અભાવે પ્રથમના ત્રણ સમય સુધી અનાહારક હોય, ત્યાં પહેલું, બીજું અને ચોથું-એ ત્રણ ગુણસ્થાનક હોય. કેવલજ્ઞાની સમુદ્ઘાત કરે ત્યાં ત્રીજે, ચોથે અને પાંચમે એ ત્રણ સમયે અણાહારી હોય તે અપેક્ષાએ તેને સયોગી કેવલી ગુણસ્થાનક હોય. માટે એ ચાર ગુણસ્થાનકે કાર્મણયોગનું બન્ધસ્વામિત્વ જાણવું. તેમાં ૧૨૦ પ્રકૃતિઓમાંથી આહારકદ્વિક, દેવાયુષ અને નરકત્રિક-એ છ પ્રકૃ-

તિઓ તથા મનુષ્યાયુષ અને તિર્યંચાયુષ—એ આઠ પ્રકૃતિઓ બાદ કરતા શેષ ૧૧૨ પ્રકૃતિઓનો ઓઘે બન્ધ હોય. તેમાંથી જિનનામ, સુરદ્વિક અને વૈક્રિયદ્વિક—એ પાંચ પ્રકૃતિઓ બાદ કરતા મિથ્યાત્વગુણસ્થાનકે ૧૦૭ પ્રકૃતિઓ બંધાય. તેમાંથી સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, એકેન્દ્રિયજાતિ, સ્થાવરનામ, આતપનામ, નપુંસકવેદ, મિથ્યાત્વમોહનીય, હુંડકસંસ્થાન અને છેવઠ્ઠસંઘયણ—એ તેર પ્રકૃતિઓ મિથ્યાત્વનિમિત્તક છે માટે મિથ્યાત્વના અભાવે ન બંધાય, તેથી સાસ્વાદને બંધમાં ૯૪ પ્રકૃતિઓ હોય. તેમાંથી અનન્તાનુબન્ધ્યાદિ ચોવીશ પ્રકૃતિઓ બાદ કરતા અને જિનપંચક મેળવતાં અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે ૭૫ પ્રકૃતિઓ બંધાય. સયોગી ગુણસ્થાનકે એક સાતાવેદનીયનો બન્ધ થાય અને અયોગી ગુણસ્થાનકે યોગના અભાવે અબન્ધ હોય.

લેશ્યામાં ગુણસ્થાનકનું કથન—

तिसु दुसु सुक्काइ गुणा चउ सग तेर त्ति बंधसामित्तं ।
देविंदसूरिलिहियं नेयं कम्मत्थयं सोउं ॥ २४ ॥

[तिसृषु द्वयोः शुक्लायां गुणाश्चत्वारः सप्त त्रयोदशेति बन्ध-
देवेन्द्रसूरिलिखितं ज्ञेयं कर्मस्तवं श्रुत्वा ॥] [स्वामित्वं ।

અર્થ:—[ तिसु ] કૃષ્ણાદિ ત્રણ લેશ્યાને વિષે [चउ] પ્રથમના ચાર [गुणा] ગુણસ્થાનક હોય; [ दुसु ] તેજો અને પદ્મ—એ બે લેશ્યાએ [ सग ] સાત ગુણસ્થાનક હોય. [सुक्काइ] અને શુક્લલેશ્યાને વિષે [ तेर ] તેર ગુણસ્થાનક હોય. [त्ति बंधसामित्त] એ પ્રમાણે બન્ધસ્વામિત્વની [देविंदसूरिलिहियं ] દેવેન્દ્રસૂરિએ રચના કરી, તેને [कम्मत्थयं] કર્મસ્તવ [ सोउं ] સાંભળીને [णेयं] જાણવું. અર્થાત્ બન્ધ-

સ્વામિત્વના જ્ઞાનમાં કર્મસ્તવના જ્ઞાનની અપેક્ષા હોવાથી કર્મસ્તવનું જ્ઞાન થયા પછી બન્ધસ્વામિત્વનું જ્ઞાન મેળવવું.

વિવેચનઃ—કૃષ્ણ, નીલ અને કાપોતલેશ્યાએ મિથ્યાત્વથી માંડી અવિરતિસમ્યગ્દષ્ટિ સુધી ચાર ગુણસ્થાનક હોય. તેજોલેશ્યા અને પદ્મલેશ્યાએ મિથ્યાત્વથી આરંભી અપ્રમત્ત સુધી સાત ગુણસ્થાનક હોય. શુક્લલેશ્યાએ પ્રથમથી માંડી સયોગી કેવલી ગુણસ્થાનક સુધી તેર ગુણસ્થાનક હોય. લેશ્યા યોગના પરિણામરૂપ હોવાથી યોગના અભાવે અયોગીગુણસ્થાનકે લેશ્યા ન હોય, તેથી અયોગી કેવલી લેશ્યા રહિત જાણવા

અહિં [1]પંચસંગ્રહ અને પ્રાચીન [2]બન્ધસ્વામિત્વના મતને અનુસરી કૃષ્ણાદિ ત્રણ લેશ્યાએ પ્રથમના ચાર ગુણસ્થાનક કહ્યા છે, અને ષડશીતિકા ચતુર્થ કર્મગ્રન્થમાં પ્રથમથી માંડી પ્રમત્ત સુધી [3]છ ગુણસ્થાનક કહ્યા તેથી તેના મતે છ ગુણસ્થાનક સુધી બન્ધસ્વામિત્વ કહેવું.

ત્રણ લેશ્યાએ વર્તમાન જીવ પ્રથમના ચાર ગુણસ્થાનક પ્રાપ્ત કરે પણ તેને દેશવિરતિ અને સર્વ વિરતિની પ્રાપ્તિ ન થાય તે અપેક્ષાએ ચાર ગુણસ્થાનક કહ્યા, પણ દેશવિરતિ અને સર્વવિરતિની પ્રાપ્તિ થયા પછી મન્દ પરિણામી કૃષ્ણાદિ ત્રણ લેશ્યાઓ આવે તો પણ દેશવિરતિ કે

---

१ 'छलेसा जाव सम्मोत्ति' (पचसग्रह १-३०)

२ "छचउसु तिन्नि तिसु छण्ण सुक्का अजोगी अलेस्सा"। (प्राचीन बन्धस्वामित्व गा० ४०)

३ असन्निसु पढमदुग पढमतिलेसासु छच्च दुसु सत्त। અસંજ્ઞીમાં પ્રથમના બે ગુણસ્થાનક હોય છે અને પ્રથમની ત્રણ

સર્વ વિરતિનો ભંગ ન થાય તે માટે તે અપેક્ષાએ છ ગુણસ્થાનક કહ્યા.

પદ્મ અને શુકલ લેશ્યાએ તો સ્વસ્વ ગુણસ્થાનકની અપેક્ષાએ બન્ધસ્વામિત્વ કહેવું. એ પ્રમાણે બાસઠ માર્ગણાએ બન્ધસ્વામિત્વ કહ્યું.

આ પ્રકરણમાં માર્ગણાને વિષે સામાન્યરૂપે અને ગુણસ્થાનને આશ્રયી વિશેષરૂપે બન્ધસ્વામિત્વનો વિચાર કર્યો છે, માટે આ પ્રકરણનું જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળાએ કર્મ-સ્તવ–દ્વિતીય કર્મગ્રન્થનું જ્ઞાન સંપાદન કરવું, કારણ કે આ પ્રકરણમાં ઠેકાણે ઠેકાણે કહ્યું છે કે અમુક માર્ગણાનું બન્ધ-સ્વામિત્વ કર્મસ્તવોક્ત સામાન્ય બન્ધાધિકારની પેઠે જાણવું.

આ ગાથામાં જેવી રીતે લેશ્યાઓમાં ગુણસ્થાનકનું કથન બન્ધસ્વામિત્વથી અલગ પાડીને કરવામા આવ્યું છે તેવી રીતે અન્ય કોઇ પણ માર્ગણામાં ગુણસ્થાનકથી ભિન્ન બન્ધસ્વામિત્વનું કથન કર્યું નથી, તેનું કારણ એમ હોઇ શકે કે અન્યમાર્ગણામા જેટલા ગુણસ્થાનક ચતુર્થ કર્મગ્રન્થમાં કહ્યાં છે તેથી અહિં કોઇ પણ પ્રકારનો મતભેદ નથી, પરન્તુ લેશ્યામાં મતભેદ છે. કૃષ્ણાદિ ત્રણ લેશ્યામાં અહિં ત્રીજા કર્મગ્રન્થમાં ચાર ગુણસ્થાનક કહ્યાં છે અને ચતુર્થ કર્મગ્રન્થમાં છ ગુણસ્થાનક કહ્યા છે. એવો લેશ્યાસંબન્ધે ગુણસ્થાનકનો મતભેદ સૂચિત કરવા બન્ધસ્વામિત્વથી ભિન્ન લેશ્યામાં ગુણસ્થાનકો કહ્યા હોય.

## वन्धस्वामित्वनाम तृतीय कर्मग्रन्थ समाप्त.

---

લેશ્યામાં છ ગુણસ્થાનક અને પછીની બે લેશ્યામાં પ્રથમના સાત ગુણસ્થાનક હોય છે.

## પર્યાપ્ત મનુષ્યનુ બન્ધસ્વામિત્વ યન્ત્ર.

| ગુણસ્થાનકોના નામ | બન્ધપ્રકૃતિ | અબન્ધપ્રકૃતિ | વિચ્છેદપ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુષ્ય | નામ | ગોત્ર | અન્તરાય | મૂળપ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘ | ૧૨૦ | ૦ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૭ | ૨ | ૫ | ૭–૮ |
| મિથ્યાત્વ | ૧૧૭ | ૩ | ૧૬ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ | ૭–૮ |
| સાસ્વાદન | ૧૦૧ | ૧૯ | ૩૨ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૩ | ૫૧ | ૨ | ૫ | ૭–૮ |
| મિશ્ર | ૬૯ | ૫૧ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૧ | ૧ | ૫ | ૭–૮ |
| અવિરત | ૭૧ | ૪૯ | ૪ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૨ | ૧ | ૫ | ૭–૮ |
| દેશવિરત | ૬૭ | ૫૩ | ૪ | ૫ | ૬ | ૨ | ૧૫ | ૧ | ૩૨ | ૧ | ૫ | ૭–૮ |
| પ્રમત્ત | ૬૩ | ૫૭ | ૬ | ૫ | ૬ | ૨ | ૧૧ | ૧ | ૩૨ | ૧ | ૫ | ૭–૮ |
| અપ્રમત્ત | ૫૯<br>૫૮— | ૬૧<br>૬૨— | ૧<br>૦ | ૫ | ૬ | ૧ | ૯ | ૧/૦ | ૩૧ | ૧ | ૫ | ૭–૮ |
| અપૂર્વકરણ | ૫૮<br>૫૬<br>૨૬ | ૬૨<br>૬૪<br>૯૪ | ૨<br>૩૦<br>૪ | ૫ | ૬<br>૪<br>૪ | ૧ | ૯ | ૦ | ૩૧<br>૩૧<br>૧ | ૧ | ૫ | ૭<br>૭<br>૭ |
| અનિવૃત્તિ પહેલો ભાગ | ૨૨ | ૯૮ | ૧ | ૫ | ૪ | ૧ | ૫ | ૦ | ૧ | ૧ | ૫ | ૭ |
| ,, બીજો ,, | ૨૧ | ૯૯ | ૧ | ૫ | ૪ | ૧ | ૪ | ૦ | ૧ | ૧ | ૫ | ૭ |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અનિવૃત્તિ ત્રીજો ભાગ | ૨૦ | ૧૦૦ | ૧ | ૫ | ૪ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૫ | ૭ |
| ,, ચોથો ,, | ૧૯ | ૧૦૧ | ૧ | ૫ | ૪ | ૧ | ૨ | ૦ | ૧ | ૧ | ૫ | , |
| ,, પાંચમો ,, | ૧૮ | ૧૦૨ | ૧ | ૫ | ૪ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૫ | ,, |
| સૂક્ષ્મસપરાય | ૧૭ | ૧૦૩ | ૧૬ | ૫ | ૪ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૫ | ૬ |
| ઉપશાન્તમોહ | ૧ | ૧૧૯ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ક્ષીણમોહ | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| સયોગી કેવલી | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| અયોગી કેવલી | ૦ | | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# अ परिशिष्ट.

## कर्मस्तव ( द्वितीय कर्मग्रन्थ ).

तह थुणिमो वीरजिणं जह गुणठाणेसु सयलकम्माइं।
बंधुदयोदीरणयासत्तापत्ताणि खविआणि ॥ १ ॥
मिच्छे सासणमीसे अविरयदेसे पमत्तअपमत्ते ।
निअट्टिअनिअट्टिसुहुमुवसमखीणसजोगिअजोगिगुणा॥
अभिनवकम्मग्गहणं बंधो ओहेण तत्थ वीससयं।
तित्थयराहारगदुगवज्जं मिच्छंमि सतरसयं ॥ ३ ॥
नरयतिग जाइथावरचउ हुंडायवछिवट्ठनपुमिच्छं ।
सोलंतो इगहिअसय सासणि तिरिथीणदुहगतिगं ॥४॥
अणमज्झागिइसंघयणचउ निउज्जोअकुखगइत्थिस्ति ।
पणवीसंतो मीसे चउसयरि दुहाउयअबंधा ॥ ५ ॥
सम्मे सगसयरि जिणाउबंधि वइरनरतिअबिअकसाया
उरलदुगंतो देसे सतट्ठी तियकसायंतो ॥ ६ ॥
तेवट्ठी पमत्ते सोगअरइअथिरदुगअजसअस्सायं।
वुच्छिज्ज छच सत्त व नेइ सुराउं जया निट्ठं ॥ ७ ॥
गुणसट्ठि अप्पमत्ते सुराउ बंधं तु जइ इहागच्छे ।
अन्नह अट्ठावन्ना जं आहारगदुगं बंधे ॥ ८ ॥
अडवन्न अपुव्वाइंमि निद्दुगंतो छप्पन्न पणभागे।
सुरदुगपणिंदिसुखगइतसनवउरलविणुत णुवंगा ॥९॥

समचउरनिमिणजिणवन्नअगुरुलहुचउ छलंसि तीसंतो।
चरमे छवीसबंधो हासरइकुच्छभयभेओ ॥ १० ॥
अनिअट्टिभागपणगे इगेगहीणो दुवीसविहबंधो।
पुमसंजलणचउण्हं कमेण छेओ सतर सुहुमे ॥११॥
चउदंसणुच्चजसनाणविग्घदसगं ति सोलसुच्छेओ।
तिसु सायबंध छेओ सजोगिबंधंतु णंतो अ ॥ १२ ॥
उदओ विवागवेअणमुदीरणमपत्ति इह दुवीससयं।
सतरसयं मिच्छे मीससम्मआहारजिणणुदया ॥१३॥
सुहुमतिगायवमिच्छं मिच्छंतं सासणे इगारसयं।
निरयाणुपुव्विणुदया अणथावरइगविगलअंतो ॥१४॥
मीसे सयमणुपुव्वीणुदया मीसोदएण मीसंतो।
चउसयमजए-सम्माणुपुव्विखेवा विअकसाया ॥१५॥
मणुतिरिणुपुव्विविउवट्ठदुहगअणाइज्जदुगसतरछेओ।
सगसीइ देसि तिरिगइआउनिउज्जोअतिकसाया॥१६॥
अट्ठच्छेओ इगसी पमत्ति आहारजुअलपक्खेवा।
थीणतिगाहारगदुगछेओ छस्सयरि अपमत्ते ॥ १७ ॥
सम्मत्तंतिमसंघयणतिअगच्छेओ बिसत्तरि अपुव्वे
हासाइछक्कअंतो छसट्टि अनिअट्टि वेअतिगं ॥ १८ ॥
संजलणतिगं छछेओ सट्टी सुहुमंमि तुरिअलोभंतो।
उवसंतगुणे गुणसट्ठि रिसहनारायदुगअंतो ॥ १९ ॥
सगवन्न खीणदुचरिमि निद्दुगंतो अ चरमि पणवन्ना।
नाणंतरायदंसणचउछेओ सजोगि बायाला ॥ २० ॥

तित्थुदया उरलाथिरखगइदुगपरित्ततिगछसंठाणा ।
अगुरुलहुवन्नचउनिमिणतेअकम्माइसंघयणं ॥ २१ ॥
सूसरदूसरसायासाएगयरं च तीसवुच्छेओ ।
बारस अजोगि सुभागाइज्जजसन्नयरवेअणिअं ॥२२॥
तसतिगपणिंदिमणुआउगइजिणुच्चं ति चरमसमयंतो
उदउव्वुदीरणया परमपमत्ताइसगगुणेसु ॥ २३ ॥
एसा पयडी तिगूणा वेअणिआहारजुअलथीणतिगं ।
मणुआउ पमत्तंता अजोगि अणुदीरगो भयवं ॥२४॥
सत्ता कम्माण ठिइ बंधाइअलद्धअत्तलाभाणं ।
संते अडयालसयं जा उवसमु विजिणु विअतइए ॥२५॥
अपुव्वाइअचउक्के अणतिरिनिरयाउ विणु विआलसयं ।
सम्माइचउसु सत्तगखयंमि इगचत्तसयमहवा ॥२६॥
खवगं तु पप्प चउसु वि पणयालं निरयतिरिसुराउ विणा।
सत्तग विणु अडतीसं जा अनिअट्टि पढमभागो॥२७॥
थावरतिरिनिरयायवदुगथीणतिगेगविगलसाहारं ।
सोलखओ दुविससयं विअंसि विअतिअकसायंतो॥२८॥
तइआइसु चउदसतेरबारछपणचउतिहिअसय कमसो।
नपुइत्थिहासछगपुंसतुरिअकोहमयमायखओ ॥२९॥
सुहुमि दुसय लोहंतो खीणदुचरिमेगसय दुनिद्दखओ ।
नवनवइ चरमसमए चउदंसणनाणविग्घंतो ॥ ३० ॥
पणसीइ सजोगि अजोगि दुचरिमे देवखगइगंधदुगं ।
फासट्ठवण्णरसतणुबंधणसंघायपणनिमिणं ॥ ३१ ॥

संघयणअथिरसंठाणछक्कअगुरुलहुचउ अपज्जत्तं ।
सायं व असायं वा परित्तुवंगतिगसुसरनिअं ॥३२॥
विसयरि खओ अ चरिमे तेरस मणुअतसतिगजसाइज्जं ।
सुभगजिणुच्चपणिंदिअसायासाएगयरछेओ ॥ ३३ ॥
नरअणुपुव्वि विणा वा बारस चरमसमयंमि जो खविउं॥
पत्तो सिद्धिं देविंदवंदिअं नमह तं वीरं ॥ ३४ ॥

कर्मस्तव समाप्त ।

---

# वंधस्वामित्व ( तृतीय कर्मग्रंथ )

---

वंधविहाणविमुक्कं वंदिअ सिरिवद्धमाणजिणचंदं ।
गइआईसु वुच्छं समासओ वंधसामित्तं ॥ १ ॥
[गइ इंदिए य काए जोए वेए कसाय नाणे य ।
संजम दंसण लेसा भव सम्मे सन्नि आहारे ॥ २ ॥]
जिणसुरविउवाहारदु देवाउ अ निरयसुहुमविगलतिगं
एगिंदि थावरायव नपुमिच्छं हुंडछेवट्टं ॥ ३ ॥
अणमज्झागिइसंघयणकुखगनिअइत्थिदुहगथीणतिगं ।
उज्जोअतिरिदुगं तिरिनराउ नरउरलदुगरिसहं ॥ ४ ॥
सुरइगुणवीसवज्जं इगसउ ओहेण बंधहिं निरया ।
तित्थ विणा मिच्छि सयं सासणि नपुचउ विणा छनुई ॥५॥

विणु अणछवीस मीसेविसयरिसम्मंमिजिणनराउजुआ।
इअ रयणाइसु भंगो पंकाइसु तित्थयरहीणो ॥ ६ ॥
अजिणमणुआउ ओहे सत्तमिए नरदुगुच्च विणु मिच्छे।
.इगनवई सासाणे तिरिआउनपुंसचउवज्जं ॥ ७ ॥
अणचउवीसविरहिआ सनरदुगुच्चा य सयरि मीसदुगे।
सतरसओ ओहि मिच्छे पजतिरिआ विणु जिणाहारं॥८॥
विणु निरयसोल सासणि सुराउ अणएगतीस विणु मीसे।
ससुराउ सयरि सम्मे बीअकसाए विणा देसे ॥ ९ ॥
इअ चउगुणेसु वि नरा परमजया सजिण ओहु देसाई।
जिणइक्कारसहीणं नवसय अपज्जत्ततिरिअनरा ॥१०॥
निरयव्व सुरा नवरं ओहे मिच्छे इगिंदितिगसहिआ।
कप्पदुगे वि अ एवं जिणहीणो जोइभवणवणे ॥११॥
रयणु व्व सणंकुमाराइ आणयाइ उज्जोअचउरहिआ।
अपज्जतिरिअव्व नवसयमिगिंदिपुढविजलतरुविगले॥१२॥
छनवइ सासणि विणु सुहुमतेर केइ पुण बिंति चउनवइं।
तिरिअनराऊहिं विणा तणुपज्जत्तिं न जंति जओ ॥१३॥
ओहु पणिंदितसे गइतसे जिणिक्कारनरतिगुच्च विणा।
मणवयजोगे ओहो उरले नरभंगु तम्मिस्से ॥ १४ ॥
आहारछग विणोहे चउदससउ मिच्छि जिणपणगहीणं।
सासणि चउनवइ विणा तिरिअनराऊ सुहुमतेर ॥१५॥
अणचउवीसाइ विणा जिणपणजुअ सम्मि जोगिणो सायं।
विणु तिरिनराउ कम्मे वि एवमाहारदुगि ओहो ॥१६॥

सुरओहो वेउव्वे तिरिअनराउरहिओ, अ तम्मिस्से ।
वेअतिगाइमबिअतिअकसाय नव दु चउ पंचगुणा ॥१७॥
संजलणातिगे नव दस लोहे चउ अजइदुतिअनाणतिगे ।
बारस अचक्खुचक्खुसु पढमा अहखाय चरमचऊ॥१८॥
मणनाणि सग जयाई समइअछेअ चउ दुन्नि परिहारे ।
केवलदुगि दो चरमाऽजयाइ नव मइसुओहिदुगे ॥१९॥
अट उवसमि चउ वेअगि खइए इक्कार मिच्छतिगि देसे ।
सुहुमि सठाणं तेरस आहारगि निअनिअगुणोहो॥२०॥
परमुवसमि वट्टंता आउं न बंधंति तेण अजयगुणे ।
देवमणुआउहीणो देसाइसु पुण सुराउ विणा ॥ २१ ॥
ओहे अट्ठारसयं आहारदुगूणमाइलेसतिगे ।
तं तित्थोणं मिच्छे साणाइसु सव्वहिं ओहो ॥ २२ ॥
तेऊ नरयनवूणा उज्जोअचउ नरयबार विणु सुक्का ।
विणु नरयबार पम्हा अजिणाहारा इमा मिच्छे ॥२३॥
सव्वगुणभव्वसन्निसु ओहु अभव्वा असन्नि मिच्छसमा ।
सासणि असन्नि सन्नि व्व कम्मणभंगो अणाहारे ॥२४॥
तिसु दुसु सुक्काइगुणा चउ सग तेर त्ति बंधसामित्तं ।
देविंदसूरिलिहिअं नेयं कम्मत्थयं सोउं ॥ २५ ॥

बंधस्वामित्व समाप्त ।

---

विणु अणछवीस मीसेविसयरिसम्मंमिजिणनराउजुआ।
इअ रयणाइसु भंगो पंकाइसु तित्थयरहीणो ॥ ६ ॥
अजिणमणुआउ ओहे सत्तमिए नरदुगुच विणु मिच्छे।
इगनवई सासाणे तिरिआउनपुंसचउवज्जं ॥ ७ ॥
अणचउवीसविरहिआ सनरदुगुचा य सयरि मीसदुगे।
सतरसओ ओहि मिच्छे पजतिरिआ विणु जिणाहारं॥८॥
विणु निरयसोल सासणि सुराउ अणएगतीस विणु मीसे।
ससुराउ सयरि सम्मे बीअकसाए विणा देसे ॥ ९ ॥
इअ चउगुणेसु वि नरा परमजया सजिण ओहु देसाई।
जिणइक्कारसहीणं नवसय अपजत्ततिरिअनरा ॥१०॥
निरयव्व सुरा नवरं ओहे मिच्छे इगिंदितिगसहिआ।
कप्पदुगे वि अ एवं जिणहीणो जोइभवणवणे ॥११॥
रयणु व्व सणंकुमाराइ आणयाइ उज्जोअचउरहिआ।
अपज्जतिरिअव्व नवसयमिगिंदिपुढविजलतरुविगले॥१२॥
छनवइ सासणि विणु सुहुमतेर केइ पुण विंति चउनवइं।
तिरिअनराऊहिं विणा तणुपज्जत्तिं न जंति जओ ॥१३॥
ओहु पणिंदितसे गइतसे जिणिक्कारनरतिगुच विणा।
मणवयजोगे ओहो उरले नरभंगु तम्मिस्से ॥ १४ ॥
आहारछग विणोहे चउदससउ मिच्छि जिणपणगहीणं।
सासणि चउनवइ विणा तिरिअनराऊ सुहुमतेर ॥१५॥
अणचउवीसाइ विणा जिणपणजुअ सम्मि जोगिणो सायं।
विणु तिरिनराउ कम्मे वि एवमाहारदुगि ओहो ॥१६॥

सुरओहो वेउव्वे तिरिअनराउरहिओ अ तम्मिस्से ।
येअतिगाइमविअतिअकसाय नव दु चउ पंचगुणा ॥१७॥
संजलणातिगे नव दस लोहे चउ अजइदुतिअनाणतिगे ।
बारस अचक्खुचक्खुसु पढमा अहखाय चरमचऊ॥१८॥
मणनाणि सग जयाई समइअछेअ चउ दुन्नि परिहारे ।
केवलदुगि दो चरमाऽजयाइ नव मइसुओहिदुगे ॥१९॥
अट उवसमि चउ वेअगि खइए इक्कार मिच्छतिगि देसे ।
सुहुमि सठाणं तेरस आहारगि निअनिअगुणोहो॥२०॥
परमुवसमि वट्टंता आउं न बंधंति तेण अजयगुणे ।
देवमणुआउहीणो देसाइसु पुण सुराउ विणा ॥ २१ ॥
ओहे अट्ठारसयं आहारदुगूणमाइलेसतिगे ।
तं तित्थोणं मिच्छे साणाइसु सव्वहिं ओहो ॥ २२ ॥
तेऊ नरयनवूणा उज्जोअचउ नरयबार विणु सुक्का ।
विणु नरयबार पम्हा अजिणाहारा इमा मिच्छे ॥२३॥
सव्वगुणभव्वसन्निसु ओहु अभव्वा असन्नि मिच्छसमा ।
सासणि असन्नि सन्नि व्व कम्मणभंगो अणाहारे ॥२४॥
तिसु दुसु सुक्काइगुणा चउ सग तेर त्ति बंधसामित्तं ।
देविंदसूरिलिहिअं नेयं कम्मत्थयं सोउं ॥ २५ ॥

बंधस्वामित्व समाप्त ।

---

विणु अणछवीस मीसेविसयरिसम्मंमिजिणनराउजुआ।
इअ रयणाइसु भंगो पंकाइसु तित्थयरहीणो ॥ ६ ॥
अजिणमणुआउ ओहे सत्तमिए नरदुगुच विणु मिच्छे।
इगनवई सासाणे तिरिआउनपुंसचउवज्जं ॥ ७ ॥
अणचउवीसाविरहिआ सनरदुगुचा य सयरि मीसदुगे।
सतरसओ ओहि मिच्छे पजतिरिआ विणु जिणाहारं॥८॥
विणु निरयसोल सासणि सुराउ अणएगतीस विणु मीसे।
ससुराउ सयरि सम्मे बीअकसाए विणा देसे ॥ ९ ॥
इअ चउगुणेसु वि नरा परमजया सजिण ओहु देसाई।
जिणइक्कारसहीणं नवसय अपजत्ततिरिअनरा ॥१०॥
निरयव्व सुरा नवर ओहे मिच्छे इगिंदितिगसहिआ।
कप्पदुगे वि अ एवं जिणहीणो जोइभवणवणे ॥११॥
रयणु व्व सणंकुमाराइ आणयाइ उज्जोअचउरहिआ।
अपजतिरिअव्व नवसयमिगिंदिपुढविजलतरुविगले॥१२॥
छनवइ सासणि विणु सुहुमतेर केइ पुण बिंति चउनवइं।
तिरिअनराऊहिं विणा तणुपज्जत्तिं न जंति जओ ॥१३॥
ओहु पणिंदितसे गइतसे जिणिक्कारनरतिगुच विणा।
मणवयजोगे ओहो उरले नरभंगु तम्मिस्से ॥ १४ ॥
आहारछग विणोहे चउदससउ मिच्छि जिणपणगहीणं।
सासणि चउनवइ विणा तिरिअनराऊ सुहुमतेर ॥१५॥
अणचउवीसाइ विणा जिणपणजुअ सम्मि जोगिणो सायं।
विणु तिरिनराउ कम्मे वि एवमाहारदुगि ओहो ॥१६॥

| | | | |
|---|---|---|---|
| ,, ટિપ્પણ | શ્લો૦ ૨૯૨ | ઉદયપ્રભસૂરિ | ૧૩ |
| (૩) બન્ધસ્વામિત્વ | ગા૦ ૫૪ | અજ્ઞાત | અજ્ઞાત |
| ,, વૃત્તિ | શ્લો૦ ૫૬૦ | હરિભદ્રસૂરિ | ૧૧૭૨ |
| (૪) ષડશીતિ | ગા૦ ૮૬ | જિનવલ્લભગણિ | ૧૨ |
| ,, ભાષ્ય | ગા૦ ૨૩ | અજ્ઞાત | અજ્ઞાત |
| ,, ,, | ગા૦ ૩૮ | ,, | ,, |
| ,, વૃત્તિ | શ્લો૦ ૮૫૦ | હરિભદ્રસૂરિ | ૧૧૭૨ |
| ,, ,, | શ્લો૦ ૨૧૪૦ | મલયગિરિસૂરિ | ૧૨-૧૩ |
| ,, ,, | શ્લો૦ ૧૬૩૦ | યશોભદ્રસૂરિ | ૧૨ |
| ,, પ્રા.વૃત્તિ | શ્લો૦ ૭૫૦ | રામદેવ | ૧૨ |
| ,, વિવરણ | પત્ર૦૩૨ | મેરુવાચક | અજ્ઞાત |
| ,, ઉદ્ધાર | શ્લો૦ ૧૬૦૦ | અજ્ઞાત | ,, |
| ,, અવચૂરિ | શ્લો૦ ૭૦૦ | ,, | ,, |
| (૫) શતક | ગા૦ ૧૧૧ | શિવશર્મસૂરિ | |
| ,, ભાષ્ય | ગા૦ ૨૪ | અજ્ઞાત | અજ્ઞાત |
| ,, ,, | ગા૦ ૨૪ | ,, | ,, |
| ,, બૃહદ્ભાષ્ય | શ્લો૦૧૪૧૩ | ચક્રેશ્વરસૂરિ | ૧૧૭૯ |
| ,, ચૂર્ણિ | ,, ૨૩૨૨ | અજ્ઞાત | અજ્ઞાત |
| ,, વૃત્તિ | ,, ૩૭૪૦ | મલધારીશ્રી હેમચંદ્રસૂરિ | ૧૨ |
| ,, ટિપ્પણ | ,, ૯૭૪ | ઉદયપ્રભસૂરિ | ૧૩ |
| ,, અવચૂરિ | પત્ર ૨૫ | ગુણરત્નસૂરિ | ૧૫ |
| (૬) સપ્તતિકા | ગા૦ ૭૫ | ચન્દ્રર્ષિ મહત્તર | |
| ,, ભાષ્ય | ગા૦ ૧૯૧ | અભયદેવસૂરિ | ૧૧-૧૨ |
| ,, ચૂર્ણિ | પત્ર૦ ૧૩૨ | અજ્ઞાત | અજ્ઞાત |

# • व परिशिष्ट.

## શ્વેતામ્બરીય કર્મવિષયક–ગ્રન્થ.

| ક્રમાંક. | ગ્રન્થનામ. | પરિમાણ. | કર્તા. | રચના સમય વિ૦ શતાબ્દી. |
|---|---|---|---|---|
| ૧ | કર્મપ્રકૃતિ | ગા૦ ૪૭૬ | શિવશર્મસૂરિ | અજ્ઞાત |
| | ,, ચૂર્ણી | શ્લો૦ ૭૦૦૦ | અજ્ઞાત | અજ્ઞાત |
| | ,, ચૂર્ણી ટિપ્પણ | શ્લો૦ ૧૯૨૦ | મુનિચંદ્રસૂરિ | ૧૨ |
| | ,, વૃત્તિ | શ્લો૦ ૮૦૦૦ | મલયગિરિસૂરિ | ૧૨, ૧૩. |
| | ,, ,, | શ્લો૦૧૩૦૦૦ | શ્રીયશોવિજયોપાધ્યાય | ૧૮ |
| ૨ | પંચસંગ્રહ | ગા૦ ૯૬૩ | શ્રીચંદ્રર્ષિમહત્તર | અજ્ઞાત |
| | ,, સ્વોપજ્ઞવૃત્તિ | શ્લો૦ ૯૦૦૦ | ,, | ,, |
| | ,, બૃહદ્વૃત્તિ | શ્લો૦૧૮૮૫૦ | મલયગિરિસૂરિ | ૧૨, ૧૩. |
| | ,, દીપક | શ્લો૦ ૨૫૦૦ | જિનેશ્વરસૂરિશિષ્ય-વામદેવ | અજ્ઞાત |
| ૩ | પ્રાચીન ૭ કર્મગ્રન્થ | ગા૦ ૫૬૭ | | |
| | (૧) કર્મવિપાક | ગા૦ ૧૬૮ | ગર્ગર્ષિ | ૧૦ |
| | ,, વૃત્તિ | શ્લો૦ ૯૨૨ | પરમાનંદસૂરિ | ૧૨, ૧૩ |
| | ,, વ્યાખ્યા | શ્લો૦ ૧૦૦૦ | અજ્ઞાત | ૧૨૭૫નીપહેલાં. |
| | ,, ટિપ્પણ | શ્લો૦ ૪૨૦ | ઉદયપ્રભસૂરિ | ૧૩ |
| | (૨) કર્મસ્તવ | ગા૦ ૫૭ | અજ્ઞાત | અજ્ઞાત |
| | ,, ભાષ્ય | ગા૦ ૨૪ | અજ્ઞાત | અજ્ઞાત |
| | ,, ભાષ્ય | ગા૦ ૩૨ | અજ્ઞાત | અજ્ઞાત |
| | ,, વૃત્તિ | શ્લો૦ ૧૦૯૦ | શ્રીગોવિન્દાચાર્ય | ૧૨૮૮નીપહેલાં. |

| | | | |
|---|---|---|---|
| ,, टिप्पण | श्लो० २९२ | उदयप्रभसूरि | १३ |
| (३) बन्धस्वामित्व | गा० ५४ | अज्ञात | अज्ञात |
| ,, वृत्ति | श्लो० ५६० | हरिभद्रसूरि | ११७२ |
| (४) षडशीति | गा० ८६ | जिनवल्लभगणि | १२ |
| ,, भाष्य | गा० २३ | अज्ञात | अज्ञात |
| ,, ,, | गा० ३८ | ,, | ,, |
| ,, वृत्ति | श्लो० ८५० | हरिभद्रसूरि | ११७२ |
| ,, ,, | श्लो० २१४० | मलयगिरिसूरि | १२–१३ |
| ,, ,, | श्लो० १६३० | यशोभद्रसूरि | १२ |
| ,, प्रा.वृत्ति | श्लो० ७५० | रामदेव | १२ |
| ,, विवरण | पत्र०३२ | मेरुवाचक | अज्ञात |
| ,, उद्धार | श्लो० १६०० | अज्ञात | ,, |
| ,, अवचूरि | श्लो० ७०० | ,, | ,, |
| (५) शतक | गा० १११ | शिवशर्मसूरि | |
| ,, भाष्य | गा० २४ | अज्ञात | अज्ञात |
| ,, ,, | गा० २४ | ,, | ,, |
| ,, बृहद्भाष्य | श्लो०१४१३ | चक्रेश्वरसूरि | ११७९ |
| ,, चूर्णि | ,, २३२२ | अज्ञात | अज्ञात |
| ,, वृत्ति | ,, ३७४० | मलधारीश्री हेमचन्द्रसूरि | १२ |
| ,, टिप्पण | ,, ९७४ | उदयप्रभसूरि | १३ |
| ,, अवचूरि | पत्र २५ | गुणरत्नसूरि | १५ |
| (६) सप्ततिका | गा० ७५ | चन्द्रर्षि महत्तर | |
| ,, भाष्य | गा० १९१ | अभयदेवसूरि | ११–१२ |
| ,, चूर्णि | पत्र० १३२ | अज्ञात | अज्ञात |

| | | | | |
|---|---|---|---|---|
| | ,, પ્રા. વૃત્તિ | શ્લો૦ ૨૩૦૦ | ચન્દ્રર્ષિ મહત્તર | |
| | ,, વૃત્તિ | શ્લો૦ ૩૭૮૦ | મલયગિરિસૂરિ | ૧૨, ૧૩. |
| | ,, ભાષ્યવૃત્તિ | શ્લો૦ ૪૧૫૦ | મેરુતુંગસૂરિ | ૧૪૪૯ |
| | ,, ટિપ્પન | શ્લો૦ ૫૭૪ | રામદેવ | ૧૨ |
| | ,, અવચૂરિ | નવીન કર્મ ગ્રન્થ ની અવ૦જૂઓ | ગુણરત્નસૂરિ | ૧૫ |
| ૪ | સાર્દ્ધશતક | ગા૦ ૧૫૫ | જિનવલ્લભગણિ | ૧૨ |
| | ,, ભાષ્ય | ગા૦ ૧૧૦ | અજ્ઞાત | અજ્ઞાત |
| | ,, ચૂર્ણી | શ્લો૦ ૨૨૦૦ | મુનિચંદ્રસૂરિ | ૧૧૭૦ |
| | ,, વૃત્તિ | શ્લો૦ ૩૭૦૦ | ધનેશ્વરસૂરિ | ૧૧૭૧ |
| | ,, પ્રા. વૃત્તિ | તાડ૦ ૧૫૧ | ચક્રેશ્વરસૂરિ | અજ્ઞાત |
| | ,, વૃત્તિટિપ્પણ | શ્લો૦ ૧૪૦૦ | અજ્ઞાત | અજ્ઞાત |
| ૫ | પાંચ નવીન કર્મગ્રન્થ | ગા૦ ૩૧૦ | શ્રીદેવેન્દ્રસૂરિ | ૧૩, ૧૪ |
| | ,, સ્વોપજ્ઞટીકા | શ્લો૦ ૧૦૧૩૭ | ,, | ,, |
| | ,, અવચૂરિ | શ્લો૦ ૨૯૫૮ | મુનિશેખરસૂરિ | અજ્ઞાત |
| | ,, અવચૂરિ | શ્લો૦ ૫૪૦૭ | ગુણરત્નસૂરિ | ૧૫ |
| | કર્મસ્તવ વિવરણ | શ્લો૦ ૧૫૦ | કમલસંયમોપાધ્યાય | ૧૫૫૯ |
| | છ કર્મગ્રન્થ બાલાવબોધ | શ્લો૦ ૧૭૦૦૦ | જયસોમસૂરિ | |
| | ,, બાલાવબોધ | શ્લો૦ ૧૨૦૦૦ | મતિચંદ્રજી | |
| | ,, બાલાવબોધ | શ્લો૦ ૧૦૦૦૦ | જીવવિજયજી | ૧૮૦૩ |
| ૬ | મનઃસ્થિરીકરણ પ્રકરણ | ગા૦ ૧૬૭ | મહેન્દ્રસૂરિ | ૧૨૮૪ |
| | ,, વૃત્તિ | શ્લો૦ ૨૩૦૦ | સ્વોપજ્ઞ | ,, |
| ૭ | સંસ્કૃત ચાર કર્મ ગ્રન્થ | શ્લો૦ ૫૬૯ | જયતિલકસૂરિ | ૧૫ |
| ૮ | કર્મ પ્રકૃતિ દ્વાત્રિંશિકા | ગા૦ ૩૨ | અજ્ઞાત | અજ્ઞાત |
| ૯ | ભાવ પ્રકરણ | ગા૦ ૩૦ | વિજયવિમલગણિ | ૧૬૨૩ |

